॥ परोपकाराय सतां विभूतयः ॥

# काव्य-कल्लोल.

પ્રયોજક અને પ્રકાશક.


સાંકળચંદ પીતાંબરદાસ શાહ.

અમદાવાદ.




દોહરો.

" કવિજન કાવ્ય કળા કરે, ગુણુ ચાખે ગાનાર; "
" સોની ઘાટ ઘડી મથે, રાય સજે શણુગાર. " ૧


અમદાવાદ.

રીચીરોડના પુલ નીચે આવેલા "શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસ"માં શા. ચુનીલાલ અમથાશાએ છાપી.

સંવત ૧૯૭૩. વીર સંવત ૨૪૪૩. સને ૧૯૧૭.

આવૃત્તિ ૧ લી.—પ્રત ૨૦૦.

કિંમત રૂ.૦—૧૦—૦.



## દોહરો.

" ચરણુ ધરત ચિંતા કરત, ત્યાગત શોરબકોર; "
" સુવરણુકું ઢુંઢત ફિરત, કવિ વ્યભિચારી ચોર. "

# અર્પણ—પત્રિકા.

શ્રાવક કુલભૂષણ ગુણગણાલંકૃત સ્વધર્મ સ્નેહી શ્રીયુત

## રા. રા. વાડીલાલભાઇ નત્થુભાઈ કુસુમગર.

સ્થળ અમદાવાદ.

આપ એક વિદ્વાન, અનુભવી, દીર્ઘદર્શિ અને નીતિનિપુણ નર છો. વ્યાપારરૂપ નૌકાના ઉત્તમ સુકાની તરીકે આપે શક્ત્યાનુસાર દ્રવ્ય પણ ઉપાર્જન કર્યું છે. વિદ્યાના વ્યયથી અન્યને વિદ્યાદાન આપો છો. અને અર્થના વ્યયથી વિદ્વાનને આશ્રય આપો છો. તેથીજ આપની ઉદારવૃત્તિના અને સત્યપ્રિયતાના ઉત્તમ ગુણો તથાપ્રકારે ઝળકી નિકળ્યા છે.

સંસાર સમુદ્રમાં ભરતી અને ઓટ (ચડતી પડતી) નો અનુભવ લઇ માયાના વમળમાં નહિ લપટાતાં દયા, દાન, દમન અને લઘુતા એજ મુદ્રાલેખ રાખીને સંસારના અનેક ઉપાધિમય ખરાબા વટાવી વિવેક વહાણ કઠિ આણ્યું છે. આપની પરોપકારપરાયણતા અને કાર્યકુશળતા આદિ ગુણોથી આકર્ષાઈ આપના નાનપણથીજ સદાખ્યાયી મરહુમ દાનવીર ધી ઓનરેબલ સરદાર સર ચિનુભાઈ માધવલાલ બેરોનેટ સી. આઈ. ઇ. આપને પૂર્ણ ભ્રાતૃભાવથી અંગના એક ઉત્તમ મિત્ર અને સલાહકાર તરિકે ગણતા આવ્યા હતા.

આપ મારા જુના મિત્ર છો. મારી કવિતા પ્રત્યે આપની અપ્રતિમ પ્રીતિ હોવાથી આ ગ્રંથનો ઉદ્ધાર કરવાની આપની પ્રબળ ઇચ્છાનુસાર આપનીજ આર્થિક મદદથી આ ગ્રન્થનો જન્મ થયો છે તેથી આ ગ્રન્થની સાથે આપનું નામ સદાકાળ જોડી રાખવાના હેતુથી આ ગ્રન્થ આપનેજ અર્પણ કરી પરમ આનંદ માનું છું.

સ્થળ રાજનગર શામળાની પોળ. આશ્વિન શુક્લ ૧૦ દશેરા સંવત્ ૧૯૭૩

સાંકળચંદ પીતાંબરદાસ શાહ.

આપનો શુભેચ્છક મિત્ર-ગ્રન્થકર્તા.

# ભૂમિકા.



ઉદ્દેશ     પ્રિય પાઠકગણ ! આ કાવ્યકલ્લોલ નામે ગ્રન્થ આપના હસ્તકમળમાં આપતાં તેનું કાંઇક દિગ્દર્શન કરાવવાની ઇચ્છા થાય છે. જો કે પુસ્તક એજ પ્રસ્તાવના છે. તો પછી જુદી પ્રસ્તાવનાનું પ્રયોજન શું ? કાંઇ નહિ. પરંતુ દરેક પુસ્તકની આદિમાં પ્રસ્તાવના લખવાની પ્રથા ચાલી આવેછે. તે રીતિનું ઉલ્લંઘન નહિ કરવાના હેતુથી આ ટુંક પ્રસ્તાવના લખીછે.

નરકાદિ ચોરાશી લાખ જીવાયોની રૂપ ચોરાશી લાખ ચૌટામાં અનાદિ કાળથી ભ્રમણ કરતા જીવોને મોટા પુણ્યોદયે ઉત્તમ ક્ષેત્ર અને મનુષ્યગતિ પ્રાપ્ત થાય છે. આવું દુર્લભ મનુષ્યપણું પામીને ધાર્મિક અને નીતિમય જીવન ગાળવું એજ કેળવણી પ્રાપ્ત કર્યાનું ફળ છે. એથી ઉલટું વર્તન રાખનારનો જન્મ બકરીના ગળાના આંચળની માફક વ્યર્થ સમજવો.

આજ-કાલ શૃંગાર અને બિભત્સ આદિ રસના પોષક નાટકો, પદો અને નોવેલો ઘણાં રચાય છે. અને તેનો જનસમાજમાં બહોળો ફેલાવો થાય છે. પ્રાણીઓ સંસારની વિષય-વાસનામાં અનાદિ કાળથી લુબ્ધ થયેલા હોવાથી ઘણા જીવોની તેવા ગ્રન્થો વાંચવામાં સહજ પ્રવૃત્તિ થાય છે. માટે ઉલટે રસ્તે વિહરતો જનસમાજ પોતાનો મનુષ્યત્વ ધર્મ સમજી સત્પ્રવૃત્તિ કરે એવા શુભ આશયથી આ ગ્રન્થની યોજના કરવામાં આવીછે.

કાવ્યકલ્લોલ     આ ગ્રન્થ સમુદ્રના કલ્લોલની પેઠે અનેક સુંદર આકર્ષક કાવ્યોથી ભરપૂર હોવાથી તેનું કાવ્યકલ્લોલ નામ આપવામાં આવ્યુંછે આ ગ્રન્થ નીતિ, ભક્તિ, વૈરાગ્ય અને પ્રસ્તાવિક એ ચાર પ્રબંધો વડે ગુંથાએલ છે.

**નીતિપ્રબંધ** સદ્‌ગુણ, સદાચાર, નીતિ અને શુદ્ધ ચારિત્ર્ય એ મનુષ્યનાં અનુપમ ભૂષણ છે. તેવડે મનુષ્ય શોભે છે અને તે ભૂષણોનેજ મનુષ્યધર્મ અથવા મનુષ્યની ફરજ કહેવામાં આવે છે. માનવભવનું આ પ્રાથમિક પગથીયું છે. તેવા ગુણ પ્રાપ્ત થયા વિના એટલે પ્રથમ ભૂમિકા શુદ્ધ કર્યા શિવાય તે ઉપર પ્રાસાદ કરવો વ્યર્થ ગણાય. તેમ નીતિ વિનાની ભક્તિ તે કેવળ શુષ્ક ભક્તિ કે બકભક્તિ કહેવાય.તેવી ભક્તિથી ફળને બદલે હાનિ થાય, અને તેથી પોતાનું ને સામાનુ બંનેનુ બગડે. સમાજને ભક્તિને બહાને અવળે માર્ગે દોરી મોહ–ઘેલાં સ્ત્રી પુરૂષોને અનેક ફંદમાં ફસાવવા એવી બકભક્તિથી જો પુણ્ય થતું હોય તો બિચારા પાપની શી વલે થાય? એ પ્રમાણે ન થાય ને હૃદયરૂપ દીવાલ નીતિરૂપ ચુનાથી પાલેસ થઇ તે ઉપર ભક્તિરૂપ ચિત્ર આલેખવામાં આવે તો તેનો કેવો ભવ્ય દેખાવ થાય. તે સહજ સમજી શકાય તેમ છે. એટલાજ કારણસર આ ગ્રન્થમાં નીતિને અગ્ર સ્થાન આપ્યું છે. તેમાં પણ સંસારરૂપ શાળાની શિક્ષક તો સ્ત્રીજ ગણાય છે. જો સ્ત્રી સુધરી તો આખો સંસાર સુધર્યો સમજવો. કારણ કે તેના ખોળામાં ખેલતી ભાવી પ્રજાપર તેનાજ સંસ્કાર પડે છે. જો માતા વિદ્વાન્ ને નીતિવાન્ હોય તો તેની પ્રજા અવશ્ય વિદ્વાન્ અને નીતિવાન્ થાય. જેવું બીજું હોય તેવીજ છાપ પડે છે. અને જેવો સંસ્કાર હોય તેવીજ સાન આવે છે. ગર્ભવંતી સ્ત્રીઓએ અમુક સારા સંસ્કારોનું સેવન કરવું એમ આપણા આર્યશાસ્ત્રનું ફરમાન છે; તેનું કારણ એજ કે સારા સંસ્કારોથી પ્રજા સારી નિવડે. તો પછી બાળક જન્મ્યા પછી તેના ઉપર સારા સંસ્કારોની છાપ પાડવામાં આવે તો તે પ્રજા અવશ્ય સારી થાય એમાં નવાઇ શી? તેથીજ નીતિપ્રબંધમાં પણ સ્ત્રી સુબોધમાળાને આગ્રમાં દાખલ કરીછે. તેમાં મુખ્ય વિષય નીચે મુજબ છે.—

પ્રથમ કાવ્યકલ્લોલના વિઘ્નનિવારણનું મંગળાચરણ કર્યા બાદ સ્ત્રીસુબોધ બાળગીત પહેલેથી પાંચ ધોરણ સુધીની બાળાઓને બોધયોગ્ય કાવ્યો છે. પછી આર્ય અબળાનો પોકાર તથા સતીની પતિ પ્રત્યેની કુંકુપત્રિકા

અને પતિનો પ્રત્યુત્તર તથા છઠ્ઠા ધોરણમાં સાસરે જતી દિકરીને માનો પ્રતિબોધ તેર ગરબીઓમાં ગુંથેલો છે. તે દરેક બેનોએ ખાસ સ્મરણસ્થાનમાં સંગ્રહવા લાયક છે. લગ્નના કોલકરાર, દંપતીની ફરજ, પતિ પ્રત્યેની ભક્તિ અને સંસાર સારો કેવી રીતે ચલાવવો, વિગેરે બાબતનું શાસ્ત્રોક્ત રીતિએ એવું અનુપમ વર્ણન કર્યું છે કે વાંચનારને ગમ્મતની સાથે પૂર્ણ બોધ મળે. શિયળનો મહિમા, અભણ ને ભણેલીનો સંવાદ, બાળલગ્ન ને વૃદ્ધવિવાહથી થતી ખરાબી, રડવા કુટવા તથા મરનારની પાછળ કાયટાં જમવાના અને ફટાણા વિગેરેના હાનિકારક રિવાજો વિષે પણ જુદી જુદી ગરબીઓમાં બોધમય ચિતાર આપ્યો છે. ભૂમાતાના આશિર્વાદમાં પ્રાચીન અર્વાચીન સ્થિતિનું અવલોકન કરાવી અભ્યુદયની અભ્યર્થના કરી છે. પ્રાંતે લગ્નના પ્રસંગમાં ગાવાનાં માંગલિક ગીતો છે. બધી ગરબીઓ સાદી સરળ ભાષામાં અને પરિચિત ભિન્ન ભિન્ન રાગોમાં મનોરંજક શિક્ષણ લેવા જેવી છે. તે દરેક ધોરણને માટે યોગ્યતા પ્રમાણે ગોઠવી છે. એ બધું સ્ત્રીસુબોધમાળાના મથાળા નીચે આપવામાં આવ્યું છે. તે પછી સામાન્ય સામાજીક નીતિબોધમાં જનસમાજને ઉપયોગી અને બોધક કાવ્યો આપ્યાં છે. તેમાં અભણ અને વિદ્વાનનો વિવાદ અતિ રમુજી છે. આપણી અવનતિનાં કારણો, ચાલતા જમાનાનો ચિતાર વિગેરે અનેક પદો પણ ઉત્તમ બોધ આપે તેવાં છે. સપ્ત મહાવ્યસન નિષેધક સાત પદો ઘણાં અસરકારક છે. ઉપાધિમય કફની તો ખાસ વારંવાર વાંચવા લાયક છે. એક ચીંથરાની ઉપાધિથી જ્યારે સંન્યાસીને એટલું બધું શોષવું પડ્યું તો આ ઉપાધિમય જગતમાં અનેક ઉપાધિઓનું તો કહેવુંજ શું? પછી સત્ય, ક્ષમા, સંતોષ પરોપકાર અને સંપ વિગેરેની અનેક કવિતાઓ સંસારની પરિસ્થિતિનું ભાન કરાવે છે. એમ બે પ્રકરણોમાં પ્રથમ નીતિપ્રબંધ પૂર્ણ કરવામાં આવે છે.

**ભક્તિપ્રબંધ** પૃષ્ઠ ૧૧૩ થી ભક્તિપ્રબંધ શરૂ થાય છે. તેમાં જિનગુણપુષ્પમાળા, ભક્તિમાળા અને જિનગુણ રત્નમાળાના મથાળા નીચે

ચોવીશ જિનેશ્વરના સ્તવનો તેમજ કેટલાક તીર્થના સ્તવનો પણ આપવામાં આવ્યાં છે તે બધાં મળીને સુમારે ૨૫૦ છે. તે પ્રાચીન પ્રચલિત તથા આધુનિક નાટકી રાગોમાં રસિક રચવામાં આવ્યાં છે. ભક્તનું સ્વરૂપ, કેવા પ્રકારની ભક્તિ અને કોની કરવી તથા તેનું ફળ શું? તે વાસ્તવિક રીતે બતાવ્યું છે. ભક્તિ એ લોહચુંબકની માફક મુક્તિનું આકર્ષણ કરે છે. ધ્યાન, ધ્યાતા અને ધ્યેય એ ત્રણેની એકતા થઇ લયલીન થાય તો અલ્પ સમયમાં બેડો પાર થાય છે. માટે તે અવશ્ય કર્તવ્ય છે. તે મનને પ્રમોદ આપે છે અને આત્માને ઉજ્વળ કરે છે. પરમાત્માના ગુણકીર્તન ગાવાથી આત્મા પરમાત્મારૂપ થાય છે. તે વિષે રાવણનું દૃષ્ય દૃષ્ટાંત છે. તેણે અષ્ટાપદ ઉપર ભક્તિમાંજ તીર્થંકર ગોત્ર બાંધ્યું છે. આ ભક્તિપ્રબંધ ખાસ કરીને જૈનબંધુઓને માટે છે અને તે વિનાના બીજા બધા પ્રબંધો સાર્વજનિક છે.

**વૈરાગ્ય પ્રબંધ** પારસમણીના સ્પર્શથી લોઢું સુવર્ણ થાય છે, તેમ મોટા પુરૂષના ગુણ ગાવાથી આત્માના સ્વાભાવિક ગુણ પ્રકટ થાય છે એ વાત સાચી છે પણ તેને દ્રઢીભૂત કરવાને માટે ખાસ વૈરાગ્યની જરૂર છે. વૈરાગ્યથી સંસારના દૃષ્ય પદાર્થની અનિત્યતા સમજાય છે. અધ્યાત્મ પ્રકટ થઇ સ્વપરની વહેંચણ થાય છે. તેથી ઉત્તરોત્તર જીવ તે શિવ થાય છે. તેથી આ ગ્રન્થમાં ૨૨૦ મા પૃષ્ટથી વૈરાગ્ય પ્રબંધ શરૂ થાય છે. તેનું યથાર્થ વર્ણન કરતા ગ્રન્થ ગૌરવતાનો ભય રહે છે. પ્રસ્તાવનાનો અતિ વિસ્તાર યોગ્ય ન ગણાય. માટે પ્રિય પાઠક ગણને તેનું અથથી ઇતિ સુધી અવલોકન કરી રહસ્ય ગ્રહણ કરવાની ભલામણ કરૂં છું. કરૂણારસથી છલોછલ ભરેલો વૈરાગ્ય પ્રબંધ વાચતાં વાંચકવૃંદને જો કાંઇ આનંદ અને મનની શાન્તિ થશે તો કર્તાનો પ્રયાસ સફળ થયો એમ સમજી સંતોષ માનીશ. તેમાંના મુખ્ય વિષયોનું યત્કિંચિત વર્ણન આપવામાં આવે તો હું ધારૂં છું કે તે અપ્રસ્તુત ગણાશે નહિ.

આદ્યમાં અનિત્યાદિ બાર ભાવનાઓ પ્રાચીન પ્રચલિત રાગોમાં રચી

મૂકી છે તે સંસારની કેવળ અનિત્યતા દર્શાવે છે. કાયા અને જીવનો સંવાદ ઘણો બોધદાયક છે. અંતસમયની આરાધના પત્થર જેવા અંતઃકરણવાળાને પણ પીગળાવી નાંખે છે. આશાની અભિલાષા, અનિત્યતા દિગ્દર્શન, પ્રાણપિંજર, બાજીગરની બાજી અને વિધિની વિડંબના આદિ અનેક પદો એટલાં બધા વૈરાગ્યમય છે કે રસનો સ્વાદ કહેનાર કરતાં ચાખનાર સારો લઇ શકે છે. દેહલપુરથી જીવાજીએ શ્રી સીમંધરસ્વામી ઉપર પત્ર લખ્યો છે. તે વાંચી પ્રભુ તેની વહારે ધર્મરાજા અને સમકિત સેનાપતિને મોકલે છે. મોહની સાથે ધર્મરાજા મહાજંગ મચાવી રણરંગ કરી જીવાજીને છોડાવી શ્રી સીમંધરસ્વામીને શરણે મોકલે છે. આમાં વૈરાગ્યજનક કરૂણારસ અને વીરરસનું એવું પોષણ કર્યું છે કે પાઠકગણને બોધની સાથે આનંદ પ્રાપ્ત થાય. પ્રાંતે મોહદત્તાખ્યાન સાત પદોમાં આલેખ્યું છે. એમાં મોહઘેલો પ્રાણી પોતાની માતાના દેખતાં પિતાને મારી, ભગિનીની સાથે ભોગ કરવાની કેવી પ્રબળ ઇચ્છા કરે છે અને એક મહાત્માના પ્રતાપથી ખરી અણીની વખતે કેવો પાછો હઠી વૈરાગ્ય પામે છે. તેનો આબેહુબ ચિતાર છે. શિવાય બીજાં પણ અનેક વૈરાગ્યનાં પદો કઠણ હૃદયને પણ કોમળ કરી નાંખે તેવાં છે.

**પ્રસ્તાવિક પ્રબન્ધ** પૃષ્ઠ ૩૧૩ થી પ્રસ્તાવિક પ્રબંધ શરૂ થાયછે, તેમાં જૈનબંધુઓની ઐક્યતા થવાની યોજના જૈનોન્નતિના વિચાર, જૈન બંધુઓને જાગૃત થવા વિનંતી, દેશોન્નતિના ઉદ્દગાર, મોટાનું મહત્વ અને એકગણું દાન ને સહસ્રગણું ફળ. વિગેરે વિષયો ઉપર હૃદયદ્રાવક પદો રચેલાં છે. છેવટે દયાજનક પ્રાણી પોકાર અને અંત્ય મંગલાચરણ કરી ઉપસંહારથી ગ્રંથ સમાપ્ત કર્યો છે.

કાવ્યચમત્કૃતિનું વર્ણન જાતે લખવા કરતાં તેની કસોટી કરવાનું કાર્ય વિદ્વાન્ સજ્જનોને માથે રાખવું મેં વધારે ઉચિત્ત ગણ્યું છે. હું એવો વિદ્વાન નથી તેમજ ઉત્તમ કવિની ગણનામાં આવી શકું તેમ પણ નથી.

છતાં સમાજસેવાનું લક્ષ્યબિંદુ રાખી **" यथाशक्ति यतनीयं बुधै "** એ વચનાનુસાર યત્કિંચિત્ સમાજસેવા બજાવવા માટેજ આ પ્રયત્ન કરવામાં આવ્યો છે. તો આશા છે કે ભવ્યજીવો આ ગ્રન્થનો યથાયોગ્ય લાભ લેશે.

આ ગ્રન્થનાં કેટલાંક કાવ્યો જુદા જુદા પુસ્તકો અને માસિકોમાં અગાઉ છપાએલાં છે અને કેટલાંક તદ્દન અપ્રસિદ્ધ છે. એ સઘળાં વ્યવસ્થિત રીતે એકજ ગ્રન્થમાં હોય તો સમાજને વિશેષ ઉપયોગી થાય. એવી મારા કેટલાક મિત્રોની ઘણા વખતથી ભલામણ હતી. પણ તે ફલીતાર્થ થવામાં બે અડચણો હતી. એક તો પુસ્તક વેચી તેના નફામાંથી આજીવકા ચલાવવી એવી મારી ઇચ્છા નહોતી. અને બીજી આ મહાન્ યુદ્ધને લીધે કાગળો વિગેરેની અતિ મોંઘવારીથી આવા મોટા ગ્રન્થમાં હજારો રૂપૈયા રોકવાનું મેં દુરસ્ત ધાર્યું નહિ. તેથી મેં એ વાત ઉપર લક્ષ્ય આપ્યું નહિ. પરંતુ ભાવી પ્રબળ હોવાથી ચાલતી સાલની અક્ષયતૃતિયાને દિવસે **શ્રીસિદ્ધાચળજી મહાતીર્થ** ઉપર મને અમદાવાદ નિવાસી **રા. રા. વાડીલાલભાઇ નત્થુભાઇ કુસુમગર** કે જે **એક વિદ્વાન, અનુભવી, વયોવૃદ્ધ અને નીતિનિપુણ ગૃહસ્થ છે.** તેમણે મને આ ગ્રન્થનો ઉદ્ધાર કરવાનું કહ્યું અને મારી નિઃસ્વાર્થ સેવાથી રાજી થઇ પોતાના ખર્ચે ગ્રન્થ છપાવવાનું સાહસ કામ ઉઠાવી લઇ તેને પડતર કરતાં પણ ઓછી કિમ્મતે વેચવા અને યોગ્ય સ્થળે ભેટ મોકલવા કબુલ કર્યું. તેને બીજે દિવસે મ્હેસાણા **નિવાસી પરમધાર્મિક સુપ્રસિદ્ધ શેઠ વેણીચંદભાઈ સુરચંદ તથા શેઠ લલ્લુભાઇ કીશોરદાસ ધીના દલાલ** મળ્યા તેમણે પણ આ વાતને પુષ્ટિ આપી શેઠ લલ્લુભાઇએ પુસ્તકની મદદમાં સો રૂપિયા રોકડા અને ૨૦૦ નકલો ખરીદવા કહ્યું. પણ પુસ્તકને પુરતી મદદ ઉપર મુજબ **રા. રા. વાડીલાલભાઇ**ની હતી અને મારી નિઃસ્વાર્થ સેવા હતી તેથી રોકડ રકમ લેવાની ના પાડી. એ પ્રમાણે ઉત્તેજના મળવાથી આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાને અને પડતર કરતાં પણ જુજ કિમ્મતે ફેલાવો કરવાને હું ભાગ્યશાળી નિવડયો છું. અને તેથીજ આ ગ્રન્થના **સહાયભૂત પ્રેરક** તરીકે **રા. રા.**

વાડીલાલભાઇ નત્થુભાઈ કુસુમગરનું મુબારક નામ આ પુસ્તકની સાથે જોડવું યોગ્ય ધારૂં છું. તેમની ઉદાર વૃત્તિથી રાજી થઇ તેમની ઇચ્છા નહિ છતાં પણ આ ગ્રન્થની અર્પણપત્રિકા મેં તેમનેજ આપી છે. મારા જુના સ્નેહ અને આગ્રહથી તે તેમણે માન્ય કરી છે, તેથી મને વિશેષ આનંદ પ્રાપ્ત થાય છે.

આ ગ્રન્થનાં પ્રુફ સુધારવા તથા યોગ્ય સલાહ આપવા વિગેરે કેટલીક સહાય માટે **શ્રી મ્હેસાણા જૈન શ્રેયસ્કર મંડળ** અને તેના આ૦ સેક્રેટરી શા. રા. **વલ્લભદાસ હાવાભાઇ**નો આભાર માનવાનું હું ભૂલી શકું તેમ નથી.

આ ગ્રન્થમાં મતિમાંદ્યાદિ યોગે જે કાંઇ સ્ખલના થઇ હોય તે સજ્જનોને સુધારી વાંચવા વિનંતિ કરીને વિરમું છું.

| | |
|---|---|
| અમદાવાદ-રાયપુર શામળાની પોળ. સંવત્ ૧૯૭૩ ના આશ્વિન શુકલ ૧૦. દશેરા. | સજ્જન વલ્લભ<br>સાંકળચંદ પીતાંબરદાસ શાહ.<br>લેખક અને પ્રકાશક. |



# અનુક્રમણિકા.



વૈરાગ્ય પ્રબંધ.

**પ્રસ્તાવિક પ્રબંધ.**

# યુદ્ધશાન્તિ માટે પ્રભુ પ્રાર્થના.

## હરિગીત છંદ

મહામેદનીમય જંગમાં દળ પ્રલયકાળ સમા અડ્યાં,
સુધરેલ રાજ્ય યુરોપનાં આ વાર ચકડોળે ચડ્યાં;
સંહાર કોટિ મનુષ્યનો આ પ્રબળ યુદ્ધે પરવર્યો,
પ્રભુપ્રાર્થના સુણીને પ્રજાની શાન્તિ વિગ્રહની કરો. ૧
મહા જંગ માઈલ હજાર ફરતો ત્રાસદાયક જ્યાં થયો,
સરિતા વહે શોણિતની અંબાર મુડદાંનો થયો;
કરપદ ત્રુટ્યા કોઈ સુભટના શિર પુટયાં દીસે નરવરો,
પ્રભુપ્રાર્થના સુણીને પ્રજાની શાન્તિ વિગ્રહની કરો. ૨
યમરાજના ડોળા સમા ગોળા ઉડી અવનિ પડે,
વરસાદ વરસે વન્હિનો વિદ્યુત શસ્ત્રો ખડખડે;
કલ્પાંતકાળ સમાન રણભૂમિ જોઈ કંપે કાયરો,
પ્રભુપ્રાર્થના સુણીને પ્રજાની શાન્તિ વિગ્રહની કરો. ૩
મહામારી ને અતિ વૃષ્ટિ અહીં વહેપાર નહિ વિગ્રહ તહીં,
રાજા પ્રજા દુનિયાં દુઃખી પોકાર કયાં કરીએ જઈ ?;
કરી કૃપા પામરપર પ્રભુ એ સર્વ દુઃખો પરિહરો,
પ્રભુપ્રાર્થના સુણીને પ્રજાની શાન્તિ વિગ્રહની કરો. ૪
આ બ્રિટિશ રાજ્યપિતા પ્રજાનું પુત્ર સમ પાલન કરે,
સમ્રાટ્ જયોર્જ ધિ ફિફ્થને જય આપ પ્રભુ આ અવસરે;
આ છંદ સાંકળચંદ કહે પ્રભુ પ્રજા અરજી ઉર ધરો,
પ્રભુપ્રાર્થના સુણીને પ્રજાની શાન્તિ વિગ્રહની કરો. ૫

॥ श्री ॥

# ॥ काव्यकल्लोल ॥



## મંગળાચરણ.



### શાર્દૂલવિક્રીડિત છંદ.

**શ્રીસંખેશ્વરપાસ** આશ મનની પ્રેમે પુરો સર્વદા,
આ ગ્રન્થે રસ પોષજો સુણી રીઝે શ્રોતાતણી પર્ષદા;
ત્રાતા મંગળદાય સાહ્ય કરજો ટાળી બધી આપદા,
શ્રી શાન્તિ મતિ કાન્તિ કીર્તિ બલ ધી આપો સદા સંપદા.

### હરિગીત છંદ.

પ્રથમ મંગળ નામ **પ્રભુનું** ગ્રન્થ પ્રારંભે ધરી,
મંગળ **સરસ્વતી ભગવતી** મા સાહ્ય કર વિઘ્નો હરી;
**નિર્ગ્રંથ ગુરૂ** મંગળમુદા જે ધર્મદાતા છે સદા,
મનઉદધિમાં **કલ્લોલ કાવ્યથી** મોદ પામો સર્વદા. ૧

શુભ **નીતિ ભક્તિ વાસના વૈરાગ્યની** મંગળ મુદા,
સુખ સ્વર્ગ ને અપવર્ગ આપે રોગ શોક ન રહે કદા;
પાઠક પુનિત નિજ આત્મ શાંત સુધારસે સિંચો સદા,
મનઉદધિમાં **કલ્લોલ કાવ્યથી** મોદ પામો સર્વદા. ૨

શૃંગાર કૌતક બિભત્સાદિક ગ્રન્થ નોવેલો થયાં,

ચકચૂર આજ સમાજ જન થઈ વિષમ પંથે કંઈ વહ્યા;
આ આત્મહિતનો ગ્રન્થ વાંચી પામજો સુખ સંપદા,
મનઉદધિમાં **કલ્લોલ કાવ્યથી** મોદ પામો સર્વદા. ૩

## વિજ્ઞાપના–ભુજંગી છંદ.

કરૂં હું વિનંતી કવિરાજ પાસે, નથી હું કવિ ના કળા કાવ્ય ભાસે;
તથાપિ ક્ષમા રાખી દોષો નિવારી, કવિરાજ આ ગ્રન્થ વાંચો સુધારી. ૧
નથી યુક્તિનાં વાકય જેમાં રસાળાં, નથી ગીત છંદો પ્રબંધો પ્રભાળાં;
છતાં વ્યર્થ અર્થે ન વાણી ઉચારી, કવિરાજ આ ગ્રન્થ વાંચો સુધારી. ૨
ગ્રહે ક્ષીર ને નીર છંડે *મરાળા, તજી દોષ ગુણો ગ્રહે સંત લાલા;
તજી શ્યામ લ્યો શ્વેત બાજુ સ્વીકારી, કવિરાજ આ ગ્રન્થ વાંચો સુધારી.૩

## દોહરા.

નીતિ ભક્તિ વૈરાગ્ય ને, પ્રસ્તાવિક પ્રબંધ;
આ લઘુ ગ્રન્થે અનુક્રમે, ગોઠવીયા પદ્યબંધ. ૧
છાર ઉપર લીંપણ યથા, ભક્તિ નીતિ વિણ ધાર;
સ્ત્રી નીતિ શિક્ષણ આપતાં, સુધરે સૌ સંસાર. ૨



* હંસો.

# નીતિ પ્રબંધ.

## સ્ત્રી સુબોધ—માળા.

### મંગળાચરણ.

#### હરિગીત છંદ.

સૌ મંગળોમાં પ્રથમ મંગળ પ્રાર્થના પ્રભુની કરૂં,
અતિ વિકટ પંથ સુગ્રંથ રચના સાવ્યતાથી નિસ્તરૂં;
વાણ્દેવી[1] સરસ્વતી ભગવતિ શ્વેતાંબરી મા ભારતી,
હર તિમિર જ્ઞાન પ્રકાશ કર વર માગું દે માતા સતી. ૧
કરૂં વાણીનો વિલાસ આપો કાવ્ય કૃતિમાં શુભ મતિ,
ભારતભૂમિની ભામિની સૌ પુત્રી ગણી દ્યો સન્મતિ;
લઘુ ગ્રંથ આ સંસાર સિંધુ ઉતરવા નૌકા[2] સમો,
ભણી આર્ય એ'નો કુશળ થઈ સંસારસાગો અનુક્રમો. ૨

#### દોહરા.

દોષ તજી ગુણ લે ભલા, સજ્જન હંસ સમાન;
નીર તજી જેમ ક્ષીર લે, તેમ કવિતાથી જ્ઞાન. ૧
સજ્જન પ્રસન્ન થઈ કરો, કવિતાનો વિસ્તાર;
અથવા એ ભૂલ માહરી, કરવો વ્યર્થ વિચાર. ૨

---

૧ વાણીદેવી—સરસ્વતી   ૨. વહાણ.

જો કવિતામાં ગુણ હશે, સદાચારનો સાર;
કલ્પલતા પરે તો થશે, સ્વાભાવિક વિસ્તાર. ૩
કમળ નિપજે જળથકી, જળ ન લહે ગુણ દોષ;
ગાયક સમિર* સુગંધ લે, કવિને મન સંતોષ. ૪

---

## બાળવર્ગને માટે.



બાળગીત ( પ્રાર્થના. )

**આવી છે બાણને માંડવેરે, જાદવકુળની તે જાન—એ રાગ.**

પાય લાગું પ્રભુને સદા રે, ના'ની વયની છું બાળ;
ટાળજો મારી આપદા રે, પ્રભુ છો પ્રતિપાળ.
હેત ધરી મને પાળજો રે, ના'ની વયની છું બાળ;
કુશળ રાખી દુઃખ ટાળજો રે, પ્રભુ છો પ્રતિપાળ.
સદાચરણ શુભ આપજો રે, ના'ની વયની છું બાળ;
સુમતિ આપી સુખ થાપજો રે, પ્રભુ છો પ્રતિપાળ.
સાચાબોલી કરજો મને રે, ના'ની વયની છું બાળ;
હાથ જોડીને નમું તને રે, પ્રભુ છો પ્રતિપાળ.
માત પિતા મારાં રહો સુખી રે, ના'ની વયની છું બાળ;
પાળે મને ન કરે દુઃખી રે, પ્રભુ છો પ્રતિપાળ.
વડીલનો વિનય કરાવજો રે, ના'ની વયની છું બાળ;
નીતિના પંથે ચઢાવજો રે, પ્રભુ છો પ્રતિપાળ.

---

* પવન.

## ગરબી ૨ જી.

### લીલો લીમડોરે લીલો નાગરવેલનો છોડ—એ રાગ.

બેની પરભાતમાંરે, વહેલાં ઉઠીએ સૌ સંગાથ;
અંગ પખાળીનેરે, મંદિર જઇ નમીએ જગનાથ. ૧
પાયે લાગીએરે, માત પિતાને જોડી હાથ;
કરીએ કહ્યું સદારે, સામું વદીએ નહિ સુજાત. ૨
કરીએ નહિ કદીરે, કુડો કજીયો કે કંકાસ;
રીસાઇએ નહિંરે, રહીએ સાદાં સરળ સુવાસ. ૩

---

## ગરબી ૩ જી.

### રાગ ઉપરનો.

ગંદા નવ રહેંારે, રહીએ ચોખ્ખાં ચોખ્ખે ચિત્ત;
નાહી ધોઈ સુઘડતારે, ધરીએ શરીરની શુભ નિત્ય. ૧
ધૂળમાં લોટીનેરે, લૂગડાં મેલાં કરીએ ન દાટ;
ચોખ્ખાં પહેરીએરે, ઘડીએ નહિ કાંઈ કુડો ઘાટ. ૨
સખી મારી હળીમળીરે, જઇએ નિશાળે ભલીભાત;
ભણીએ ભાવથીરે, મુકી આડી અવળી વાત. ૩
સખી મારી થુંકથીરે, અક્ષર માંજીએ નહિ સુજાત;
લીંટા ન દોરીએરે, શીલેટ ને ચોપડીમાં ભાત. ૪

---

## ગરબી ૪ થી.

### પીતળ લોટા જળે ભર્યારે—એ રાગ.

કરીએ વિનય વડીલનોરે, નમીએ ગુરૂને પ્રભાતરે;
એ બહેની, સરખી સમાણી સાહેલીઓરે. ટેક.
હળીમળી જઇએ નિશાળમાંરે, ભણીએ નીતિના પાઠરે. એ.
રખડીએ નહિ વાટમાંરે, જઇએ નિશાળે સૌ સાથરે. એ.
શિક્ષકનું કહ્યું માનીએરે, સામું ન બોલીએ લેશરે. એ.
ચોપડીમાં ચિત્ત રાખીએરે, કોઇથી ન કરીએ કલેશરે. એ.
ગાળાગાળી ન કીજીએરે, મધુરા બોલીએ બોલરે. એ.
ધન્ય બાળા સંસારમાંરે, જગમાં વાધે તસ તોલરે. એ.

---

# ધોરણ ૧ લું.



## બાળટોળી.—ગરબી ૧ લી.

### અચકો મચકો કારેલી—એ રાગ.

સૌ હળીમળી લેઇએ તાળી બે'ન, સરખી વયની સાહેલી.
અલી તું ભલી ભોળી બાળી બે'ન, સ. ઊઠીએ વે'લાં પરભાતે બે'ન, **સ.**
ભજીએ પ્રભુને ભલીભાતે બે'ન, સ. નમીએ માબાપને પ્રીતે બે'ન, **સ.**
જે ચહાય સદા એક ચિત્તે બે'ન, સ. જે દુઃખ વેઠી સુખ આપે બે'ન, **સ.**
તસ આજ્ઞા કોણ ઉથાપે બે'ન, સ. વડીલોનો વિનય તે કરીએ બે'ન, **સ.**
તસ હિત વચને અનુસરીએ બે'ન, સ. દાતણ કરીએ નિત્ય નાહીએ બેન, **સ.**
વાળ ઓળાવી તેલ વાહીએ બે'ન, સરખી વયની સાહેલી.



## બાળટોળી,—ગરબી ૨ જી.

### રાગ ઉપરનો.

હઠ કજીયો રાડ ન કરીએ બે'ન, સરખી વયની સાહેલી.
હસ્તે મુખ હળીમળી રહીએ બે'ન, સ. પછી પાઠ નિશાળનો ભણીએ બેન, સ.
ભણ્યું પહેલાનું ફરી ગણીએ બેન,સ. ગણી આંક ને કકકો ભણીએ બે'ન , સ.
તિથી વાર ને મહીના ગણીએ બેન,સ. નિયમિત વખતે નિત્ય જમીએ બેન સ.
ચિત્ત શાંતિ નિમિત્ત જરી રમીએ બે'ન,સ. થયો વખત નિશાળે જઇએ બે'ન ,સ
પેન સિલેટ ચોપડી લેઇએ બે'ન, સ. ડાહી સરળ ને ચોખ્ખી બાળા બે'ન, સ.
જાય નિશાળે ગુણમાળા બે'ન, સરખી વયની સાહેલી.

—⁕—

## નિશાળનો મહિમા.

### પીતળ લોટા જળે ભર્યારે—એ રાગ.

સરખી સમાણી સાહેલીયોરે, નિશાળે ભણવાને જાયરે;
ઓ માડી, ભણવા નિશાળે મોકલોરે. ટેક.
ચોપડીઓ લેઈ હાથમાંરે, મનમાં બહુ મકલાયરે. ઓ. ૧
બે'નપણી સાથે હું ગઇરે, એક દિન નિશાળમાંયરે; ઓ.
નિશાળમાં ગમ્મત ઘણીરે, જોઈ જોઈ મન હરખાયરે. ઓ. ૨
લીંપ્યાં ગુંપ્યાં રૂડાં આંગણાંરે, ચિતરેલો ચારૂ ચોકરે; ઓ.
વચમાં રોપ્યા ફૂલ છોડવારે, કેળ ને દ્રાક્ષ અશોકરે. ઓ. ૩
ઓસરીયો શી ગોઠવીરે, ટેબલ ખુરશી પાટરે; ઓ.
ઘડિયાળ ભીંતે શોભતીરે, જેનો ઘડયો રૂડો ઘાટરે. ઓ. ૪
માયાળુ મેહેતાજી ભલારે, રાખે પુત્રીસમ હેતરે; ઓ.
પાઠ ભણાવે પ્રીતથીરે, સમજાવે અર્થ સમેતરે. ઓ.

—⁕—

## ગરબી ૨ જી.

### રાગ ઉપરનો.

તાળી લેઈ પુદડી ફરેરે, બાળી ભોળી ત્યાંયરે; ઓ.
કોયલસમ મીઠા સ્વરેરે, ગરબીયો નીતિની ગાયરે. ઓ. ૧
પીવરાવે દૂધ પ્રીતથીરે, વહેંચે મેવા મીઠાઇરે; ઓ.
પાસ પરીક્ષામાં જે ઠરેરે, ઈનામ દે સુખદાઈરે. ઓ. ૨
ચોળી ચયણીયા ઓયણાંરે, ચોપડિયો રૂમાલરે; ઓ.
જેનું ભણતર જેટલુંરે, તેને મળે તેવો માલરે. ઓ. ૩
રંગ બેરંગી રમકડાંરે, આકૃતિની પેટી માંયરે; ઓ.
મોર ચકોર ત્રિકોણીયાંરે, દેખાડે બેનોને ત્યાંયરે. ઓ. ૪
એક રમકડું હાથમાંરે, લેઈ ઓળખાવે નામરે; ઓ.
નામ પાટિયાપર લખીરે, અક્ષર બોલાવે તામરે. ઓ. ૫
વાળાનું એક ચોકઠુંરે, તેમાં લખોટાની હારરે; ઓ.
લીલા પીળા કાળા લાલ છેરે, ગણવાને રમવાનો બા'રરે. ઓ. ૬
નકશા ભલા ભીંતે ભેરવ્યારે, ચીતર્યા દેશને પાટરે; ઓ.
દેખાય છે રળિયામણારે, દરિયા ડુંગર નદી ઘાટરે. ઓ. ૭
ચક્કરમાં ગોળો ફરેરે, ઊંધો ને ચત્તો થાયરે; ઓ.
એ ગોળો *ભૂ માતનોરે, જોઈ મારૂં મન હરખાયરે. ઓ. ૮

---

## ગરબી ૩ જી.

### રાગ ઉપરનો.

રમવાની ઝાઝી મઝારે, ભણતર રમતાં ભણાયરે; ઓ.
રજા મળે રવિવારનીરે, વળી તે'વારો પળાયરે. ઓ. ૧

---

* પૃથ્વી.

રોજ બપોરે રજા મળેરે, રમવાની અડધો કલાકરે; ઓ.
ખાવું પીવું ને ખેલવુંરે, ભણવું ને ખાવો થાકરે. ઓ. ૨
મા મને નિશાળે મોકલોરે, ભણવામાં ચોંટયું ચિત્તરે; ઓ.
ધૂળમાં નહીં લોટું હવેરે, જઇશ નિશાળે નિત્યરે. ઓ. ૩
જે નરનારી ના ભણેરે, મૂર્ખ રહે પશુ જેમરે; ઓ.
ભણવામાં સુખ છે ઘણુંરે, સુધરે સંતતી એમરે. ઓ. ૪
ભણતાં પંડિત નિપજેરે, લખતાં લહિયો થાયરે; ઓ.
ચાર ચાર ગાઊ ચાલતાંરે, લાંબો પંથ કપાયરે. ઓ. ૫

કરૂપી ભુંડો સંસારમાંરે—એ રાગ.

ધન્ય ધન્ય બાળા સંસારમાંરે, જે સદ્ગુણની ભંડાર;
મુખથી જુઠું બોલે નહિરે, સાચે સુધરે સંસાર. ધન્ય. ૧
સાચે રાચે પ્રભુ સુખ ઘણુંરે, જુઠામાં દુઃખજંજાળ;
ચોરી ચાડી કરીએ નહિરે, ચોર સંગતે આવે આળ. ધન્ય. ૨
પરવસ્તુ પોતાની કહેરે, તે ચોરને દંડે દરબાર;
નરક તણાં દુઃખ સાંપડેરે, વિશ્વાસ ન કોઈ ધરનાર. ધન્ય. ૩
સૌથી સંપીને ચાલીએરે, જ્યાં સંપ ત્યાં લક્ષ્મિ નિધાન;
સંપ ત્યાં જંપ સૌભાગ્યતારે, સુધરે સંસાર નિદાન. ધન્ય. ૪

---

## ગરબી ૨ જી.

### રાગ ઉપરનો.

હઠને રાડ નવી કીજીએરે, મા બાપને વડીલથી વાદ;
સરળને સાદાં થઈ ચાલીએરે, કરીએ નહિ કાંઇ વિખવાદ. ધન્ય. ૧
શરીરને લુગડાં ચોકખાં રાખતાંરે, વધે આરોગ્યતા સુખચેન;
ઝીણાં જંતુ કરડે નહિરે, નિત્ય નહાઇએ ધોઇએ એન. ધન્ય. ૨

છોકરા ભેળા રમીએ નહિરે, આવે સ્હેજમાં કુડી આળ;
સાહેલીઓમાં રમીએ જરીરે, કોઇને નવ ભાંડીએ ગાળ.　ધન્ય. ૩

---

# ધોરણ બીજું.

## બાળ રામજી અને ચંદ્રમા.

**જાન જનાવરની મળી મેઘાડંબર ગાજે—એ રાગ.**

બાળા રાજા રામચંદ્રજી, માને ખોળે પધાર્યા;
ચાંદલિયો લેવા આભથી, હાથ લાંબા પસાર્યા.　૧
ચાંદો આવ્યો નહીં હાથમાં, ઘણું રોવા લાગ્યા;
સમજ્યા ન કૌશલ્યા માતજી, ચિત્રો આપ્યાં મોં માગ્યાં. ૨
રડતા ન રહે રામચંદ્રજી, હાથે ચાંદો બતાવે;
સંજ્ઞાએ દશરથ સમજીયા, બાળ ચાંદો મંગાવે.　૩
ચાંદો આવે કેમ હાથમાં, રામ રહે કેમ *છાને;
યુક્તિ કરી થાકયા ઘણા, બાળરાજા ન માને.　૪
બાળ રાજ યોગી ત્રિયા, હઠ ચાર છે ખોટી;
બુદ્ધિબળે લે કેળવી, તો કાંઈ વાત ન મોટી.　૫
પછી દર્પણ બાળ હાથમાં, આપ્યું બુદ્ધિનિધાને;
ચંદ્રબિંબ જોઈ દરપણે, રામનું મન માને.　૬
રડતા છાના રહ્યા રામજી, બાળલિલા બતાવી;
રાજા પ્રજા રાજી થયા, બાળરાજા મનાવી.　૭

---

*છાનો.

## બાળા અને ચંદ્રમા.

### ગોકુળ મથુરાંરે વા'લા—એ રાગ.

મા મને ચાંદોરે વા'લો, દૂધથી ધોળો અતિ રૂપાળો;
જેમ રૂપાનોરે થાળો, રાત દીપાવે છે રઢીયાળો. મા. ૧
જઈ આભલીએરે બેઠો, તળાવના પાણીમાં પેઠો;
જો જળમાંથીરે ઝાલું, હાથ ન આવે ઠાલુંમાલું. મા. ૨
જ્યાં જ્યાં જઉં છુંરે માડી, ઘાડી ઝાડી કે વનવાડી;
ત્યાં ત્યાં સાથેરે આવે, ચાંદલિયો મુજ મનમાં ભાવે. મા. ૩
ગુણ ઠંડકનોરે ધરતો, ધરતીપર અજવાળું કરતો;
સૂરજ ઊગેરે દા'ડી, સામું જોઈ શકીએ નહીં માડી. મા. ૪
તાપ તપાવેરે ભારી, પંથી પંથ વહે દુઃખકારી;
હું તને પૂછુંરે માડી, ચાંદો સૂરજ ઊગે દા'ડી. મા. ૫
બેઉમાં સૌનેરે સારો, લાગે કોણ તે માત વિચારો;
હું અણસમજુરે બાળી, સમજાવે તું માત મયાળી. મા. ૬

---

## ચંદ્ર સૂર્યની લડાઇ. (માનો ઉત્તર.)

### રાગ ઉપરનો.

મા કહે સાંભળરે બેટી, સમજુ થાજે ગુણની પેટી;
ચાંદો સૂરજરે બળિયા, એકદિન ભેળા બેઉ જણ મળિયા. મા. ૧
લડાઈ જાગીરે બેઉને, નવાઈ જેવું લાગે સૌને;
પે'લો ચાંદોરે ભાખે, બડાઈ પોતાની બહુ દાખે. મા. ૨
હું સુખદાતારે સાચો, સૃષ્ટિનો શણગાર ન કાચો;
તાપે તપિયારે દા'ડી, મુજ મુખ જોઇ નિંદ્રા લે ઘાડી. મા. ૩

સૌને શાંતિરે આપું, રાત રચી સંકટ સૌ કાપું;
મુખથી અમૃતરે ઝરતો, દરિયામાં હું ભરતી કરતો. મા. ૪
શરદ પુનમનીરે રાતે, પાકે મુક્તાફળ ભલીભાતે;
કુમુદ ચકોરીરે ચાહે, ચોર જાર મુજથી ડરી જાશે. મા. ૫
સાંભળી સૂરજરે બોલે, ચાંદલિયા તું નહીં મુજ તોલે;
હું સમરથ છુંરે મોટો, જગ પ્રતિપાલક નહીં મુજ જોટો. મા. ૬
તાપ તપાવુંરે ધરણી, હું વરસાવું વૃષ્ટિ તરણી;
અનાજ ફળ ફૂલરે કેવા, અઢારભાર વનસ્પતિ મેવા. મા. ૭
મુજ પરતાપેરે પાકે, આલમ જીવે નહીં મુજ પાખે;
હું અજવાળુંરે સ્થાપું, સૌ દિન સરખી રીતે વ્યાપું. મા. ૮
તું દિન પંદરરે ઉગે, પંદર દિન નાસે મુખ મુંગે;
પુનમે ઊગેરે પૂરો, પડવાથી ક્ષીણ થાય અધૂરો. મા. ૯

---

## લડાઇનું સમાધાન ને માનો બોધ.



એમ વિવાદેરે ચડિયા, દેવ ગુરૂ પાસે જઈ અડિયા;
બુદ્ધિબળમાંરે એવો, તોલ ન આવે બૃહસ્પતિ જેવો. એમ. ૧
બેઉને આદરરે આપી, સમજાવ્યા બુદ્ધિબળ સ્થાપી;
તમે બેઉ સમરથરે સારા, પ્રાણીમાત્રના લોચન પ્યારા. એમ. ૨
તુમ વિણ જીવતરરે ખારૂં, જળ સ્થળમાં સઘળે અંધારૂં;
સદાય રહેશોરે રાજી, તો ખીલશે કુદરતની બાજી. એમ. ૩
ચંદ્ર સૂરજ છોરે શાખી, ન જીવે તુમ વિણ આલમ આખી;
એમ સમજાવ્યારે પ્રીતે, બૃહસ્પતિએ મિત્રની રીતે. એમ. ૪

સમજી સંપીરે ચાલ્યા, ચંદ્ર સૂરજ નિજ સ્થાને [1]હાલ્યા;
મા કહે પુત્રીરે પ્યારી, લડે ન ચંદ્ર સૂરજ કોઈ દા'ડી.[2] એમ. ૫
પણ મેં યુક્તિરે કીધી, તુજને સમજાવા સૌ વિધી;
સૃષ્ટિ રચનારે ધારી, ચંદ્ર સૂરજ જગજીવન દોરી. એમ. ૬
પ્રત્યક્ષ દેવોરે પૂરા, નિજ નિજ ધર્મ બજાવે શૂરા;
બેઉને ગણજેરે સારા, આખી આલમને બેઉ પ્યારા. એમ. ૭

---

# ધોરણ ૩ જું.

## ભારતમાં ચાલતું વર્ષ અને મહિના.

### ઓધવ માધવને કહેજો– એ રાગ.

સખી ભારતભૂમિ વર્ષ ભણું, ત્રણશેં ચોપન દિવસતણું;
તેના મહિના બાર ગણું, સખી ભારતભૂમિ માત નમો;
તનમન ભક્તિ સ્વદેશ રમો. સખી. એ ટેક. ૧
**કારતક** નવીન વરસ નિકટે, **માગશર** લગનસરા ઉલટે;
રાત વધે દિન માપ ઘટે. સખી. ૨
**પોશે** ટાઢ પડે ઝાઝી, **માહામાં** ખીલે વનરાજી;
જાય શિયાળાની બાજી. સખી. ૩
**ફાગણમાં** સળગે હોળી, **ચતર** પરવારે કોળી;
**વેશાખે** આંબા પોળી. સખી. ૪
**જેઠ** તપે ભૂતળ ભારી, ઉન્હાળાના એ ચારી;

---

૧ ગયા. ૨ દહાડી=દહાડો.

**અષાઢ** વર્ષા વિસ્તારી. સખી. ૫
**શ્રાવણ** પુણ્યદાન કાજે, **ભાદરવો** ગંભીર ગાજે;
સરાધમાં લાડુ ખાજે. સખી. ૬
**આશો** દશરા દીવાળી, જમીએ શેવ ને સુંવાળી;
રમીએ તાળી લેઈ બાળી. સખી. ૭
ચોમાસે સૌ વનરાજી, ખીલે કુદરતની બાજી;
લીલી સાડી સજે માજી.* સખી. ૮
દર ત્રીજે વરસે આવે, પુરૂષોત્તમ મહિનો ભાવે;
તેમાં પુણ્યદાન થાવે. સખી. ૯



## પખવાડીઉં અને પંદર તિથિ.

### આવો આવો શીવશંકર ભોળા—એ રાગ.

વા'લી બે'નો નિશાળે જઇએ, ભણી ગણી સમજુ થઇએ;
વા'લી બે'નો નિશાળે જઇએ. એ ટેક.
મહીના **બાર** વરસ દિનના, બે **પખવાડા** મહિનાના;
**સુદ** ને **વદ** બે મનમાન્યા. વા'લી. ૧
**અજવાળું** સુદ પ્રકટાવે, **અંધારૂં** વદમાં થાવે;
કુદરત લીલા બતલાવે. વા'લી. ૨
**પડવે** દિન પે'લો જાણો, **બીજ**તણો બીજો માનો;
ત્રીજો **ત્રીજ**થી કહેવાણો. વા'લી. ૩
**ચોથ** તે ચોથે દિન કહીએ, પંચમ દિન **પાંચમ** લહીએ;
છઠ્ઠે દિન છઠ નિરવહીએ. વા'લી. ૪

---

* પૃથ્વીમાતા.

સાતમો દિન **સાતમ** કેરો, આઠમો દિન **આઠમ** ઠેર્યો;
**નોમે** નવમ દિવસ પ્રેર્યો. વા'લી. ૫

દશમો **દશમ** તણે નામે, **અગીઆરસ** દિન સુખ પામે;
**બારસ** બાર તણે ઠામે. વા'લી. ૬

**તેરસ** તેરમે દિન આવે, **ચૌદશ** ચૌદમે દિન થાવે.
પુનમ ચંદ્ર પૂરો ભાવે. વા'લી ૭

પહેલા પંદર અજવાળું, પછીના પંદર અંધારૂં;
મહિને મહિને નિત્ય ભાળું. વા'લી. ૮

બએ ઘડીનું અજવાળું, બીજથી નિત્ય વધતું ભાળું;
આખી રાત પુનમ ગાળું. વા'લી. ૯

પછી બએ ઘડી અંધારૂં, વદ એકમથી વધનારૂં;
**અમાસ** આખી અંધારૂં. વા'લી. ૧૦

---

## સાત વાર.

### પડવેની પણ પ્રોત—એ રાગ.

આદિત્યે **રવિવાર** સૈયર સંગેરે,
આજ રજા પડી નિશાળ રમીએ રંગેરે;
**સોમવારે** સખીયો થઇને ભેળીરે,
સૌ ભણવા જાય નિશાળ ગુણની વેલીરે. ૧

**મંગળવારે** મેલ મનનો તજીએરે,
સજી વસ્ત્ર સ્વચ્છ ભગવાન ભાવે ભજીએરે;
**બુધવારે** બે'ન બુદ્ધિ આવેરે;
જો ભણીએ ભણતર બેશ* સદગુણ થાવેરે. ૨

---

* ઉત્તમ.

બૃહસ્પતિ ગ્રહ દેવનો ગુરૂ ભારેરે,
સૌ લોક ભણે ગુરૂવાર ભેસ્પતવારેરે:
શુક્રવાર દિન સત્ય વાણી ઉચરીએરે,
ધરી સદાચાર સંસાર પાર ઊતરીએરે. ૩
શનિવાર શણગાર નીતિનો સજીએરે,
ભણી ગણી બની હુશીયાર કજીયો તજીએરે,
સાત વાર શુભ સાત ગ્રહના કહીએરે,
વળી રાહુ કેતુ સુધાંત નવ ગ્રહ લહીએરે. ૪
સદ્ગુણીના પોબાર ગ્રહ સૌ સીધારે,
ગ્રહ વાંકા દુરગુણી શીર દૈવે કીધારે,
સત્ય ક્ષમા દયા દાન ભુષણ સજીએરે,
આળસ અભિમાન કુસંપ ઇર્ષા તજીએરે. ૫

## માતૃ સ્તુતિ.

### મામેરૂ મોંઘા મુલનું—એ રાગ.

સુખદાતા માતાજી જીવો ઘણું,
મારા મનના પૂરે નિત્ય કોડ. માયાળુ મારી માવડી.
મને દુઃખી દેખી તું દુઃખી થતી, તારા જેવી ન જગમાં જોડ. મા. ૧
નવ માસ ઉદરમાં* રાખી મને, તને દીધાં મેં દુઃખ અપાર. મા.
સહી વેદના જન્મ આપ્યો મને, તારો ભૂલું હું નહીં ઉપકાર. મા. ૨
પગલું માંડતી નહીં પૃથ્વિતળે, મને ઉપાડી ફરતી હંમેશ. મા.
ગાઈ હાલરડાં તું હીંચોળતી, દુઃખ આવવા દેતી ન લેશ. મા. ૩
મને ભીનેથી સૂકે સુવાડતી, પોતે ભીનામાં સુતી સુજાત. મા.

---

* પેટ.

મને વસ્ત્ર રૂડું ઓઢાડતી, લજ્જા ખેંચી તો ઉઘાડી થાત. મા. ૪
ભુખી થઈ રોઉં તો ભર ઉંઘથી, જાગી ધવરાવતી તું સુજાણ. મા.
વાચા વગરની હું ન બોલી શકું, ચેતી માગ્યું આપે મતિમાન. મા. ૫

## ગરબો ૨ જો.

### રાગ ઉપરનો.

મળ મૂત્ર ધુવે મારાં માવડી, મારે માટે ન જમતી મિષ્ટાન્ન. મા.
કડવાં ઔષધ કવાથ ને મૂળિયાં, મારે માટે પીધાં તેં નિદાન. મા. ૧
ઘડી જંપવા ન દેતી તને કદા, અનાડી હું છેક નાદાન. મા.
ખાતાં પીતાં તને પજવું ઘણું, તારો માનું હું શો એશાન*. મા. ૨
મારા કાલા બોલે ઘણું રીઝતી, મને રીઝવે કહી રૂડી વાત. મા.
સંસારમાં સ્વાર્થનું સૌ સગું, નિઃસ્વાર્થી સગી મારી માત. મા. ૩
તારો બદલો કદી ન વાળી શકું, સેવું કલ્પ સુધી તારા પાય. મા.
મામા કાકા ને માશી જીવો ઘણું, સુખ દુઃખમાં નભાવે તું માય. મા. ૪
રાત દિવસ ગણે ગુણ માતના, પાર પામે ન કોઇ કવિરાય. મા.
ઘડયું હૃદય પ્રેમપૂર માતનું, સ્નેહસાગર સમ ઊભરાય. મા. ૫

# ધોરણ ૪ થું.

## સિંહ અને ઉંદર ( ઉપકારનો બદલો. )

### મા પાવા તે ગઢથી ઉતર્યાં—એ રાગ.

એક વૃક્ષ નીચે સૂતો હતો, સુણ બાળારે,
કોઈ ભૂખ્યો સિંહ નિરાશ, સાંભળ બાળારે;

* પાડ.

તે નીચે એક દર હતું, સુ૦ બહુ ઉંદરનો ત્યાં વાસ. સાં. ૧
સિંહના શરીર ઉપર ઘણા, સુ. ઉંદરડા આવે જાય; સાં.
વન રાજા મન ધારતો, સુ. શું રંકને છેડે થાય. સાં. ૨
પણ બહુ દોડાદોડથી, સુ. કોપ્યો તે વનનો રાય; સાં.
એક ઉંદર પકડયો તદા, સુ. તસ મારવા જેવો જાય. સાં. ૩
ઉંદર બોલ્યો કરગરી, સુ. મને માફ કરો મા'રાજ; સાં.
હવે ફરીથી નહીં કરૂં, સુ. તમે ઉત્તમ છો વનરાજ. સાં. ૪
દયા ધરી દિલ છોડીયો, સુ. કહે ઉંદર સાંભળો દાદ; સાં.
હું બદલો વાળીશ ખરો, સુ. સેવકને કરજો યાદ. સાં. ૫
સિંહ હસ્યો તું શું કરીશ, સુ. ઉંદરડા મુજ ઉપકાર; સાં.
અવસરે સેવા આદરૂં, સુ. કહી ગયો કરી નમસ્કાર. સાં. ૬
પારધીની જાળે કદા, સુ. સપડાયો સિંહ ચકોર; સાં.
ઉંદર આવ્યો તે સમે, સુ. કાપ્યો તે જાળનો દોર. સાં. ૭
છુટયો તે વનકેશરી, સુ. માન્યો ઉંદરનો ઉપકાર; સાં.
હું હસતો તુજને હતો, સુ. તું રંક ક્ષુદ્ર અવતાર. સાં. ૮
પણ એ ભૂલ છે માહરી, સુ. કરવો નહીં ગર્વ લગાર. સાં.
કરણીથી ઓળખાય છે, સુ. ના'ના મો'ટા નર નાર. સાં. ૯

---

## ઘે'લો બાદશાહ ને સૂર્ય ઉપરની ચઢાઈ.

**વા'લે અમૃત પાઈ ઉછેર્યાં વા'લાજીએ—એ રાગ.**

એક નવરંગ પુરીમાં અક્કલબાજખાં રાજારે,
તસ હજુર ખુશામતખોર લાલખાં તાજારે;

રાજમહેલથી પૂર્વ દિશાએ કચેરી શાહનીરે,
જતાં આવતાં સૂર્યનો તાપ પડે તોફાનીરે. ૧
લાલખાંને પૂછ્યું શાહે સૂરજ આણુ ન માનેરે,
હજી જબરો રહ્યો છે શત્રુ જીવતો છાનેરે;
કહે લાલખાં બંદેનિવાજ પકડી મંગાવોરે,
એનો ભાર છે શો અહીં કેદ કરીને લાવોરે. ૨

પછી સ્વારથીલાલ પ્રધાનને શાહે તેડાવ્યોરે;
કહે શાહ ચઢાઈ કરી સૂરજ અહીં લાવોરે;
કહે મંત્રી સૂરજ અસમાન રહ્યો છે છાનેરે,
યુદ્ધ કરવા તેની સાથ જવું અસમાનેરે. ૩
આકાશે જવાના યંત્ર મળે છે વિલાતેરે,
એક લાખ રૂપૈયા આપો તો લાવીએ ખાંતેરે;
શાહે લાખ રૂપૈયા આપ્યા મંત્રીને હાથેરે,
પરવરિયો મંત્રી લશ્કરલાવની સાથેરે. ૪

કેટલાએક દિન ફરી મંત્રી પાછો આવ્યોરે,
કહે શાહને સૂરજ જીતીને બાંધી લાવ્યોરે;
પશ્ચિમ દિશ હોજના પાણીમાં પેઠો લાજીરે,
પ્રતિબિંબ જળે જોઈ શાહ થયો બહુ રાજીરે. ૫
મંત્રીને કર્યો શિરપાવ સાબાશી દીધીરે,
પૂર્વ બાજુથી પશ્ચિમ બાજુ કચેરી કીધીરે;
જવું આવવું પશ્ચિમ તરફ શાહને થાવેરે,
તેથી સૂર્યનો તડકો શાહ ઉપર નવી આવેરે. ૬
એવા અક્કલબાજખાં સૂર્ય જીત્યા મન માનેરે,

મૂરખ માથે નહીં હોય શીંગડાં નિદાનેરે;
બળિયાથી બાથ ભીડે તો ખત્તા ખાવેરે,
ધૂળ નાંખીએ સૂરજ સામી તે આંખ્યોમાં આવેરે. ૭

---

## શિયાળ અને બગલો.

કેફી સૈયર જેનો કંથડો—એ રાગ.

મશ્કરી કરતાં પારકીરે, લાજ પોતાની જાય;
પસ્તાવો પૂરો પામીએ, જીવ જોખમ થાય.
મશ્કરી કરીએ ન પારકી. એ ટેક. ૧
વિહંગપુર નગરી વિષેરે, પશુ પંખીનો વાસ;
શિયાળ ને બગલો રમે, નિત્ય કરી સહવાસ. મશ્કરી. ૨
શિયાળીએ બગ નોતર્યોરે, ઘેર જમવાને ખાસ;
છાછર થાળે પીરશી, ખીર જમવાને તાસ. મશ્કરી. ૩
બગલાની લાંબી ચાંચથીરે, ખીર આવે ન મુખ;
શિયાળિયો ચાટી ગયો, ભાગી બગની ન ભુખ. મશ્કરી. ૪
શિયાળિયો હસીને કહેરે, સુણો બગલાજી વાત;
આજ રસોઈ કેવી થઈ, કહો સ્વાદ નિરાંત? મશ્કરી. ૫
બગલો ચતુર મન ચેતીયોરે, થઈ મશ્કરી આજ;
ઠાવકો થઇને બોલીઓ, ભલી રસવતી રાજ. મશ્કરી. ૬
કાલ પધારો આપણેરે, ઘેર જમવાને રાજ;
ભક્તિ કરૂં ભલી ભાતથી, રાખું આપની લાજ. મશ્કરી. ૭
શિયાળ જમવાને ગયોરે, પાછી બગલાને ઘેર;

શિરોહીમાં ખીર પીરશી, જમો શિયાળજી લે'ર. મશ્કરી. ૮
શિરોહીનું મુખ સાંકડુંરે, મુખ મોટું શિયાળ;
ખાવાને ફાંફાં માર્યાં ઘણાં, પણ ફાવ્યો ન તાલ. મશ્કરી. ૯
ચાંચ ઘાલી બગ ખાઈ ગયોરે, બોલ્યો મશ્કરીમાં બોલ;
સ્વાદ રસોઇનો શિયાળજી, કેવો આવ્યો છે થોલ. મશ્કરી. ૧૦
શિયાળ સમજીને બોલીયોરે, કાલ જેવો છે તાલ;
વેષ ભજવ્યો વિશેષ તેં, મારો વાંક છે લાલ. મશ્કરી. ૧૧
મશ્કરી મેં કાલે કરીરે, કરી બમણી તેં આજ;
મશ્કરી કોઇની નહીં કરૂં, મળી શિક્ષા સદાજ. મશ્કરી. ૧૨

---

## ગરવી ગુજરાત.



મા તું પાવાની પટરાણી કે કાળી—એ રાગ.

[1]ગરવી શ્રી ગુજરાત સુજાત માત રળિયામણીરે લોલ,
ભારતભૂમિની દુઝણી ગાય સદાય સોહામણીરે લોલ;
ધરણી [2]તરૂણી [3]ભાલ વિશાળ તિલક રૂપે રતીરે લોલ,
કુદરતની ક્રીડાનો બાગ અથાગ લીલાવતીરે લોલ. ગ. ૧
પાકે કાચું સોનું રસાળ ભૂમિ ધાન્યે ભરીરે લોલ,
શાળી રસાળી મગ મઠ ચોળા ઘઉં ને બાજરીરે લોલ;
ચણા જવાર તુવર ઝાલર જવ બંટી બાવટોરે લોલ,
ફળદ્રુપ પ્રાંત રસાળનો રોપ્યો જગમાં વાવટોરે લોલ. ગ. ૨
તલ સરસવ અળશી એરંડી કસુંબી ધાવડીરે લોલ,

---

૧ મોટી. ૨ સ્ત્રી. ૩ કપાળ.

પાકે અફીણ તમાકુ કપાસ ગળી ને શેલડીરે લોલ;
વનરાજીની શોભા †નંદનવન શોભા ખરીરે લોલ,
સૃષ્ટિના શણગાર રૂપે તું માતા ગુર્જરીરે લોલ. ગ. ૩
આસોપાલવ વડ પીંપળ આંબા ને આંબલીરે લોલ,
મહુડા લીમડા *શમડા રાયણ બોરડીયો ભલીરે લોલ;
ઈત્યાદિક વિધ વિધ તરૂ ઠામ ઠામ જોઈ મન રમેરે લોલ,
વિનયથી [1]દક્ષ નમે તેમ તરૂવર ફળ ભારે નમેરે લોલ. ગ. ૪
[2]કદળી દાડમડી સીતાફળી નારંગી વડીરે લોલ,
અંજીર શેતુર પપનસ મેવા દ્રાક્ષ બદામડીરે લોલ;
ચંપો ચંબેલી ગુલ જાસુદ મોગર માલતીરે લોલ,
જાઈ જૂઈ કમળ કેતકી ફૂલની વાડી ફાલતીરે લોલ ગ. ૫

---

## ગરબી ૨ જી.

### રાગ ઉપરનો.

રાજનગર શુભ અમદાવાદ ભારતભૂષણ ખરૂંરે લોલ,
કળા કુશળ હુન્નર વેપારથી આબાદી ભર્યુંરે લોલ;
કાપડ સુતરની મીલોનો હુન્નર છે ઘણોરે લોલ,
ઉદ્યોગી [3]ધિમાન્ શ્રીમાન્ જથ્થો વસ્તીતણોરે લોલ. ગ. ૧
સુરત ભરૂચ વડોદરૂ પંચમહાલ શોભે ઘણાંરે લોલ,
ખેડા ખંભાયત પ્રાચીન પાટણની નહીં મણારે લોલ;
[4]શ્રીસ્થળ વીસનગર મેસાણા આદિક છે ભલાંરે લોલ,
ઈડર પાલણપુર રાધનપુર ને રાજપીંપળારે લોલ. ગ. ૨

---

† ઈંદ્રનું વન. * ખીજડા. ૧ ડાહ્યો. ૨ કેળ ૩ બુદ્ધિવાન. ૪ સિદ્ધપુર.

ભાવનગર જૂનાગઢ જામનગર મન લોભતાંરે લોલ;
રાજસ્થાન કાઠિયાવાડ તણાં બહુ શોભતાંરે લોલ,
ઇત્યાદિક બહુ નગર પૂર ને ગામ ઘણાં મળીરે લોલ;
ગુર્જર ભૂમિની [1]ઘટના થઇ તે કોઈ ન શકે કળીરે લોલ. ગ. ૩
મહી તાપી નર્મદ સાબર આદિ નદી નિર્મળીરે લોલ,
અર્બુદ શત્રુંજય ગિરનારાદિક પર્વત વળીરે લોલ;
મશરૂ ને કિનખાબ કિનારી મુગટા રેશમીરે લોલ,
સાડી ઘરચોળાંદિક કારીગરી નહીં અહીં સમીરે લોલ. ગ. ૪
એવી રસાળી યશાળી પુનિત છે આ ગુર્જર ભૂમિરે લોલ,
આળસ ઇર્ષા તજી અભિમાન થજો સૌ ઉદ્યમીરે લોલ;
જન્મભૂમિ માતા ગુજરાતતણા ગુણ શા ભણુંરે લોલ,
**સાંકળચંદ** સ્વદેશભક્ત નરનાર જીવો ઘણુંરે લોલ. ગ. ૫



## ગરબો.

### બાળ વિનંતિ.

**સર્વે સખિયોને શીખ દેઉંરે—એ રાગ.**

સ્ત્રીનીતિ શિક્ષણ દ્યો ભલુંરે અમે બાળા ઉચ્ચરીએ,
વ્યાવહારિક નૈતિક સ્થિતિરે આર્ય બંધુ ઉદ્ધરીએ;
સત્ય ક્ષમા સદાચારથીરે સંસાર સુધરીએ,
આ સંસાર સમુદ્રમાંરે સુખ ભરતી ભરીએ.
દમયંતી સીતા સતીરે લોલ, પૂર્વે ભણેલી સૌ હતીરે લોલ;
નીતિ કેળવણી ભણી ભલીરે લોલ, કીર્તિ કરી જેણે ઉજળીરે લોલ.

---

[1] રચના.

અભણ મૂર્ખ માતાની સંતતિ મૂર્ખ પરંપરારે લોલ,
માત હોય વિદ્વાન્ પ્રજા તો થાય ધૂરંધરારે લોલ;
પુત્રી માતાસમ સદ્‌ગુણીરે લો, સદ્‌ગુણી સાસુની વહુ ગુણીરે લો.
સાદી સરળ સભ્ય નિર્મળીરે લો, ભણી ગણી થાશે ભલીરે લો.
દેશની ઉન્નતિ કોમની ચઢતી સ્ત્રીશિક્ષણ વિષેરે લોલ.
ધીર વીર બળ બુદ્ધિ નિધાન પ્રજા પ્રાક્રમી થશેરે લોલ.
સ્ત્રીશિક્ષણના પ્રભાવે, દેશમાં સુધારા થાવે;
કુધારા કુસંપ જાવે, ઉદ્યમી પ્રજા બનાવે.
સ્ત્રીનીતિશિક્ષણ દ્યો ભલુંરે, અમે બાળા ઉચરીએ.

---

# ધોરણ ૫ મું.



## આર્ય અબળાનો પોકાર.

**સુંદર શામળીયા નાગ જપીશ--એ રાગ.**

આર્ય વિદ્યા ઉધરો, સુણી અબળા પોકાર; સ્વદેશી સાહ્ય કરો,
સ્ત્રીશિક્ષણ દ્યો સાર. આર્ય. એ ટેક.
સ્ત્રીકેળવણી છે સુખદાઇ, જેમાં દેશની ચડતી સમાઈ;
ભવિષ્ય સંતતિ સુધરે ભાઈ, અભણ મૂર્ખ નારી દુઃખદાઈ;
જ્ઞાન સકલ શણગાર. આર્ય વિદ્યા૦ ૧
માત ભણેલી પુત્રી ભણાવે, સાસુના ગુણ વહુમાં આવે;
જ્ઞાનચક્ષુ અંતર પ્રકટાવે, જ્ઞાની સ્ત્રી રહે સરળ સ્વભાવે;
વિદ્યા ગુણ ભંડાર. આર્ય વિદ્યા૦ ૨

દમયંતી સીતા [1]પંચાળી, [2]બ્રાહ્મી આદિક સતી મચાળી;
વિદ્યા કેળવણી નીતિ પાળી, ભરતભૂની કીરતિ અજવાળી;
કેળવણી નીતિ સાર. આર્ય વિદ્યા૦ ૩
દેશ પ્રજા [3]દ્રોહી મહા પાપે, સ્ત્રીકેળવણીની જડ કાપે;
પણ એ કેળવણી પરતાપે, રણ કીરતિ વીર બાળા સ્થાપે;
જ્ઞાન પરમ આધાર. આર્ય વિદ્યા૦ ૪
પંડિત નર ને સ્ત્રી અજ્ઞાની, મળતી [4]પાંતી ન હોય મઝાની;
ઘરસંસારનો રથ તોફાની, એક પૈડે ફરતાં હોય હાની;
સદ્ગુણી જોડી શ્રીકાર. આર્ય વિદ્યા૦ ૫
સોમાં કોઈ એક કુલટા [5]કામી, ન ગણો કેળવણીની ખામી;
નીચ સંગતથી થાય હરામી, નીતિ વિના કેળવણી નકામી;
સદાચાર સુખકાર. આર્ય વિદ્યા૦ ૬
રામ ભીષ્મ મહાવીર મુછાળા, વીર પુત્રો પ્રસવે વીરબાળા;
ઘરનો સ્તંભ ખરો ગુણમાળા, સ્ત્રીવિણ ઘર સમશાનની શાળા;
સ્ત્રીભૂષણ સંસાર. આર્ય વિદ્યા૦ ૭
પ્રેમની પેટી કોમળવેલી, સુખ દુઃખમાં પતિની સ્ત્રી બેલી;
પતિની ચેંમાં થઈ સતી પે'લી, પ્રેમદા એવી પ્રેમમાં ઘેલી;
સ્ત્રી વિણ દુઃખી સંસાર. આર્ય વિદ્યા૦ ૮
અનાચાર સ્ત્રીમાં જે દેખો, આર્ય તમારી એ ભૂલ પેખો;
અભણ મૂર્ખ રાખી શું લેખો, ધર્મ કર્મ આચાર ન દેખો;
એ અજ્ઞાન વિકાર. આર્ય વિદ્યા૦ ૯
નિર્લજ અભણ નથી શરમાતી, લગ્ન સમે ભૂંડાં ગીત ગાતી;

૧ દ્રૌપદી. ૨ સરસ્વતી. ૩ વૈરી. ૪ જોડ. ૫ વ્યભિચારી.

નારી નહીં તે ભૂંડણી જાતિ, કામણ ટૂમણમાં ભટકાતી;
મૂર્ખ અભણ જે નાર. આર્ય વિદ્યા૦ ૧૦
બાળલગ્ન ને વૃદ્ધવિવાહે, વાળ્યો દાટ દેશમાં દાહે;
અભણ સ્ત્રીઓ ચાલે એ રાહે, સુધરેલી કુચાલ ન ચાહે;
બાળલગ્ન ધિક્કાર. આર્ય વિદ્યા૦ ૧૧
આર્ય ટેક અબળાનો રાખો, કેળવણી દ્યો અભણ ન રાખો;
**સાંકળચંદ** ફળ મીઠાં ચાખો, દેશભક્ત વીરપુત્રો પાકો;
સ્ત્રીશિક્ષણ સુખકાર. આર્ય વિદ્યા૦ ૧૨

—(*)—

## સાચું બોલવા વિષે.

### મહીનું મૂલ બતાવ—એ રાગ.

સાચું બોલ સદાય, બાળા ગુણમણિમાળા. સાચું. ટેક.
સાચાનો વિશ્વાસ કરે સૌ, સાચે સુજશ ગવાય,
સાચે રાચે શ્રી જગદીશ્વર, સાચાને સુખ થાય;
સત્યથી અગ્નિ પાણી. સાચું. ૧
સત્યથી ભરતભૂમિ પંકાણી, સૌમાં શ્રેષ્ઠ ગણાય,
તસ પુત્રી વીરબાળા આપણ, જુઠ ન વદીએ કદાય;
જો કદી સંકટ આવે. સાચું. ૨
સાચાને સૌ પાસે રાખે, જુઠાથી દૂર જાય,
જુઠો વાત વાતમાં ભુંડો, કોઇ ન લે તસ છાંય;
જ્યાં ત્યાં અપજશ પામે. સાચું. ૩
સાગર જો મરજાદા મૂકે, ચંદ્ર સૂરજ ચૂક થાય,
જીવ જાય તો જાવા દઇએ, સત્ય ન તજીએ કદાય;

સત્યમેવ જય અંતે. સાચું. ૪
રાજ તજી ચંડાળતણે ઘેર, રહ્યા હરિશ્ચંદ્ર રાય,
દુઃખ સહ્યાં પણ સત્ય તજ્યું નહિ, સત્યનો જયજય થાય;
સત્યવાદી જે ગવાયા. સાચું. ૫
ભીષ્મ યુધિષ્ઠિર રામરાજનું, સત્ય જગત પંકાય,
પ્રાણ તજે પણ સત્ય ન ચૂકે, સત્ય અટંકી એ રાય;
અમર રહ્યા દુનિયામાં. સાચું. ૬
સીતા દમયંતી પંચાળી, જગમાં સતિયો ગવાય,
પ્રાણાંતક સંકટ બહુ વેઠયાં, તજ્યું ન સત્ય કદાય;
કીરતિ રહી જગ ગાજી. સાચું. ૭
વાતવાતમાં જુઠ વધાથી, આવરદા ક્ષય થાય,
બાળા જુઠ તજી ગુણમાળા, સાચું વદજો સદાય;
સત્યની છાપ છપાશે. સાચું. ૮

---

## ઉપવનનું વર્ણન.

**શી ખીલી આજ તાજી, વનરાજી.** એ ટેક.

કોયલ ટૌકે સહકાર, માલતિ મધુકર ઝંકાર;
આ ઉપવન રહ્યું ગાજી. વનરાજી. ૧
ખળખળ સરિતા વહે નીર, પ્રસરે સુગંધી સમીર;
શી કુદરતની બાજી. વનરાજી. ૨
કીર હંસ મોરના શોર, બગ તેતર કાક ચકોર;
છે ઝાઝા ચકવાજી. વનરાજી. ૩
સસલાં ને શિયાળ કોડ, હરણાંની દોડાદોડ;
હુક્ક વાનર કરતાજી. વનરાજી. ૪

કુસમિત કેસુડાં ફૂલ, બહુ બેઠ્યું કે વિકસિત ગુલ,
આ દાઢમડી તાજી. વનરાજી. ૫
માલતી મોગર ગુલબાસ, જાઈ કેતકી ચંપક વાસ;
દિલ દેખી હોય રાજી. વનરાજી. ૬
શા કમળ રચ્યાં કિરતાર, જાસુદ ચંબેલી શ્રીકાર;
પ્રસરી ખુશબો ઝાઝી. વનરાજી. ૭
નારંગી ફનસ અંજીર, વળી દ્રાક્ષ બદામ *ખજીર;
શી પપનસ પતરાજી. વનરાજી. ૮
આ વૃક્ષ વિંટાણી વેલ, આ કોમળ સુંદર કેળ;
શું કલ્પલતા લાજી. વનરાજી. ૯

---

## શિયલોપદેશ ગર્ભિત ગરબો.



**પુનમચાંદની ખીલી શું અહીં પૂરીરે—એ રાગ.**

બાળા ગુણમણિમાળા નિર્મળ શિલવ્રત પાળીએરે,
નીતિમાર્ગ વહી અજવાળો ઉભય સુકુળ;
બેની શિયળ સુભૂષણ સજીએ આ સંસારમાંરે,
સતીને પતિ વિણ પારકો, ભ્રાત તાત અનુકૂળ;
સ્વપ્ને અવર ન ચિંતવે, જાણે વાગ્યું શૂળ.
ગુણવંતી ગોરી નવિ ચૂકે પતિવ્રત ધર્મથીરે;
જે કુટિલા પરઘર ભટકે તસ માથે ધૂળ. બેની. ૧
પ્રેમ સહિત પરપુરૂષથી, હસી નવ કરીએ વાત;

---

* ખજુર.

અસુર સવારે એકલાં, જઇએ નહીં એકાંત.
નટવિટ પરનર સાથે નયનો નયન ન જોડીએરે,
લાજ સહીત આઘું ઓઢી સંચરીએ વાટ. બેની. ૨
સદાચાર નવ ચૂકીએ, સુખદુઃખ પડે અપાર;
જતાં પ્રાણ પરવશ થતાં, તજો ન શિયળ શ્રીકાર.
ચંચળ ચાલે ચાલી તાળી હાથ ન આલીએરે;
ખોટી બુદ્ધે આળસ ખાઇ કરો ન વિકાર. બેની. ૩
વિષયબુદ્ધિથી અવરની, ગ્રહો ન વસ્તુ હાથ;
નારૂ કારૂ નારથી, પ્રીત ન કરીએ સાથ.
રતિપતિ રૂપ સમો પરપુરૂષ નજર નહીં ભાળીએરે;
હોય કુરૂપો પણ ગણીએ પ્રભુસમ નિજ નાથ. બેની. ૪
સીતા દમયંતી સતી, દ્રૌપદી ગુણભંડાર;
પ્રાણાંતક સંકટ સહી, રાખ્યું શિયળ શ્રીકાર.
કનક પીતળની થાય પરીક્ષા સરસ કસોટીએરે;
ફણીધર ફૂલમાળ પાવક જળ શિયળે ધાર. બેની. ૫
માતપિતા સમ જાણીએ, સાસુ સસરો જેઠ;
નણંદ દેરાણી જેઠાણીનો, કરો વિનય દુઃખ વેઠ.
કલેશ ન કરીએ ધીરજ ધરીએ વિપત વિષે ઘણીરે;
પરનિંદા તજીએ ભજીએ પ્રભુ સારી પેઠ. બેની. ૬
સ્ત્રીનીતિશિક્ષણ આપજો, આર્ય બંધુ સુખદાય;
નિજ તનુજાને મોકલો, ભણવા શાળા માંહ્ય.
ભવિષ્ય સંતતિ સુધરે સ્ત્રી કેળવણીથી ભલીરે;
આશિર્વાદ વદે શુભ **સાંકળચંદ** સદાય. બેની. ૭

## સતીની પતિ ઉપરની કંકુપત્રિકા.



### લીલાવતીએ લખી મોકલ્યેરે—એ રાગ.

સીતાજીએ કંકુપત્રિકારે, રઘુપતિપર લખી ખાસ;
પ્રાણજીવન વે'લા આવજોરે, રહ્યો લગ્નતણો એક માસ;
વાલમ વે'લા આવજો, પ્રભુ દર્શનની છું [1]પિપાસ. વાલમ. ૧
સ્વયંવર મંડપ રચ્યોરે, જનક પિતાએ મુજ કાજ;
ભૂમંડળના ભૂપતિરે, બહુ મળશે નાના મો'ટા રાજ.
વાલમ. સુણી સદ્‌ગુણ કીધા મેં [2]તાજ. વાલમ. ૨
સદ્‌ગુણ મૂર્તિ આપનીરે, હૃદય રમી રહી રાજ;
સુખ દુઃખ કિરતારે ઘડ્યુંરે, તમ હાથે સરશે કાજ.
વાલમ. મારી રાખશે ઇશ્વર લાજ. વાલમ. ૩
મોહન પ્રાણ આધારછોરે, મુજ હૈયાના હાર;
ભ્રાત તાત ગણું અવરનેરે, પતિ સતીનો શુભ શણગાર.
વાલમ. મારા પ્રાણતણા આધાર. વાલમ. ૪
પ્રિય પતિ દંપતીધર્મનેરે, જાણોછોજી જરૂર;
હું પણ કાંઈક જાણું ખરીરે, જેથી સુખ મળશે ભરપૂર.
વાલમ. મારા નયનના છો તમે નૂર. વાલમ. ૫
સરિતા શોભે જળ થકીરે, પતિથી પ્યારી તેમ;
નાથ વિનાની ગોઠડીરે, વા'લા લુણ વિના અન્ન જેમ.
વાલમ. પ્રિય સાચો દંપતીપ્રેમ. વાલમ. ૬
આજ્ઞા પાળીશ આપનીરે, પ્રભુ સમ રાખીશ પ્રીત;

---

૧ તરશી. ૨ સુઘટ.

માંત તાત સાસુ સસરાનેરે, ગણી રાખીશ રૂડી રીત.
વાલમ. વળી નણંદથી રહીશ વિનીત. વાલમ. ૭
સંસારસાગો સત્યથીરે, ચલવીશ ચતુરસુજાણ;
નીતિનિપુણ તમે છો વડારે, તમ પગલે ચાલીશ પ્રાણ.
વાલમ. કરી વિનયથી વચન પ્રમાણ. વાલમ. ૮
શું ઝાઝું લખું સાહ્યબારે, તમે છો ચતુરસુજાણ;
થોડેથી ઘણું માનજોરે, વેગે વે'લા પધારજો પ્રાણ.
વાલમ. ધરૂં માથે આપની [1]આણ. વાલમ. ૯
સતીને આ કાગળ ભલોરે, લગ્ન પ્રસંગે ગવાય;
ભૂંડાં ફટાણાં બે'ને તજોરે, માત તાત જાત ન લજાય.
સુણો સૌ સુંદરી, જેથી કીરતિછત્ર ધરાય. સુણો. ૧૦

---

## પતિનો પ્રત્યુત્તર.

રાગ ઉપરનો.

પત્ર સતીનો વાંચીનેરે, આનંદ અંગ અપાર;
[2]રઘુપતિ સીતાને લખેરે, પ્રીતિ નીતિથી લેખ ઉદાર.
ધિરજ ધરો સુંદરી, વે'લો આવીશ હું નિરધાર. ધિરજ.
વાણી તમારી વિવેકનીરે, વાંચીને નિશ્ચય થાય;
ગુણવંતી ગોરી મળીરે, મને આનંદ અંગ ન માય.
ધિરજ. આપણ જનમારો સુખમાં જાય. ધિરજ. ૨
આ સંસાર સમુદ્રમાંરે, સુખ દુઃખ ભરતી ને ઓટ;
સંપીને જે દંપતી રહેરે, તેને લાગે ન તોફાની ચોટ.

---

૧ આજ્ઞા. ૨ રામ.

ધિરજ. હોય કજોડું તો દુઃખ પોઠ. ધિરજ. ૩
વિવેક વા'ણુ ચલાવશુંરે, સંસારસિંધુની માંહ્ય;
સત્ય ક્ષમા શઢ રોપશુંરે, [1]શિલ પવને સ્થાન પહોંચાય.
ધિરજ. તુમ સરખી [2]સુકાનીની સા'ય. ધિરજ. ૪
એક પૈડે રથ ના ફરેરે, તાળી પડે ન એક હાથ;
દંપતી સરખાં સજોડથીરે, ભેળો થાય સંસારનો સાથ.
ધિરજ. હોય સદ્ગુણી નારી ને નાથ. ધિરજ. ૫
ચોરીમાં અગ્નિશાખે કરેરે, વર વધુ કોલકરાર;
કરપિડન[3] જુગતે કરીરે, કરે દંપતીધર્મ સ્વીકાર.
ધિરજ. નહીં પાળે તેને ધિક્કાર. ધિરજ. ૬
સાચો પ્રેમ પાળીશ સદારે, પતિવ્રત ધરી ધર્મ;
અરધું અંગ છો ભામનીરે, ગણે દાસી તેને ઘણી શર્મ.
ધિરજ. એ તો નિર્લજ નફટનાં કર્મ. ધિરજ. ૭
પ્રેમપત્ર બેઉ વાંચીનેરે, ધરશે સાચો જે પ્રેમ;
દંપતી સુખીયાં તે થશેરે, થશે રાજી જગતપતિ એમ.
સુણો સૌ દંપતી, ગુંથ્યે **સાંકળચંદ** ગ્રંથ જેમ. સુણો. ૮

---

## પરનિંદા તજવા વિશે.

### રાગ કાફી. હોરી, તાલ દીપચંદી.

તજો પરનિંદા નકારી. (૨) ટેક.
પરનિંદા કરીએ નહીં બાળા, નિંદા નરકની બારી,
પર અપવાદ ઉચ્ચરતાં નિજ મુખ, લાજે થાય ખુવારી;

---

૧ સદાચાર. ૨ ખારવો. ૩ હાથમેળાવો.

ન કરીએ ચાડી નઠારી. તજો. ૧
ડુંગર બળતો દેખે દુનિયાં, પગની લાહ્ય નિવારી,
સરશવ સમ પરછિદ્ર પારખે, આપ છિદ્રને વિસારી;
ન છિદ્ર જુવે ગુણધારી. તજો. ૨
ચારણી કણ ન ગ્રહે પણ સૂપડું, લે ગુણ વસ્તુ સ્વીકારી,
ચારણી સમ છિદ્રપેટા ન થઇએ, લઇએ ગુણ અવધારી;
દોષ પર દિલ ન વિચારી. તજો. ૩
પર કુથલીમાં કાળ ગુમાવે, નિંદાખોર નઠારી,
અભણ મૂર્ખ ચણતર ચણી ઊંધું, ભગવે પરઘર દાંડી;
કરે નહીં નિંદા સુ નારી. તજો. ૪

---

## અદેખાઇ ન કરવા વિષે.



લગના નહીં થાય લગાર કામણ મંત્ર કસે—એ રાગ.

ગુણ બાળા ગુણ ભંડાર, ઈર્ષા પરહરીએ;
શુભ સદાચાર શણગાર, સદ્ગુણના ધરીએ. ટેક.
પરસુખ દેખી ઈર્ષા ધરતાં, સુખ ન મળે પરિતાપરે;
વસંતમાં ખીલે વનરાજી, બળે જવાસો આપ. ઈર્ષા. ૧
પરવૈભવ જોઈ રાજી થઇએ, આવે સંપત્તિ એમરે;
ચંદ્રોદય જોઈ ચકોર પંખી, રાજી રહે મન જેમ. ઈર્ષા. ૨
વેર ઝેર ને ખાર ન કરીએ, સુખદુ:ખ ભાગ્યાનુસારરે;
શોક્યતણાં બાળકપર ધરીએ, નિજ સંતતિ સમ પ્યાર. ઈર્ષા. ૩
પર ઠકુરાઈ પરસંતતિ જોઇને, રહીએ રાજી બાળારે;

રાજી થઈ પ્રભુ વૈભવ સંતતિ, આપે મંગળમાળા. ઈર્ષા. ૪
કદી એવા નરનારીનો, ન કરે કોઈ વિશ્વાસરે;
ખાતાં પીતાં મિત્રવર્ગમાં, રાખે નહીં કોઈ પાસ. ઈર્ષા. ૫
મોટાઈ તે મોટું મન જાણો, હલકે મન હલકાઈરે;
મદ મત્સર ઈર્ષા કરવાથી, પામે બહુ લઘુતાઈ. ઈર્ષા. ૬
એમ જાણી ગુણવંતી બેનો, ઈર્ષા અવગુણ વરજોરે;
સંત તણી પેરે પરસુખ ભાળી, તનમનમાં સુખ ધરજો. ઈર્ષા. ૭



## રાજ્યગીત.

હરિગીત છંદ.

આ પ્રાર્થના પ્રભુ સાંભળી **સમ્રાટ્**ને સુખ આપજો,
**શ્હેન્શાહ પંચમ જ્યોર્જ**નો જય કરી કષ્ટો કાપજો;
જે રાજ્યમાં નિજ પ્રજા પુત્ર સમાન પાળે સર્વદા,
**શ્હેન્શાહ પંચમ જ્યોર્જનો** જય વાવટો ફરકો સદા. ૧
સુધરેલ રાજ્ય યૂરોપનાં આ સમે હઠવાદે ચડ્યાં,
મહા મેદનીમય યુદ્ધથી દુઃખ વાદળાં સૌ શિર અડ્યાં;
આ રાજય રિપુદળ બળ પ્રલય કરી સલાહશાન્તિ ઘો મુદા, શ્હે૦ ૨
આ રાજયતેજથી ખિન્ન થઈ શત્રુ નડે લઘુ રાજ્યને,
જળ શરણ ઝાઝ કરે અવરનાં ચાંચીયા ધિઃક કાજને;
એ શત્રુને સમશેરથી કરી જેર વે'ર લહો મુદા, શ્હે૦ ૩
આ મહાન જંગે સત્ય સેવા હિંદ બચ્ચે સાચવી,
નિજ જાન માલ સમર્પિ સાચી રાજભક્તિ દાખવી;
તે હિંદની સાચી કદર કરી લાભ શાંતિ ઘો મુદા, શ્હે૦ ૪

છે વફાદારી રાજ્યભક્તિ હિંદની રૈયત વિષે,
વળી કલ્પવૃક્ષ સમાન હિંદુસ્તાન જગમાં રસકસે;
તે વૃક્ષ કાયમ રાખી ફળ દયો અખૂટ ખૂટે નહિ કદા, શ્હે૦ ૫
હુન્નર કળા વિદ્યા વધો વ્યાપાર દુનિયાંનો વળો,
આબાદ રહો રાજા પ્રજા વળી રાજ્ય વૈરી ભય ટળો;
પ્રભુ રાખ્ય એનો અમલ અવિચળ ક્લેશ પામો નહિ કદા, શ્હે૦ ૬
જુલમી લૂંટારા રાજ્યથી આ દેશ અવનતિમાં હતો,
ઇંગ્રેજી રાજ્ય પ્રતાપ નેકી ન્યાયથી જગમાં છતો;
જ્યાં વાઘ બકરી એક આરે જળ પીએ સુખમાં મુદા, શ્હે૦ ૭
સૌ ભૂપતિના ભૂપતિ એ ચક્રવર્તિ નરપતિ,
મતિમાં બૃહસ્પતિ રૂપ રતિપતિ શ્રીપતિ વૈભવ અતિ;
બળ બુદ્ધિ નીધિ સંતતિ વધો યશ અમલ જામો સર્વદા, શ્હે૦ ૮
શશિસમ કળા શાન્તિ સુધારા રાજ્યમાં પ્રતિદિન વધો,
રવિસમ તપો તસ તેજ રાજ પ્રતાપ યશ વ્યાપો બધો;
શુભ છંદ સાંકળચંદ કહે શ્હેનશાહ રહો સુખમાં સદા, શ્હે૦ ૯

---

# ઘોરાળુ છંદ.

## સાસરે જતી દીકરીને માની શિખામણ.

### ગરબી ૧ લી.

વાંલે અમૃત પાઇ ઉછેર્યાં—એ રાગ.

સાસરીએ સિધાવતી પુત્રીને નિજ માડીરે,
શણગાર સજાવીને શિખામણ દે સારીરે;

ભરી ખોળો નવાં ફૂળે તિલક કર્યું માએ *ભાલેરે,
નીર નયન ભરી મા સન્મુખ પુત્રી નિહાળેરે. ૧
મા–માડી !! હું જઉંછું વેણુ વદી તે પરાણેરે,
પ્રેમબંધન માતનું છૂટે ન જગદીશ જાણેરે;
પ્યારી પુત્રી થઈ ગંગળી માતાએ નિહાળીરે,
માનું હૈયું ભરાણું હૃદય ચાંપી નિજ બાળીરે. ૨
પછી માતાએ પુત્રીને મધુર વચનથી બોલાવીરે,
બેટા ખેદ ન કરીએ હર્ષ વેળા લે વધાવીરે;
સુખે સાસરીએ જા વહેલી તેડાવીશ કા'વીરે,
દુઃખ આણીશ નહીં તારી સાસુ છે સરળ સ્વભાવીરે. ૩
તારા ભાગ્યે મળી તુજ સાસુ સાધવી જેવીરે,
માયાળુ દયાળુની જોડી નથી જગ એવીરે;
તને દેખીને હર્ષઘેલી તે બનેછે બિચારીરે,
પ્રેમ ધરજે તું મુજસમ સાસુને માતા ધારીરે. ૪

## ગરબી ૨ જી.

ભમરા પહેલો વધાવો મારે આવીઓ—એ રાગ.

માતા હેત ધરીને પુત્રીને કહે,
તારાં સાસરિયાં ઉપર પ્રીતિ આણરે;
સાસરીએ શાણી સંપીને રે'જે બે'ની માહરી. એ ટેક.
મેં તો જન્મ આપીને પાળી પ્રેમથી,
હવે માલિક છે સાસુ તારી જાણરે. સાસરીએ. ૧

* કપાળે.

તારી માતા સાચી તું ગણુજે સાસુને,
તારૂં સુખ દુઃખ છે સઉ તેને હાથરે; સાસરીએ.
લોકો સાસુની નિંદા ખોટી કરે,
પણ તે પુત્રીસમ વરતે વહુની સાથરે. સાસરીએ. ૨
બે'ની તાળી પડે ન એક હાથથી,
જો વહુ વાંકી તો સાસુ વાંકી થાયરે; સાસરીએ.
વા'લી મેલું ન મન કરીએ કદા,
કરીએ સાસુનો વિનય સદાયરે. સાસરીએ. ૩
મીઠાં વેણથી કારજ સંપજે,
કડવાં વચનથી બગડે તે કાજરે; સાસરીએ.
બે'ની વિનય વિવેકથી પામીએ,
રૂડાં વાંછિત કાજને રાજરે. સાસરીએ. ૪
સામા માણુસનું દિલ દુઃખાવીએ,
તો દુઃખ ઉપજે આપણુને જેમરે; સાસરીએ.
તારી સાસુને માતા કહી બોલાવજે,
ધરજે પિતા સમ સસરા ઉપર પ્રેમરે. સાસરીએ. ૫

---

## ગરબી ૩ જી.

મા પાવા તે ગઢથી ઉતર્યાં મા'કાળીરે—જે રાગ.

સાસરે લાજ વધારજે, મુજ બાળારે;
રહીને મરજાદા માંહ્ય, વા'લી બાળારે. એ ટેક.
સકળ ફરજ તું બજાવજે, મુ. રે'જે તું સાદી સદાય. વા. ૧
વસ્ત્ર ઘરેણાં નવનવાં, મુ. હઠ કરી માગીશ ન લગાર; વા.
ભોજન ભાણે જે મળે, મુ. જમજે રૂચીસમ મિત આહાર. વા. ૨

વાસણકુસણ માંજજે, મુ. ભટકીશ નહીં શેરી પંથ. વા.
આળસ રાખીશ નહીં કદા, મુ. ભણજે નીતિધર્મના ગ્રંથ. વા. ૩
સૂતાં ઊઠતાં સમરજે, મુ. ભાવે ભજજે ભગવાન; વા.
ઘરધંધો નિયમિત કરી, મુ. મેળવજે મોટું માન વા. ૪
ઘરનાં બાળ રમાડજે, મુ. હાલરડાં ગાઈ હસાડ; વા.
વાર તિથિ મહિના ભલા, મુ. તું શીખવી ધરજે લાડ. વા. ૫
વિવિધ રમતથી રમાડજે, મુ. જ્યાં લગી જાગે સૌ બાળ. વા.
ઊંઘ આવે તો ઊંઘાડજે, મુ. રોવરાવીશ નહીં કોઈ કાળ. વા. ૬
બાળક ગંદા જોઈને, મુ. ધરી છોછ ન તેને છાંડ; વા.
ધમકાવીશ નહિ તેમને, મુ. વળી કરીશ ન માર પછાડ. વા. ૭
ઉજળાં વસ્ત્ર ધરાવજે, મુ. નિત્ય નવરાવજે જરૂર; વા.
ચોકખાઈ ભૂષણ દેહનું, મુ. જે રોગહરણ રસપૂર. વા. ૮
મીઠા બોલથી તેમનાં, મુ. તું કરજે પૂરા કોડ; વા.
પશુ બાળકને પણ ગમે, મુ. ઉત્તમ ગુણસ્વભાવ જોડ. વા. ૯

---

## ગરબી ૪ થી.

અમે ઈશ્વર માગીએ એટલું—એ રાગ.

બે'ની વે'લી પ્રભાતમાં ઊઠજે,
ઘર વાળીને કરજે શ્રીકાર; સુજશ લેજે સાસરે. ટેક.
લીંપી ગુંપીને આંગણું રાખજે, ત્યાં પૂરજે સ્વસ્તિક સાર. સુ. ૧
જ્યાં ચોકખાઈ ત્યાં લક્ષ્મી વસે, ચિત્ત ચોકખું ચોકખાઇથી થાય. સુ.
ઘર વાળી ઝાડીને ચોકખું રાખજે, જીવ જંતુ ન આવી ભરાય સુ. ૨
જળ સિંચજે ફૂલના છોડને, ઉછેરીને કરજે બાગ; સુ.

જેથી ઘરમાં સુગંધ રહે સદા, દેખી ઉપજે સરવને રાગ. સુ. ૩
તેનો ફાલ આવે ફૂલ વીણજે, તેનો ગુંથજે નૌતમ હાર; સુ;
શ્રદ્ધા રાખીને કુમકુમ ચાંદલો, વા'લી કરજે કપાળમાં સાર. સુ. ૪
ઝીણાં ટપકાં ટીલાં ન કરીશ કદા, કર મધ્યમ ચાંદ કપાળ; સુ.
વાળ સાદા માથાના તું ઓળજે, વાંકે અંબોડે આવે આળ. સુ. ૫
છાપ હલકી પડે સૌ લોકમાં, એવા કરીએ ન બે'ની કુઢંગ; સુ.
લોકો સદ્ગુણીમાં ગણના કરે, એમ ઢાંકીએ અંગોપાંગ. સુ. ૬
ઓગ્રો ડોળ ન કરીશ તું દીકરી, સાદી રે'જે તું સભ્ય સમાજ; સુ.
બે'ની ઉભય સુકુળ અજવાળજે, સાસરિયાં પીયરિયાંની લાજ. સુ. ૭
લોભ સદ્ગુણનો તું રાખજે, નવ લોભ ઘરેણાનો રાખ્ય; સુ.
શણગાર સ્ત્રીનો પતિ આગના, પતિ સેવા મીઠા મેવા ચાખ્ય. સુ. ૮
શાક ભાજી અથાણાં ને રાઇતાં, ભાતભાતનાં શુભ પકવાન; સુ.
પાકશાસ્ત્ર પ્રમાણે રસોઈ કરી, મેળવજે તું મોટું માન. સુ. ૯
પરવારી રસોઈના કામથી, ઝભલાં કાંચળી શીવજે બેશ; સુ.
ક્ષણું નવરી ન બેસે સુલક્ષણી, કદી ભૂલે ન એ ઉપદેશ. સુ. ૧૦
નાના બાળક પાસે બેસાડીને, કે'જે રમુજી શીખામણની વાત; સુ.
દેશભક્ત ને પરાક્રમી પુરૂષની, છોકરાને શીખવજે ધાત. સુ. ૧૧
કથા સતીયોની છોકરીયો કને, મીઠી વાણીથી બોલજે બેશ; સુ.
જોડી કાઢેલી વે'મી વાતો કદા, કરી ઊપજાવીશ નહીં કલેશ. સુ. ૧૨
ભૂત પ્રેત પિશાચની વારતા, કહી બીકણ કરીશ ન બાળ; સુ.
નીર છાંડી પીએ ક્ષીર હંસલો, તેમ નીતિનો સાર સંભાળ. સુ. ૧૩

## ગરબી ૫ મી.

### સાંભળજો સજ્જન નરનારી—એ રાગ.

સતીને પતિ વિણ દેવ ન સાચો, આ દુનિયામાં બીજોજીરે;
દૃઢ મન ભાવના એવી રાખી, દંપતિ પ્રેમરસ પીજો.
પુત્રી પનોતીજીરે, સ્ત્રીનો પતિ શણગાર, પુત્રી.
સાચો દંપતિપ્યાર, પુત્રી પનોતીજીરે. એ ટેક. ૧
લગ્નને *વજ્રની બેડી માને, અણસમજુ કોઇ ઠાલોજીરે;
સમજુને મન જરો સુધાનો, સાચો પ્રેમરસ પ્યાલો. પુત્રી. ૨
લગ્નવિધિ વેળા પતિ સ્રીને, બોધ રૂડો જે આપેજીરે;
સતિયોને તે પ્રાણથી વા'લો, સ્મરણ સ્થાનમાં સ્થાપે. પુત્રી. ૩
માન સહીત તે બોધને ગોખી, ચઢાવજે તું માથેજીરે;
લગ્નની ફરજતણા મહામંત્રો, લગ્ન સમે કહ્યા નાથે. પુત્રી. ૪
લોક કરે ગરબડ તે વેળા, મંત્રનું માહાત્મ્ય ન ધારેજીરે;
સુણવાની દરકાર ન રાખે, અર્થ ન કોઈ વિચારે. પુત્રી. ૫
પવિત્ર મંત્ર ભણે જે બ્રાહ્મણ, તે પણ સમજે ન પૂરાજીરે;
તો વરકન્યાને સમજાવા, ખંત કરે કોણ શૂરા. પુત્રી. ૬
પણ તે મંત્રનો અર્થ હું જાણું, તે તુજને સંભળાવુંજીરે;
સંસારે તે સુખકર જાણી, સાંભળી સમજું થાવું. પુત્રી. ૭

—※—

## ગરબી ૬ ઠ્ઠી.

### ગોકુળ મથુરાંરે વાહાલા—એ રાગ

લગ્નની વેળારે પ્યારો, પ્રેમદાને ઉપદેશ દે સારો;
અતિ આદરથીરે પ્યારી, મુજને પરણે ચતુરા નારી. લગ્ન. ૧

---

* ઈંદ્રનું હથિઆર.

તું મુજ સાથેરે શાણી, વૃદ્ધા થાજે વધૂ ગુણખાણી;
તુજને સૌભાગ્યરે દેવા, ગ્રહણ કરૂં તુજ હાથ [1]સ્વમેવા. લગ્ન. ૨
ઘરના રક્ષણરે માટે, અર્પી દેવોએ મુજ હાથે;
વર કહે અગ્નિરે દેવા, પંચની સાખે કરૂં તુમ સેવા. લગ્ન. ૩
પ્રેમ જે ઘરતીરે પ્યારી, માત પિતા સાથે તે નારી;
પ્રેમ તે લેજોરે વાળી, માત તાત મમ સાથ સંભાળી. લગ્ન. ૪
મુજ કુળ સાથેરે જોડો, પ્રેમ વધારામાં મન દોરો;
આનંદ સુખમાંરે વરતે, એમ મન પ્રેરો સતીનું ભકતે. લગ્ન. ૫
તે સદ્બુદ્ધિરે આપો, મુજપર [2]અનુરક્તા મન વ્યાપો;
પતિ પ્રેમદાનેરે બોલે, હું આકાશ [3]તું ઘરણી તોલે. લગ્ન. ૬
બ્રાહ્મણ અગ્નિરે સાખે, લગ્નકરાર કરી પિઉ ભાખે;
સુખમાં આપણરે રહીશું, કુમુદની ચંદ્રપરે ચિત્ત ચાહીશું. લગ્ન. ૭
ઉત્તમ સંતતિરે થાશે, પ્રેમપાત્ર પ્રીતિથી ભરાશે;
રૂપ ગુણ મળતારે ચાહીશું, કપટ તજી ખુલ્લા દિલ રહીશું. લગ્ન. ૮
શવતર્ષ જીવીરે લઇશું, સ્વર્ગનાં સુખ સંસારે વહીશું;
હવે સપ્તપદીનોરે ભાવે, વિધિ વધુને પ્રિય પતિ સુણાવે. લગ્ન. ૯



## ગરબી ૭ મી.

રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં—એ રાગ.

પ્રિયા આ પત્થરપર તું ચડી, કર પત્થર સમ [4]દ્રઢ મન
થઈ સુપ્રસન્ન; પ્યારી પગલાં ભરો. એ ટેક.
નીતિ ન્યાય તજી ચાલે ઉલટાં, વશ કર સદ્ગુણના પ્રતાપ;

૧ પોતાની મેળે. ૨ રાગી. ૩ ધરતી. ૪ નક્કી.

છાપી રૂડી છાપ, પ્યારી. ૧
સાત પગલાં ભરે વરવહુ ભલાં, જેથી સુખ મળે સંસાર;
કહે પતિ સાર, પ્યારી.
દર પગલે નવો ધર્મ ઉપજે, એવો [1]દંપતિ ધર્મ સદાય;
વધે નદી ન્યાય, પ્યારી. ૨
ક્રિયા સપ્તપદીની થતાં પતિ, દર પગલે કહે નવો ધર્મ;
સુણો તેનો [2]મર્મ, પ્યારી.
પ્રિયા પગલું પે'લું સાથે તેં ભર્યું, નવો સ્નેહ બંધાયો આ વાર,
થજે સહચાર. પ્યારી. ૩
મારી સાહ્યકાર થજે સર્વદા, કરી અન્નની પૂર્તતા સાર;
સ્ત્રીધર્મ સ્વીકાર. પ્યારી.
પ્રભુ આપો શતાયુ પુત્રો ઘણા, તને ગુણીયલ ને વિદ્વાન;
સુબુદ્ધિ નિધાન. પ્યારી. ૪
વધ્યો સ્નેહ બીજે પગલે ઘણો, વધી ચંદ્રકલા સમ બુદ્ધિ;
પ્રેમપૂર વૃદ્ધિ. પ્યારી.
મારાં બળ ને બુદ્ધિ તું વધારજે, વળી સારજે ઘર સંસાર
અનેક પ્રકાર. પ્યારી. ૫
ત્રીજું પગલું ચાલી પ્રિયા પ્રેમથી, ધન વૃદ્ધિ કરો પ્રિયા એમ
વધે સુખ જેમ. પ્યારી.
ચોથે પગલે વૃદ્ધિ સુખની કરો, પ્રજા પાંચમે પગલે વધાર;
તેને તું સુધાર. પ્યારી. ૬
જેમ ખટ ઋતુ ભોગ આપે ભલા, તેમ પગલે છઠ્ઠે ભલા ભોગ

---

૧ સ્ત્રી પુરૂષનું જોડું. ૨ ભેદ.

દેજે હરી રોગ. પ્યારી.
પગલું દંપતિએ ભર્યું સાતમું, સુખ સાચું સ્થાપ્યું થઈ પ્રસન્ન
કરી દ્રઢ મન. પ્યારી. ૭
સાત પગલે પૂરણ પ્રેમ બાંધીયો, કર્યો દંપતિધર્મ સ્વીકાર
ગૃહસ્થાશ્રમ ભાર. પ્યારી.
શુદ્ધ પ્રેમથી સંપીને ચાલશું, સંસારનો સાગો શ્રીકાર
ચલાવજે નાર. પ્યારી. ૮

## ગરબા ૮ મી.

### રાગ ઉપરનો.

સુશિલા મારા વિચારે તું ચાલજે, સમદ્રષ્ટિથી સૌને નિહાળ;
જે બાળગોપાળ. પ્યારી.
તેને દુઃખ ઉપજે તે કરીશ નહીં, સુખે રે'જે તું મારી સાથ;
બાજી તારે હાથ. પ્યારી. ૧
નીર ચારો દેજે પશુ પંખીને, એનું રક્ષણ કરજે સદાય;
સંતોષી તું થાય. પ્યારી.
ચિત્ત ચંચળ કરીશ ન સુંદરી, શીખ સાંભળી ચાલજે એમ;
સૌને વા'લી જેમ. પ્યારી. ૨
દીવ્ય પુત્રોની પ્રાપ્તિ થશે તને, કીર્તિ છત્ર ધરાશે હમેશ;
નહીં રહે ક્લેશ. પ્યારી.
સાસુ સસરાની સેવા તું સારજે, ધરજે દિયર દેરાણીથી રાગ;
સદા સોહાગ. પ્યારી. ૩
રે'જે વિનિત નણંદથી સર્વદા, રાજી રાખજે કુટુંબ સદાય;

સુજશ સૌ ગાય. પ્યારી.
અર્ધું અંગ તું કુળનું ભૂષણ પ્રિયા, તારૂં થાજો સદા કલ્યાણ;
સ્ત્રીઓમાં સુજાણ. પ્યારી. ૪
મારા ઘરની માલિક મેં કરી તને, ઘર કામમાં રહી સાવધાન;
ચલાવજે વા'ણ. પ્યારી.
બાળલગ્ન કરે મૂર્ખ માનવી, ઢીંગલા ઢીંગલી પરણાવે ગમાર;
પ્રજાદ્રોહી ધાર. પ્યારી. ૫
બાળ સમજે શું દંપતિ ધર્મમાં, નાંખે દુ:ખદરિયામાં માબાપ;
માથે તેને પાપ. પ્યારી.
કુળક્ષય ને દેશ અવનતિતણું, મૂળ બાળ ને વૃદ્ધવિવાહ;
જીવનદોરી દાહ. પ્યારી. ૬

---

## ગરબી ૯ મા.

### પીતળ લોટા જળે ભર્યારે—એ રાગ.

પુત્રી જતી વેળા સાસરેરે, માએ દીધો ઉપદેશરે;
સુપુત્રી, લગ્ન કરાર તું પાળજેરે.
હાથ તેં આપ્યો હેતથીરે, નાથને ચોરીમાં બેશરે. સુ. ૧
કોલ કર્યા પંચ સાક્ષીએરે, નાથે દીધો પ્રતિબોધરે; સુ.
વિસરીશ નહીં સંભારજેરે, જીવનદોરી તે બોધરે. સુ. ૨
અનુસરજે તે ધોરણેરે, ચાલજે સરળ સદાયરે; સુ.
આચરણા રૂડી રાખજેરે, પવિત્ર કરી મન કાયરે. સુ. ૩
આજ્ઞા વડીલની પાળજેરે, ભક્તિથી લેજે ભલાઇરે; સુ.
દિયર દેરાણી જેઠાણીથીરે, ન કરીશ કાંઈ અદેખાઈ. સુ. ૪

માયા નોકર વર્ગમાંરે, રાખજે માત સમાનરે; સુ.
ઘર ધન વૈભવ જોઈનેરે, કરીશ ન તું અભિમાનરે. સુ. ૫
સાવકી સંતતિ પાળજેરે, જનનીસમ ધરી પ્યારરે; સુ.
અંતર રાખીશ નહીં કશોરે, ન ધરીશ ઝેર ને ખારરે. સુ. ૬
ધર્મનીતિ ઉપદેશનાંરે, વાંચજે ગ્રંથ હુમેશરે; સુ.
શૃંગારિક નાટક કથારે, હાથ ન ધરીશ તું લેશરે. સુ. ૭
વાત શૃંગારિક વાંચતાંરે, સુશિલા મન અભડાયરે; સુ.
લસણતણી સોબત થતાંરે, વાસ કસ્તુરીનો જાયરે. સુ. ૮
તાલ સૂર કદી મેળવીરે, ગાજે ગીત નિરદોષરે; સુ.
કદી મનહર ગીત જોડજેરે, કરજે તું નીતિનો પોષરે. સુ. ૯



## ગરબી ૧૦ મી.

### બડા ચતુર પ્લો ટોપીવાળો—એ રાગ.

પુત્રી શીખામણ સુણી તું મા’રી, સમરણ સ્થાનમાં ધરજેરે;
વિચાર આવક જાવકનો કરી, ઘરનો ખરચ તું કરજેરે. પુ. ૧
આવકથી જો ખરચ વધે તો, દેવાળું ઘેર આવેરે;
નાણાંની વળી તાણ પડે બહુ, ઘરબાર વેચાઈ જાવેરે. પુ. ૨
પુરૂષજાતિ તો કમાઈ જાણે, નજર નહીં તસ ઝીણીરે;
વિવેક ઘરનો સ્ત્રીને માથે, ફરજ કસરની સ્ત્રીનીરે. પુ. ૩
નોકર ચાકર જે નીચ જાતિ, વસ્તુ ખરીદ કરી લાવેરે;
તપાસજે તે તોલ માલ તું, ઠગાઈ કદી ન થાવેરે. પુ. ૪
ધાક પડે તે લોકોને મન, તો ન કરે ફરી કયારેરે;
પણ તે ચાકર સાથે ફરી ફરી, ઉતરીશ નહીં તકરારેરે. પુ. ૫

કુશળપણું નોકરથી રાખી, ભાર બોજમાં રે'જેરે;
ઠરેલ માને તે શેઠાણી, મીઠો ઠપકો દેજેરે. પુ. ૬
ઘરની આવક જાવક કેરો, હિસાબ લખજે સાચોરે;
ગૃહિણીનું પદ સાર્થક કરજે, રાખીશ નહીં કાંઈ ખાંચોરે. પુ. ૭
સમય વીતે ધાન્યાદિક ચીજો, ન મળે મોંઘી થાવેરે;
સમય સમય સંગ્રહ તું કરજે, સારી સસ્તે ભાવેરે. પુ. ૮
યોગ્ય સમય ધન ખરચી ખપજે, ઉદારતામાં ભાવેરે;
પણ ધનઘેલી થઈ અકાળે, ખરચ ન ફૂલણ દાવેરે. પુ. ૯
કણ કણથી કોઠાર ભરાએ, તળાવ ટીપે ટીપેરે;
પૈસે પૈસે તેમ ધન ભેગું, કરી ધનવાનમાં દીપેરે. પુ. ૧૦
સમજી સાર તું એ'ની કરજે, ઘરસંસાર સુધારોરે;
લોક વખાણ કરે તેવો તું, કરજે સુજશ વધારોરે. પુ. ૧૧



## ગરબી ૧૧ મી.

### રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે—એ રાગ.

વા'લી પુત્રી દાન દયા પુણ્ય કરજેરે, તારી શક્તિ થકી અનુસરજે;
વા'લી પુત્રી દાન દયા પુણ્ય કરજેરે—એ ટેક.
પુણ્ય પર ઉપકાર પ્રમાણેરે, બીજું એક નથી સૌ જાણેરે;
અન્નદાન સમાન ન દાને. વા'લી ૧
અન્ન પાન ને વસ્ત્રના દાનેરે, નિરાધાર અપંગ સન્માનેરે;
શત ગણું પ્રભુ આપે પરાણે. વા'લી ૨
જે કુળની પરંપરા ચાલીરે, શ્રદ્ધાથી ચલાવજે વાલીરે;
અણસમજે વખોડ ન ઠાલી. વા'લી ૩
ધર્મશાસ્ત્ર નિયમ વ્રત ભાખેરે, કરવાના સ્ત્રીયોને દાખેરે;

તે પુળજે ઇશ્વર સાખે. વા'લી ૪
તું શાંતિ ન છોડીશ ભ્રાંતેરે, રીસાઈ નં રહીશ એકાંતેરે;
સ્વછંદી ન થા કોઇ વાતે. વા'લી. ૫
મર્યાદાને લાજ ન ચૂકેરે, બેઠી નવરી નિસાસા ન મૂકેરે;
ક્રોધ વચન ન બોલીશ ટૂંકે. વા'લી ૬
કાંઈ માગીશ નહીં કોઇ પાસેરે, હઠ કરી ન રહીશ ઉદાસેરે;
છાનું ચોરી ન ખાઈશ ઉલ્લાસે. વા'લી. ૭
પર પુરૂષથી હસીશ ન વા'લીરે, એકાંતમાં વાત નકારીરે;
કાંઈ જઈશ ન એકલી બા'રી. વા'લી. ૮
જેથી બેઉ કુળ લાંછન લાગેરે, એવી કૃતિથી સતી દૂર ભાગેરે;
કુલટા કરે ઢંગ કુરાગે. વા'લી ૯
શુદ્ધ મન વચ કાયા રીતેરે, કરજે પ્રભુભક્તિ ચિત્તેરે;
જ્યાં ભક્તિ ત્યાં પ્રભુ રહે નિત્યે. વા'લી. ૧૦



## ગરબી ૧૨ મી.

### અલબેલીરે અંબેમાત જોવાને જઇએ—એ રાગ.

વા'લી પુત્રી નિજ ભરથાર, વિનયથી વશ કરજે;
સુણી માતની શિક્ષા સાર, પ્રેમ પૂરણ ધરજે. ટેક.
કામણ ટુમણ જુઠાં ગણજે, વશિકરણાદિ પ્રયોગરે;
ભોળી બાળાને ભરમાવા, ધૂર્ત રચે બહુ ઢોંગ. વિન. ૧
એવા ઠગની માયા જાળે, પડીશ ન તું ગુણમાળારે;
ન ફરીશ દોરા ચીઠ્ઠી લેવા, બાવા પાછળ બાળા. વિન. ૨
મધુરી વાણી વદજે શાણી, વિનય તે મોહની જાણીરે;
પતિભક્તિથી સીતા સાચી, જગમાં સતી ગવાણી. વિન. ૩

પ્રાણજીવન પ્રભુ હાર હૈયાના, પ્યારા પતિ શિરતાજરે;
આપ ચરણ [1]ઓળામાં રહી છું, નાથ હાથ મુજ લાજ. વિન. ૪
મન વાણી એમ મીઠાં રાખી, પુત્રી પતિ વશ કરજેરે;
પતિ અણગમતું કાજ કરીશ નહીં, તસ પગલે અનુસરજે. વિન. ૫
જ્યાં પતિછાયા ત્યાં સ્ત્રીકાયા, પતિ આજ્ઞા જીવજાનરે;
સુખ દુઃખમાં સંસારસમુદ્રે, પ્રેમદા [2]યાન સમાન. વિન. ૬
પતિ ઊંઘ્યા પછી ઊંઘે સુકુળા, જાગ્યા પહેલી જાગેરે;
નાથ જમાડી જમે સુહાગણ, હઠ કરી કાંઈ ન માગે. વિન. ૭
પતિ સેવાસમ મેવા મીઠા, દુનિયામાં નહીં દીઠારે;
સંસારે સુખ લીલા પામે, પુત્ર પુત્રી ફળ મીઠાં. વિન. ૮
દેવ પતિને ગણજે વા'લી, ધરજે ધ્યાન સદાયરે;
પતિ રૂપ ઈશ્વર કીરપાથી, સંસારે સુખ થાય. વિન. ૯
શુદ્ધ પ્રેમ અંતરમાં રાખી, તન મન અર્પણ કરજેરે;
સદાચાર પાળીને પુત્રી, ધર્મ પતિવ્રત ધરજે. વિન. ૧૦
પ્રસન્ન પતિને પ્રેમે કરજે, રસવતિ રૂડી દેજેરે;
ક્રોધ તજી હસતે મુખ રે'જે, સુખ દુઃખ ભાવે સે'જે. વિન. ૧૧
કદી પતિ ક્રોધે કડવું કહે પણ, મીઠું માની લેજેરે;
જો અપમાન કદી તું પામે, શાંતિ મન ધરી રે'જે. વિન. ૧૨
વિવેકદોરીથી ચંચળ મન, વશ કરજે તું શાણીરે;
અધિક ઊણે સંતોષી રે'જે, સંતોષે સુખ માની. વિન. ૧૩
દંપતિ સલાહસંપી ચાલે, દેશકાળને વરતીરે;
તો સંસારસમુદ્રે આવે, **સાંકળચંદ** સુખ ભરતી. વિન. ૧૪

૧ પડછાયો. ૨ વા'ણ.

## ગરબી ૧૩ મી.

**હાંરે મારે આસો માસે શરદ પુનમની રાતજો—એ રાગ.**

હાંરે કાંઈ માત કહે સુણ પ્યારી પુત્રી સુજાતજો,
સાર કહ્યો શ્રીધર્મતણો સંભારજેજો;
હાંરે કાંઈ સાસરીએ જા વે'લી થઈ રળિયાતજો;
વખત થયો છે ઝાઝો ઢીલ નિવારજેજો. ૧
હાંરે કાંઈ પશ્ચિમ સમુદ્રની લગભગ દિનકર જાયજો,
ચંદ્રની વાટ ચકોરી જુવે થઈ વ્યાકુળીજો;
હાંરે કાંઈ હર્ષની વેળા તું કેમ દિલગીર થાયજો,
મા દીકરીનો સ્નેહ જળે જેમ માછલીજો. ૨
હાંરે કાંઈ લગ્ન સમે તેં આપ્યો પતિને કોલજો,
કરી પ્રતિજ્ઞા પૂર્ણ પ્રેમથી પાળજેજો;
હાંરે કાંઈ આશિર્વાદથી બોલી માતા બોલજો,
ભદ્રે તુજ કલ્યાણ થજો સુખ મા'લજેજો. ૩
હાંરે કાંઈ માની આજ્ઞા માથે ધરી તે બાળજો,
વસ્ત્રાભૂષણ સજી જનની ચરણે નમીજો;
હાંરે કાંઈ આંસુ ભરીયાં નેત્ર થયાં બે લાલજો,
દેખી માતા ગળગળી થઈ દીકરી સમીજો. ૪
હાંરે કાંઈ ગાડીમાં બેઠી તે પુત્રી સુજાતજો,
સાસરીયા ભણી ગાડી ચાલી ઊતાવળીજો;
હાંરે કાંઈ જેમ જેમ ગાડી દૂર ગઈ તેમ તેમ માતજો,
ટગમગ જોઈ રહી અતિ રાગે થઈ વ્યાકુળીજો. ૫
હાંરે કાંઈ પ્રેમનું બંધન મા દીકરીનું અથાગજો,

ચિતાર એ વેળાનો કોણ લખે કવિજો;
હાંરે કાંઈ સદ્ગુણી એવી મા દીકરીનો રાગજો,
જાણે તેવી માને દીકરી અનુભવીજો. ૬
હાંરે કાંઈ ગાડી જ્યાં લગી દૃષ્ટિ અગોચર થાયજો,
ત્યાં લગી માતા આંસુભેર નિહાળતીજો;
હાંરે કાંઈ ગાય ને દીકરી જ્યાં દોરે ત્યાં જાયજો,
એમ કહી માતા ઘેર ગઈ મન વાળતીજો. ૭
હાંરે કાંઈ માતા જેવી સદ્ગુણી પુત્રી થાયજો,
પ્રભાવ સૌ સ્ત્રીકેળવણી સંચારનોજો;
હાંરે કાંઈ સદાચાર સાથે કેળવણી અપાયજો,
સાંકળચંદ સુપંથ સુગમ સંસારનોજો. ૮

---

# બાળા અને બહેનોને હિતશિક્ષા.

## ગરબી.

(બહેનો સાંભળ પેલી કોયલડી તરૂવૃંદમાંરે, ગાતી છંદમાંરે—એ રાગ.)

સખી સદાચાર પાળી સંસાર સુધારીએરે, લાજ વધારીએરે. ટેક.
બહેની શિયળ સુભૂષણ સજીએ, પરનિંદા તજીએ પ્રભુ ભજીએ;
પતિવ્રત પાળી ઉભય સુકુળ અજવાળીએરે, લાજ વધારીએ. સ. ૧
વિનય વિવેક વડીલનો કરીએ, વે'ર ઝેરને વાદ વિસરીએ;
અધિક ઉણે સંતોષી રહી મન વારીએરે, લાજ વધારીએરે. સ. ૨
પતિની આવક જાવક ભાળી, ખરચ ખુટણ કરીએ સંભાળી;
હઠ કરી કાંઈ ન લઈએ નિજ મન મારીએરે, લાજ વધારીએરે. સ. ૩

જુઠી વાત ન મુખ ઉચ્ચરીએ, પરની વાતે પેટ ન ભરીએ;
ખોટી આળે પરને પિડ ન પાડીએરે, લાજ વધારીએરે. સ. ૪
ચોરી ચાડી ચૂગલી તજીએ, અદેખાઈ તજીએ સુખ સજીએ;
શોકય બાળને નિજ બાળક સમ પાળીએરે, લાજ વધારીએરે. સ. ૫
ઝીણું આછાં વસ્ત્ર ન સજીએ, અંગ અછકલાંવેડા તજીએ;
કુળવંતી કજીઆ કંકાસ નિવારીએરે, લાજ વધારીએરે. સ. ૬
સીતા દમયંતી પંચાળી, સતીયોના ગુણ નિત્ય સંભાળી;
તસ પગલે ચાલી જગ જશ વિસ્તારીએરે, લાજ વધારીએરે. સ. ૭
વિદ્યા ભણી વિપરીત જે ચાલે, માત તાત લજવે દુઃખ સાલે;
ભણ્યું ગણ્યું બોળ્યું દરીએ એ નારીએરે, લાજ વધારીએરે. સ. ૮
નિર્મળ સદાચાર શિલ પાળે, સુકુળા સ્ત્રી ચાલે શુભ ચાલે;
**સાંકળચંદ** સુજસ સંસારે સારીએરે, લાજ વધારીએરે. સ. ૯



## સ્ત્રી હિતશિક્ષા.

જેને ચતુર સુઘડ મળી નાર, સફળ જીંદગાની—એ રાગ.

લાવણી.

સુકુળા કુળ ધર્માચાર વિચારી ચાલે,
સદ્દર્તન શીલથી ઉભય સુકુળ અજવાળે. ટેક.
પ્રભુ તુલ્ય ગણી પતિ પતિવ્રતા વ્રત પાળે,
મહા સતીઓના ગુણ પ્રભાતમાં સંભાળે;
પિઉ ઉંઘ્યા વિણુ નવ ઉંઘે પ્રથમ તે જાગે,
સૌ જમ્યા પછી જે જમે કદાગ્રહ ત્યાગે. ૧
પતિની આવકથી અધિક ન ખરચ કરાવે,

હઠ કરી ન લહે કાંઈ સુખ દુઃખ સહે સમભાવે;
પરનિંદા વિકથા કરે ન ચાળા બાળા,
પરશેરી પરઘર ભમે ન ગુણમણિમાળા. ૨

ઝુલ.

ભણી ભાગ્યતણે અનુસાર, તજે શૃંગારિક વ્યવહાર;
નીતિ ગ્રંથતણો લે સાર, ધન્ય બાળા તે સંસાર.
કર્યો લગ્ન સમે જે કોલ પ્રતિજ્ઞા પાળે, સદ્વર્તન. ૩
ઘર કાજ કરે સુખ સાજ ન બેસે નવરી,
રહી સ્વચ્છ કરે પ્રભુ ભક્તિ ન કરતી લવરી;
કરી વિનય વડીલનો સદા બાળ સંભાળે,
ઘર દાસ દાસીને વહાલ ધરીને પાળે. ૪
સરલા સાદી નવ ચાલે ચટકે મટકે,
સજી ઝીણાં આછાં વસ્ત્ર ન રીઝે લટકે;
ઇર્ષા અભિમાન ન કરે સદા સંતોષી,
સૌ સ્વજનથી રાખે સંપ રહે નવ રોષી. ૫

ઝુલ.

મુખ મધુરા બોલે બોલ, કહે જૂઠ ન પોલંપોલ,
બાહ્યાંતરમાં નહિ ડો'ળ, જગમાં વાધે જસ તોલ.
સાંકળચંદ એ પતિ ભાગ્યદેવી કળીકાળે. સદ્વર્તન, ૬

## સ્ત્રી કેળવણી વિષે બાળાઓની વિનતિ.

આવો આવો જશોદાના કંથ અમઘેર આવોરે—એ રાગ.

આજ આનંદકંદ અમંદ સુધારસ વરસ્યાંરે,

ફરી સંઘનાં દર્શન નયન કૃતારથ કરશ્યાંરે;
દિન સફળ ઘડી પળ આજ મહાજન મેળોરે,
આજ ભારત જૈન સમાજ થયો છે ભેળોરે. આજ. ૧
અમે વિનવીએ સૌ બાળા અરજ અવધારોરે,
સ્ત્રી શિક્ષણ નીતિમય આપજો કરવા સુધારોરે;
હતી બ્રાહ્મી સુંદરી સીતા ભણેલી અનલ્પોરે,
ગાય ભારત વર્ષની કીર્તિના સ્વર્ગે કલ્પોરે. આજ. ૨
માતા હોય ભણેલી તો થાય પ્રજા ગુણવેલીરે,
ખોળે ખેલતાં બાળ સમાન ગુણે થાય બેલીરે;
ધિઃકારો ન સ્ત્રીને લગાર કેળવણીથી ઝળકેરે,
છલકાય ન પૂર્ણ ઘડો ઘટ ઊણો છલકેરે. આજ. ૩
અર્ધદગ્ધ ભણી વર્તનમાં કેળવણી ન મૂકેરે,
શબ્દ માત્ર કેળવણીને ગાઇને પવન કોઇ ફૂંકેરે;
પણ સદ્વર્તન ચારિત્ર એ શુભ કેળવણીરે,
સદાચાર વિના અનાચારની થાય ભેળવણીરે. આજ. ૪
જેવું બીજું પડે તેવી છાપ સાન સંસ્કારેરે,
રત્નકુક્ષી કુખે અવતાર તીર્થપતિ ધારેરે;
ધાર્મિક વ્યાવહારિક નૈતિક શિક્ષણ આપોરે,
જેથી સત્ય ક્ષમા સદાચારની પડશે છાપોરે. આજ. ૫
દેશ કોમની ઉન્નતિ સ્ત્રીશિક્ષણમાં સમાણીરે,
માતા સુધરે બધો સંસાર સુધારો લ્યો માનીરે;
બાળા સંઘને મોતીડે વધાવે ગુણમણી માળારે,
સાંકળચંદ અચળ તપો ગંગાબાઈ શાળારે. આજ. ૬

---

## શિયલનો મહિમા.

**રામ લક્ષ્મણ વનમાં સિધાવતા—એ રાગ.**

બહેની નિર્મળ શીળ પાળો સદા, શીલ સુંદરીનો શણગાર,
સફલ અવતાર, શીયલ સુભૂષણ સજો. ટેક.
કદી દુઃખનું વાદળ શિર પડે, ભલે જીવ કદી જો જાય;
ન શીયલ ચૂકાય. શીયલ. ૧
સતી પતિને પ્રભુસમ લેખવે, ગણે અવર પુરૂષ ભ્રાત તાત;
ન દેખાડે દાંત. શીયલ.
પર શેરી ન પર ઘર ભટકીએ, પર નરથી ન કરીએ વાત;
લાજે માત તાત. શીયલ. ૨
આછાં વસ્ત્ર અછકલાં ન પહેરીએ, દેખાય ન અંગ ઉપાંગ,
તજો નીચ સંગ. શીયલ.
બહેની પતિવ્રત પાળે જે પ્રેમદા, તે સ્ત્રી મહાદેવી સંસાર,
સૃષ્ટિ શણગાર. શીયલ. ૩
થાય અગ્નિ શીતળ જળ શિયળથી, ફણીધર ફુલમાળ નીટોળ,
ફળે બોલ્યા બોલ. શીયલ.
સતી સુલસા મનોરમા ચંદના, દમયન્તી મદનરેખા નામ,
સીતા ગુણધામ. શીયલ. ૪
નંદા ભદ્રા સુભદ્રા ને નર્મદા, રાજીમતી ઋષિદત્તા સુજાણ;
પદ્માવતી જાણ. શીયલ.
અંજના શ્રીદેવી ને મૃગાવતી, જ્યેષ્ટા સુજ્યેષ્ટા ગુણખાણ,
સુ સતીઓ પ્રધાન. શીયલ. ૫
સતી ચેલણા ને પ્રભાવતી, બ્રાહ્મી સુંદરી રૂક્ષમણી સાર,

રેવતી કુન્તિ ધાર. શીયલ.
શિવા જયન્તિ દેવકી ને દ્રૌપદી, કલાવતી પુષ્પચુલા પ્રમાણ,
ધારણી ગુણખાણ. શીયલ. ૬
પદ્માવતી ગોરી ગાંધારી લક્ષમણા, શુશીલા જાંબુવતી સત્યભામા,
રૂક્ષમણી કૃષ્ણરામા. શીયલ.
યક્ષા યક્ષદત્તા ભૂતા ભૂતદત્તા, સેણા વેણા રેણા મુખ ચંદ્ર,
બહેનો સ્થૂલિભદ્ર. શીયલ. ૭
ઇત્યાદિક સતીયો શિરોમણી, જયવંતી વરતે છે આજ,
શીયલ સામ્રાજ્ય. શીયલ.
જેના જશના ડંકા વાગે ત્રિભુવને, જેને ગાય છે બાળગોપાળ,
સુ મંગળમાળ. શીયલ. ૮
બહેની ભારત ભૂષણ દેવીઓ, એવી સતીયોના ગુણ નિજ અંગ,
ધરીને ઉમંગ. શીયલ.
પરભાતે ઉઠીને સંભાળીએ, જાય વિઘ્ન ને થાય આનંદ,
સુ સાંકળચંદ. શીયલ. ૯

# ફીમેલ ટ્રેનિંગ કોલેજને માટે.



## ભૂમાતાને આશિર્વાદ.

નંદ કુંવર કેડે પડયો કેમ કરીએ—એ રાગ.

માત ભરતભૂમિ ભક્તિથી નિત્ય વંદુ, હાંરે નિત્ય વંદુ પાપ નિકંદુ;
હાંરે તારૂં દર્શન કરી આનંદુ, હાંરે આર્ય માત સુજાણ. માત. ૧

રમણિક વાડી વિશ્વની રંગીલી, હાંરે ફૂળદ્રુપ વનરાજી ખીલી;
હાંરે તુજ સમ નહીં કો ભૂમિ લીલી, હાંરે મણિ માણેક ખાણ. માત. ૨
ધર્મની મૂર્તિ કીર્તિ જગ અજવાળી, હાંરે સુશિલા સાચી માત મયાળી;
હાંરે આર્ય જન્મભૂમિ છે યશાળી, હાંરે તારો ભવ્ય દેદાર. માત. ૩
નિર્મળ ગંગા સિંધુ ક્યાં નદી જમનાં, હાંરે હિમાદ્રી સમાન નમુના;
હાંરે અન્ય દેશ વિષે ન નગીના, હાંરે કેવાં રમણિય ચિત્ર. માત. ૪
સત્યવાદી હરિશ્ચંદ્ર ને નળ કેવા, હાંરે રામ ભીષ્મ યુધિષ્ઠીર જેવા;
હાંરે મહાવીર જિતેંદ્રિય દેવા, હાંરે તારા પુત્ર પવિત્ર. માત. ૫
સપ્તઋષિ મુનિ મંત્ર વેદ ઉચરતા, હાંરે ભવભૂતિને પાંણીની કરતા;
હાંરે તત્ત્વજ્ઞાની સુપુત્રની ધરતા, હાંરે થયા ભારત વીર. માત. ૬
એક વખત કેવો હતો પૂર્વ કાળે, હાંરે દેશભક્તિમાં જન્મારો ગાળે;
હાંરે કરી સત્ય પ્રતિજ્ઞા પાળે, હાંરે રહી છાંય ન સ્થિર. માત. ૭
આર્યછત્ર નીચે હતી પે'લી શાણી, હાંરે છિન્ન ભિન્ન થઈ વે'ચાણી;
હાંરે કુસંપ અનીતિ ભરાણી, હાંરે ગઈ યવનને હાથ. માત. ૮
પેટની વેઠમાં દાઝ દેશની ભૂલી, હાંરે થયા પશુવત્ નરપણું ભૂલી;
હાંરે દાઝ જાતિની પંખીને રૂડી, હાંરે થયા મતલબ યાર. માત. ૯
મદ આળસ ઇર્ષા છળે કરી છાક્યા, હાંરે કળિયુગમાં કુપુત્રો પાક્યા;
હાંરે ગુણીજન સમજાવીને થાકયા, હાંરે માતૃ થઈ તું બેહાલ. માત. ૧૦
ખુની[1] ઔરંગઝેબ આદિએ ફૂટી, હાંરે આર્યધર્મની લજ્જા લૂંટી,
હાંરે પીંઢારા લૂંટારાએ લૂંટી, હાંરે કર્યાં અકરા કેર. માત. ૧૧
બ્રિટિશ રાજ્યસત્તા થઈ પછી સારી, હાંરે ન્યાયે વાઘ [2]છાગ એક [3]આરી;
હાંરે ધર્મ કર્મ પ્રજા મુખત્યારી, હાંરે રહો અચળ એ રાજ. માત. ૧૨

---

૧ અલાઉદ્દીન જુઓ. ૨ બોકડો. ૩ આરે.

ચડતી પડતી સર્વને શિર આવે, હાંરે જળ સ્થળ પ્રાણી માત્રને ભાવે;
હાંરે જેનો ઉદય તે અસ્તજ થાવે, હાંરે ભરતી ત્યાં ઓટ. માત. ૧૩
સત્ય સંપ ઉદ્યમ નીતિ શુભ આપી, હાંરે માતા પુત્રોને કર તું પ્રતાપી;
હાંરે દેશભક્તિની છાપ તું છાપી, હાંરે મહાદેવી નિહાળ. માત. ૧૪
આબાદિ હુન્નર કળા યશ જામો, હાંરે દેશ ઉન્નતિનાં પરિણામો;
હાંરે લીલાલે'ર **સાંકળચંદ** પામો, હાંરે માતૃ જયજયકાર. માત. ૧૫

---

## બાળલગ્નનો પરિહાર.

### રાગ ઝંઝોટી.

જો દેશ સુધારો ધારો, લઘુ વયનાં લગ્ન નિવારો;
લઘુ વયમાં લગ્ન કરાવો, વિત્ત ખરચીને લ્હ્યો લા'વો;
પણ દંપતિ દુઃખીયાં ધારો, લઘુ વયનાં લગ્ન નિવારો. ૧
કાંઇ જોડ કજોડાં ભાળો, કંઈ કેર થાય છે કાળો;
કોઈ નાર કરે બહુ યારો. લઘુ વયનાં. ૨
કોઈ ચોર લબાડ જુવારી, કોઇ વેષ્યાથી વ્યભિચારી;
કોઈ છકેલ છેક નઠારો. લઘુ વયનાં. ૩
એ કારણ બાળ વિવા'નાં, જે નડે સર્વને છાનાં;
જો વિગતે વાત વિચારો. લઘુ વયનાં. ૪
જો ઇચ્છા વર પરણાવે, તો દંપતિ બહુ સુખ પાવે;
દે આશિષ સૌ નર નારો. લઘુ વયનાં. ૫
જો અડચણ એમાં આવે, તો પુખ્ત વયે પરણાવે;
સંસાર નભે બહુ સારો. લઘુ વયનાં. ૬
કુળવાન વિષે નહીં રાચો, વિદ્વાન સર્વથી સાચો;

જે ઉજળું કુળ કરનારો. લઘુ વયનાં. ૭.
કદી વિશેષ નહીં રૂપાળી, પણ વિદ્યા વિવેકવાળી;
નિજ [1]તનુજ [2]ત્રિયા લ્યો યારો. લઘુ વયનાં. ૮
બીજ ઝેરી બાળવિવા'નું, ફળ કડવું નક્કી થવાનું;
વિષ વેલ વિકાર વિદારો. લઘુ વયનાં. ૯
મળતી પાંતી નહીં આવે, તો સ્વપ્ને સુખ ન પાવે;
રહે દંપતિ સ્વભાવ ન્યારો. લઘુ વયનાં. ૧૦
તે માટે સમજણ લાવો, વય પુખ્ત થયે પરણાવો;
નહીં શાસ્ત્ર વિરૂદ્ધ એ ધારો. લઘુ વયનાં. ૧૧
જો [3]દાન દયા નીતિ જાણો, સંતતિપર કરૂણા આણો;
તો બાળલગ્ન પરિહારો. લઘુ વયનાં. ૧૨
એ સાર સકળ મન ધરજો, સૌ બાળલગ્ન પરહરજો;
શિખ **સાંકળચંદની** ધારો. લઘુ વયનાં. ૧૩



## વૃદ્ધવિવાહ અને કન્યાવિક્રયનો પરિહાર.

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીનાં સૌ મળીને—એ રાગ

સરખી સમાણી સૈયર શાણી આર્યબંધુને સૌ મળીને
અરજી કરીએ,
અબળા જાણી કરૂણા આણી વૃદ્ધ વિવા'નો દુષ્ટ કુધારો પરહરીએ.
ગાય ને દીકરી જ્યાં દોરે ત્યાં, જાય વાત નિશ્ચય ખરી એ,
પણ નિજ પુત્રીને સુખી કરવા, ધર્મ પિતા માતા ધરીએ;
તો વૃદ્ધ વરને કન્યા વેચી, કન્યાવિક્રય કેમ કરીએ. સ. ૧

---

૧ દીકરો. ૨ સ્ત્રી. ૩ કન્યાદાન

કસાઈ પરની માટી વેચે, તે દેખી દિલમાં ડરીએ;
નિજ તનુજાની માટી વેચી, કેમ પેટ પાપે ભરીએ;
લોભ લાલચે પુત્રી વેચી, વૃદ્ધવિવાહ નવી કરીએ. સ. ૨
કન્યાની ઉમ્મરથી ત્રમણી, ઉમ્મરનો વર પરહરીએ;
ગુણી વિદ્વાન યુવકને કન્યા, દઈ નિજ ફરજ અદા કરીએ;
વૃદ્ધ પુરૂષને દઈ નિજ કન્યા, વ્યભિચાર દોષિત ઠરીએ. સ. ૩
પાળી પોષી પુત્રી મોટી, કરી નાંખો નહીં દુઃખદરીએ;
રાખ કોયલા ધન કન્યાનું, રહે ન અપજશ જગ વરીએ;
અધમ અનાર્ય ન વેચે દીકરી, આર્ય થઈ તે કેમ કરીએ. સ. ૪
આર્યબંધુ આ અરજ અમારી, ખરેખાત ઉરમાં ધરીએ;
સ્વદેશ સ્વજાત ઉન્નતિ કારણ, નિજ સંતતિને ઉદ્ધરીએ;
વૃદ્ધવિવાહ તજી સાંસારિક, સુખસાગર ભરતી ભરીએ. સ. ૫

## ફટાણાનો ફીટકાર.

બેડા બા બુડતો તારોરે, અબે આઠ—એ રાગ.

સુણો સૌ બે'નો વિચારીરે, ફટાણાની ટેવ નઠારીરે;
મંગળકારી વિવાહનું ટાણું, મંગળ ગીત ગવાય;
ભુડાં ફટાણા ને ભુડું વધાથી, અપમંગળ વરતાય, સુ. ૧
કોણ માત ને તાત જાત શી, વંશ કીયો કોણ સંગ;
આર્ય ક્ષેત્ર ઉત્તમ કુળ જનમી, કરીએ ન નીચના ઢંગ, સુ. ૨
ઊંચ જ્ઞાતિ ને આર્ય વર્ગમાં, ધારણ કરીએ નામ;
કામ [1]અનારજ નીચનાં કરીએ તો, લાજ ઘટે કુળ [2]મામ. સુ. ૩

---

૧ અનાર્ય. ૨ આબરૂ.

સુશિલા હોય તથાપી કુસંગે, બોલે નઠારા બોલ;
[1]પ્રેક્ષકવર્ગ ગણે વ્યભિચારણી, જગમાં ઘટે તસ તોલ. સુ. ૪

માત તાત ભાઈ દેખતાં ભુંડાં, શરમ તજી વદે વેણ;
જન્મતી વેળાએ વસ્ત્ર ન ઢાંકયું, તેથી વદે કુડા કે'ણ. સુ. ૫

માતાનું દેખીને દીકરી શીખે, સાસુનો વહુ શીખે ચાલ;
વેષ ભજાવે વિશેષ વડીલથી, ભૂંડો ભવિષ્યનો ખ્યાલ. સુ. ૬

[2]મુગ્ધ બાળ કે મૂર્ખ પુરૂષ કદી, સે'જ ભુંડો બોલે બોલ;
સાંભળી સુંદરી મુખ મચકોડે, તોલે ન આપનો તોલ. સુ. ૭

નાશું ના'વું ને નાશું ગાવું, એ વનિતાનો કુચાલ;
એવા કલંક ઉતારીને ગાજો, નીતિનાં ગીત રસાળ. સુ. ૮

તુમ અનુકરણ કરી તુમ [3]તનુજા, ચાલશે તે શુભ પંથ;
આર્યબાળાઓની કીર્તિના રચશે, સાંકળચંદ શુભ ગ્રંથ. સુ. ૯

---

## મરનારની પાછળ કાયટાં ન જમવા વિષે.

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી.—એ રાગ.

દેશીજન ડાહ્યા ડા'પણ દિલમાં ધરજો,
મરણ કાયટાં જમશો નહીં વળી, જમાડવા પરહરજોરે.
દેશીજન ડાહ્યા ડહાપણ. એ ટેક. ૧

માબાપે બાળકને મોટો, ખવરાવીને કીધો;
મરણસમે સૌ અળગાં રહીને, દેવ દૂતને દીધોરે. દેશી. ૨

એવા જવાન મરતક પાછળ, જમણ કરે ભલી રીતે;

---

૧ જાનાર. ૨ ભોળા. ૩ દાકરી.

શોકસમય મન હરખ માનતા, જમણુ જમે બહુ પ્રીતેરે. દેશી. ૩
પંગતપર પીતાંબર પે'રી, વદન મલકતા બેસે;
દાળ શાક પકવાન જમીને, ગુણુ અવગુણુ સૌ લેશેરે. દેશી. ૪
દાળ મોળી ને ભાતજ કાચો, શાક હતું બહુ ખારૂં;
નિંદા કરતાં મૂરખ બોલે, જમણુ કર્યું નહીં સારૂંરે. દેશી. ૫
વરો કરે કરજે લઈ નાણું, પાછળ હાથ બતાવે;
ધિક્ધિક્ એવા જમવામાં, ત્રાહ્ય ત્રાહ્ય વરતાવેરે. દેશી. ૬
ભામાઓ ભરથાર વિનાની, વિધવા થઇને બેસે;
શિર મૂંડાવી ખૂણે ઘાલે, કોણુ દિલાસો દેશેરે. દેશી. ૭
ખાવાને માટે પણુ પાછળ, પૈસા હોય ન પૂરા;
દશમે દિન દશમું કરવાને, બને સર્વ જન શૂરારે. દેશી. ૮
ગરથ વિણુ ઘેલી થઇ બેસે, ખાવા રહે ન કોડી;
બાળપણુાનો રંડાપો કેમ, આગળ જાશે દોડીરે. દેશી. ૯
પછી વિલાપ કરીને રડતી, અન્ન વિના દુઃખ ધરતી;
ભીખ માગી વ્યભિચાર કરીને, ઉદર ભરણુ તે કરતીરે. દેશી. ૧૦
સર્વથકી રસ્તો છે સારો, ન્યાત વરા નહીં કરવા;
છો જન ઝાઝી વાતો કરતા, રાખો નહીં કાંઈ પરવારે. દેશી. ૧૧
જો ધન હોય વધારે ઘરમાં, પુણ્યમાર્ગ વરતાવો;
ઔષધશાળા વિદ્યાશાળા, ધર્મશાળા બંધાવોરે. દેશી. ૧૨
જીર્ણ કુવા વાવો સમરાવો, અન્નક્ષેત્ર બંધાવો;
પરમારથમાં પૈસા ખરચો, દયા દીનપર લાવોરે. દેશી. ૧૩
નિરઉદ્યોગી જનને ઉદ્યમ, અશક્તને અન્ન આપો;
વરો કરીને વિત્ત ન ખરચો, કષ્ટ દેશનાં કાપોરે. દેશી. ૧૪

મુવા પછાડી નિર્લજ થઇને, જમવાને કેમ જઇએ;
એક વખતના વાળુ માટે, નફ્ટ કદી નવ થઇએરે. દેશી. ૧૫
માટે દેશી મિત્રો મારા, વિગતે વાત વિચારો;
જમો નહીં મિષ્ટાન મુવાનાં, બંધ કરો એ ધારોરે. દેશી. ૧૬



## રડવા કૂટવાના દુષ્ટ ચાલ વિષે.

### રાગ ઉપરનો.

રડવા કૂટવાનો ચાલ સખી પરહરીએ,
ગયા સ્વજન પાછા નહીં આવે, રડી કૂટી કદી મરીએરે. રડવા. ટેક.
લાંબા રાગે રડીએ કૂટીએ, ભવાઈ જેવું કરીએ;
પણ મરનાર ન પાછો આવે, આંસુથી નદીઓ ભરીએરે. ર. ૧
છાતી કૂટી ભાગે તેથી, રોગ ક્ષયાદિક થાવે;
અતિ રડવાથી બે'નો મારી, આંખોનું નૂર જાવેરે. ર. ૨
લેંટ લાળ ને આંસુ પાડે, તે મરનારને પોં'ચે;
શાસ્ત્રવચન પરમાણ કરે તે, મનમાં બહુ [1]આલોચેરે. ર. ૩
જન્મ્યો તેહ જવાનો નક્કી, હર્ષ શોક શો કરવો;
કલેશ કરીને મરીએ બે'ની, સ્વાર્થ કશો નહીં સરવોરે. ર. ૪
જેના વા'લા ગયા સ્વધામે, હૃદય રૂવે તસ દાડી;
ભેળી થઈ બે ચાર પરાણે, રોવરાવે સંભારીરે. ર. ૫
મૂરખના જુઠા ફતવા જોઈ, વખાણ મૂરખ કરતી;

---

૧ વિચારે.

સમુજુ ઓછું રડે ફૂટે તો, [1]કુથલી તેની કરતીરે. ૨. ૬

ફૂટે પિટે ને પછાડ નાંખે, પત્થરે માથું ફોડે;
જેમ જેમ વારે તેમ તેમ બમણી, અંગ ભરાયું [2]ઝોડેરે. ૨. ૭

ભલે કરો યુદ્ધ ઝાઝાં તોપણુ, ગયો ન પાછો આવે;
તો નાહક કલ્પાંત કર્યાથી, બેઉની દુરગંતિ થાવેરે. ૨. ૮

માટે બે'નો સુકૃત કરણી, મુવા પછાડી કરીએ;
સગપણ સાચું હેત હોય તો, રડી ફૂટી નવ મરીએરે. ૨. ૯

જો હોય વે'ર પુરાતન બે'નો, મરનારા સંગાથે;
તો રોઈ ફૂટીને બંધાવો, પાપ પોટલો સાથેરે. ૨. ૧૦



## અભણ અને પંડિતાનો સંવાદ.

ગોપીચંદ લડકા ! બાદલ વરસે રે—એ રાગ.

કોઈ અભણ ભણેલી, સખીઓ મળી રે ચરચા કરે. એ ટેક.

અભણુ—અભણુ કહે સુણુ સજની મારી, આપણુ સરજ્યાં નારી;
કયાં કરવો વ્હેપાર સ્ત્રીઓને, ઘર ધંધે હુશિયારી રે. કોઇ. ૧
ભણવું ગણવું ને વળી ભૂલવું, મગજમારી શીદ કરવી ?;
ભણીને ભેદુ ચીઠ્ઠી લખવી, કુળ મરજાદ વિસરવી રે. કોઈ. ૨

ભણેલી—વ્યાપારાર્થે ભણુતર ગણુતર, સ્ત્રીને બ્હેન ન ભણવું;
સદાચારમય જીવન કરવા, સ્ત્રીનીતિ ભણુતર ભણવું રે. કોઈ. ૩
ભણવું ભૂલવું ભાગ્ય પ્રમાણે, ઉદ્યમ વ્યર્થ ન જાવે;
ભેદુ ચીઠ્ઠી લખે ન સુકુળા, ભણી રહે સરલ સ્વભાવે રે. કોઇ. ૪

૧ નિંદા. ૨ ભૂત.

ઘટ ઉંણો છલકાય પલકમાં, ભર્યો ન છલકે હલકે;
નફટ કોઇ નીતિમય શિક્ષણવીણ, અર્ધદગ્ધ ભણી ભડકે રે. કોઈ. ૫

અભણ–ભણી શૃંગારિક ગ્રન્થો વાંચે, જાહેર ભાષણ આલે;
નાટક ચેટક મેળે ખેલે, જ્યાં ત્યાં માથું ઘાલે રે. કોઈ. ૬
બુટ ચશ્મા ને છત્રી ઓઢી, દેખાડે તન સુરતી;
આછાં ઝીણાં સજે વસ્ત્ર વળી, માનું દિગમ્બર મૂર્તિ રે. કોઈ. ૭
માત તાતથી વાંકી ચાલે, ન ગણે પતિ મતિ પાની;
સાસરીયાનાં સામું બોલે, અંકુશ વણ તોફાની રે. કોઇ. ૮

ભણેલી–શૃંગારિક ગ્રન્થો નોવેલો, વિબુધા કદીય ન વાંચે,
ધર્મશાસ્ત્ર ને ગ્રન્થ નીતિના, વાંચે વર્તન સાચે રે. કોઇ. ૯
મેળે ખેલે જાહેર ભાષણ, સ્વપ્નાંતર નવ ઇચ્છે;
પરઘર પરશેરી નવ ભટકે, પતિને પ્રભુ સમ પ્રીછે રે. કોઇ. ૧૦
માત તાત ને સાસરીયાનો, વિનય કરે વિજ્ઞાની;
સંપજંપ સૌ વૃદ્ધ બાળથી, ઘરધંધામાં શાણી રે કોઇ. ૧૧
વિપરીત વર્તન કરે ભણીને, જ્ઞાન ન તે કદી કહીએ;
ધાર્મિક નીતિમય જ્ઞાન વિના શુક, પાઠ જ્ઞાન તે લહીએ રે. કોઈ. ૧૨
સીતા બ્રાહ્મિ ને દમયંતી, સતીઓ હતી ભણેલી;
ભારતવર્ષતણી ભણી કીર્તિ, અજવાળી ગુણવેલી રે. કોઇ. ૧૩
પણ તનુજાને નીતિમય શિક્ષણ, દેતાં દેશ સુધારા;
સ્ત્રી શિક્ષણ વિણ પતિત દેશ થઇ, વધ્યા ઘણા કુધારા રે. કોઇ. ૧૪
ઘરસંસારનો રથ તોફાની, ઉભય ચક્રથી ચાલે;
દંપતી સરખી જોડ હોય તો, વ્હાણ બરાબર હાલે રે. કોઇ. ૧૫
પતિ વિબુધ ને પ્રિયા અબુધના, દુઃખનો એકે ન આરો;

પ્રિયા પંડિતા પતિ મૂર્ખનો, વ્યર્થ જાય જનમારો રે. કોઈ. ૧૬
ભાવી માતા બાળા ખોળે, પ્રજા સમાન સ્વભાવે;
થાય સાન સંસ્કાર પ્રમાણે, છીપ સમ મોતી થાવે રે. કોઈ. ૧૭
બાળલગ્ન ને વૃદ્ધવિવાહે, દાટ દેશમાં વાળ્યો;
પ્રભાવ એ સૌ અભણ સ્ત્રીઓનો, વ્હેમ કુસંપ નિહાળ્યો રે. કોઇ. ૧૮
ઇત્યાદિક ઉદ્ધાર દેશ ને, ભાવી પ્રજાનો કરવા;
દ્યો તનુજાને નીતિમય શિક્ષણ, કષ્ટ કોમનાં હરવા રે. કોઈ. ૧૯

અભણ—અભણ કહે ધન્ય ધન્ય ભણેલી, જન્મ સફળ કરનારી;
સૃષ્ટિનો શણગાર સુંદરી, પુણ્ય પનોતી પ્યારી રે. કોઇ. ૨૦
ધન્ય સખી મુજ ભ્રાન્તિ ટાળી, હૃદય કર્યું અજવાળું;
ભણવાનો અભ્યાસ કરૂં હું, બોલ બ્હેન તુજ પાળું રે. કોઈ. ૨૧

( કોરસ ) આર્ય દેશ હિતચિંતક દેશી, દ્યો નીતિશિક્ષણ સાચું;
જ્ઞાન દાન દ્યો નિજ બાળાને, હૃદય ન કરશો કાચું રે. કોઇ. ૨૧
બાળા મંગળમાળા ગાશે, હરખે આશિર્વાદે;
નીતિપંથના ગ્રન્થ ગુંથશે, **સાંકળચંદ** સંવાદે રે. કોઇ. ૨૩



## સદ્‌ગુણ મંદિર.

### રાગ ધનાશ્રી.

**વિનતિ ધરજયો ધ્યાન, સજજનો વિનતિ—એ રાગ.**

સદ્‌ગુણ મંદિર વાસ, કરીએ સદ્‌ગુણ મંદિર વાસ;
સદ્‌વિદ્યાનો પાયો ચણજો, પ્રથમ કરી અભ્યાસ; કરીએ.
સત્યતણો પરથાર ચણો પછી, ન રહે જૂઠ ભિનાશ. કરીએ. ૧

વિનય વિવેક દયા ને શાંતિ, ભીંત ભલી ચોપાસ; કરીએ.
નમ્ર ક્ષમા સંતોષ સરળતા, ચાર સ્તંભ આવાસ. કરીએ. ૨
દાનરૂપી શુભ દ્વાર મુકો ત્યાં, શો તન ધન વિશ્વાસ; કરીએ.
જાળી ઝરૂખા બારી અટારી, એ નીતિમાર્ગ વિલાસ. કરીએ. ૩
માળ જડો ઉપકાર અવરનો, એ સમ પુણ્ય ન ખાસ; કરીએ.
તરૂવર ફળ ખાતાં નથી પોતે, જળ ન પીએ નદી પ્યાસ. કરીએ. ૪
જો જડ પરઉપકાર કરે તો, ધર્મ ચૈતનનો ખાસ; કરીએ.
નિર્મળ શીલનું છાપરૂં નાંખો, સૌ ગુણ છત્ર લીલાશ. કરીએ. ૫
સદ્‌ગુણની જનની જે લજ્જા, ધરીએ ધ્વજ ઉલ્લાસ; કરીએ.
આળસ તજી ઉદ્યમ આદરીએ, નિંદા નરક નિવાસ. કરીએ. ૬
ચોરી જારી ચાડી ચુગલી, તજ અનીતિ અભ્યાસ; કરીએ.
ક્રોધ માન માયા નવી કરીએ, અતિ લોભે દુઃખદાસ. કરીએ. ૭
કામણટુમણ વશિકરણાદિક, રાક્ષસ ભૂત પિશાચ; કરીએ.
એ ખોટા વેમો મુરખના, તજીએ ભજી અવિનાશ. કરીએ. ૮
એ સદ્‌ગુણ મંદિરમાં વસતાં, ન રહે ક્લેશ કંકાસ; કરીએ.
**સાંકળચંદ** સંસારસમુદ્રે, નૌકા કરો પ્રકાશ. કરીએ. ૯



## ડ્રીલ ( કસરતનાં ગાયનો. )

### માર્ચીંગ ( ચાલવાની ક્રિયા. )

### નારાચ છંદ.

સખી સમાજ સાથમાં કતારબંધ [1]હાલવું,
ઉપાડી પાય [2]વામ પાય [3]દક્ષણેથી ચાલવું;

---

૧ ચાલવું. ૨ ડાબો પગ. ૩ જમણા પગ.

નશાળમાં ન કોઈ સાથ કલેશ ના કરો કદી,
વિચાર સાર સાર ધારવા સુસભ્યતા વદી. ૧
પરોપકાર સાર છે બધાય પંથનો વળી,
વિવેક ટેક નેક રાખવો સદા હળીમળી;
સદા સુસંપ કલાસમાં સખી સમાજમાં કરો,
વહો સદા સુ નીતિપંથ દેહમાં ક્ષમા ધરો. ૨
કદી ન પારકું લખાણુ જોઈ ના લખો છળી,
ગણાય ચોર આવડે ન જ્ઞાન તેહને વળી;
વડીલ શિક્ષકોની વાત માનવી સદા ખરે,
સદાય ઠાવકાં રહો નિશાળમાં સુ નંબરે. ૩

## ઉપલા ધોરણ માટે.

### સવૈયા છંદ.

શરીરની કેળવણી માટે, કરીએ બાળા કસરત આજ,
પગ બંને સરખા મેળાવી, ઉભા રહીએ સખી સમાજ;
તે પછી આગળ બે પગ કાઢી, બાહાર મુકીએ રાખી ટેક,
વળી તિરછા ને વાંકા કરીએ, સન્મુખ લંબાવો પછી એક. ૧
તે લંબાવેલો પગ બાળા, પછાડીએ પૃથ્વીની સાથ;
મુઠ્ઠી વાળી [1]બાહુ પસારી, બંધ કરો બાળા બે હાથ;
પછી ખુલ્લા કરી મુઠી ઉઘાડો, સીધા ઉભા રહો સઉ સાથ,
સન્મુખ જોઇને કમર પછાડી, લઈ જઇએ પાછળ બે હાથ. ૨
તે પછી બંને હાથ કમરપર, વાંકા વાળો ધરી ઉમંગ,

---

૧ હાથ લાંબા કરી.

ગરદનપર પછી હાથ ગોઠવો, ક્રમ પરમાણે વાળો અંગ;
વળી તે બંને હાથ ખભાપર, મુઠ્ઠી વાળી મૂકો બાળ,
લાંબા કરીએ સન્મુખ તે પછી, બન્ને હાથ ધરી સંભાળ. ૩
માથા ઉપર ઉભા ઉંચા, બન્ને હાથ કરો સૌ સાથ,
તે પછી વાંમ પ્રમાણે બાળા, કરીએ લાંબા બંને હાથ;
વળી ફરીથી માથાપર બંને, હાથ કરો ઉંચા સુખદાય,
કસરતથી બળ બુદ્ધિ વાધે, લોહી સાફ સાંધાનું થાય. ૪



## જૈન બાળાઓની સંઘ પ્રત્યે વિનંતી.

### લીલાવતીએ લખી મોકલ્યોરે—એ રાગ.

જૈનબંધુ જુગતે કરીરે, પાણી પહેલી બાંધો પાળ,
સ્ત્રીનીતિ શિક્ષણ આપજ્યોરે, અમે વિનવીએ સૌ બાળા,
અરજ અવધારજો, થશે સંઘમાં મંગળમાળા, મહત્વ વધારજો. ૧
ધાર્મિક વ્યાવહારિક સ્થિતિરે, સુધરે જૈનસમાજ,
સત્ય ક્ષમા સદાચારથીરે, વધે ઉભય લોકમાં લાજ, અરજ૦
અમે સ્વજનમાં કરશું સ્વરાજ. વિપત સૌ વારજો. ૨
બ્રાહ્મિ સુંદરી સીતા સતીરે, પૂર્વે ભણેલી વિદ્વાન;
ભારત વર્ષની કીર્તિનાંરે, રહી સ્વર્ગમાં ગાયછે ગાન, અરજ૦
જેનું સંત પુરૂષ ધરે ધ્યાન, એ તત્ત્વ વિચારજો. ૩
અભણ માતાની સંતતિરે, પ્રાયે મૂર્ખ ગમાર;
માત વિદ્વાન તણી પ્રજારે, વિદ્વાન થાય નિરધાર. અરજ૦
અજવાળે સુકુળ પરિવાર. પ્રમાદ નિવારજો. ૪
પુત્રી માતા સમ સદ્ગુણીરે, વહુ હોય સાસુ સમાન;

સોબત તેવી અસર હોવેરે, સંસ્કાર પ્રમાણે સાન. અરજ૦
બને કંચન પણ વધે વાન. ધિરજ મન ધારજો. ૫
દેશ ને કોમની ઉન્નતિરે, સ્ત્રી શિક્ષણમાં સમાય;
ધીર વીર બુદ્ધિ બનેરે, થાય ભાવી પ્રજા સુખદાય. અરજ૦
કુસંપ કુધારા જાય. સુધારા સ્વીકારજો. .... ૬
સંઘને જૈનબાળા વિનવેરે, ઘો ધાર્મિક નીતિ જ્ઞાન;
ભરત ગુંથણ શીવણ શિખવોરે, અમે સૌ મળી આપીએ માન. અરજ૦
કરે **સાંકળચંદ** ગુણગાન. પ્રજાને સુધારજો. .... ૭

—⁂—

## લગ્ન પ્રસંગે ગાવાનાં માંગળિક ગીતો.

### અમે ઈશ્વર માગીએ એટલું—એ રાગ.

એની શિયળ સલુણી સંસારમાં, સજો શિયળ તણો શણગાર;
સુણો સૌ સુંદરી. ૧
જેથી કુળને કલંક લાગે ઘણું, એવો કરીએ નહીં આચાર. સુ૦ ૨
ગળી કુંડની પાસ જતાં થકાં, કાળો ડાઘ પડે તત્કાળ. સુ૦ ૩
વ્યભિચારી નઠારીની સોબતે, અણચિંત્યુ ચડે શિર આળ. સુ૦ ૪
એહેની વાત એકાંત ન કીજીએ, ભલે હોય ભ્રાત કે તાત. સુ૦ ૫
પરનરથી ન નજર મેળાવીએ, વળી હશિ ન દેખાડીએ દાંત. સુ૦ ૬
સાલ ઢાંકીને રસ્તે ચાલીએ, લીલવંતી સુલક્ષણી નાર. સુ૦ ૭
એહેની ચટક મટક નહીં ચાલીએ, નવિ કરીએ આંખલડી વિકાર. સુ૦ ૮
સુંદર સાડી પેહેરોને શિયળ તણી, કંઠે નવશેરો નીતિનો હાર. સુ૦ ૯
શણગારે સજો સૌ સત્યના, કરો વિનય વડીલનો શ્રીકાર. સુ૦ ૧૦
પ્રભુ તુલ્ય ગણો નિજ નાથને, સાસુ સસરાની લ્યો સંભાળ. સુ૦ ૧૧

વાહાલો લાગે છે કજીઓ નારને, એહેની કરીએ નહીં કોઇ કાળ. સુ૦ ૧૨
એહેની જગતપતિ જિનરાજની, કરો ભક્તિ સ્તુતિ ત્રણ કાળ. સુ૦ ૧૩
જૈન કન્યાશાળામાં ભણી ગણી, મૂકી દ્યો સૌ આળપંપાળ. સુ૦ ૧૪

---

## વર ઉઘલાવો કર્યા પછી વરની પાછળ એરાં ગાતાં ગાતાં જાય છે તે વખતે ગાવાનું ગીત.

વરરાજા ઘોડે ચડી સંચર્યા, સાથે સાજનનો નહીં પાર રે, જગ લીલડી.
વાજાં વાગે ને નોબત ગડગડે, વાગે ભુંગળ ભેરી શ્રીકાર રે. જ૦ ૧
ઢોલ વાજે ને ગાજે આભલું, ગોરી ગાય છે મંગળ ચાર રે. જ૦ ૨
મારો છેલ છબીલો બાળો રાજીયો, જાણે કામકુંવર અવતાર રે. જ૦ ૩
લાડી ગોખે ચડીને વરને નિરખતી, એને આનંદનો નહીં પાર રે. જ૦ ૪
મારૂં સાજન દેખીને વેવાઈ મોહી રહ્યા, વેવાણ હરખઘેલી થઇ ધાર રે. જ૦
વરઘોડાનો અરથ વિચારીએ; એક ઘોડો ને વર નિરધાર રે. જ૦ ૬
જુડા આડંબરે કેમ રીઝીએ, જેથી નાણાની થાય ખુવાર રે. જ૦ ૭
વરઘોડે રીઝે છે વાણિયા, વોરા રીઝી ચણે ઘરબાર રે. જ૦ ૮
એહેની કહેવત કોરે મુકીએ, જેથી સુધરશે સંસાર રે. જ૦ ૯
દેવું કરીને હાથ બતાવીએ, નહીં ઉત્તમનો આચાર રે. જ૦ ૧૦
જૈન કન્યાશાળાની બાળા કહે, એનો ભણી થજો હુશિયાર રે. જ૦ ૧૧

---

## વરના ઘોડા પાછળ ગાવાનું ગીત.

મારા જીયાવરની મેડીએ દીવા બળે,
પેલા વેવાઇને રે ઝાકઝમાળ. બાળા વરને જોઈ રહી.

વર તોરણુ આવી ઉભો રહ્યો, કુમકુમનું રે તિલક કપાળ. બા૦
ગાલે મૃગમદનું ટપકું કર્યું, આંજી આંખ ન ગાંજે કોય. બા૦
પહેર્યો જામો ને ચીરો સોહામણો, ખભે પટકો રે જરકસી સોય બા૦
પહેર્યું કસબી તે કોરનું ધોતીયું, પગે મોતીની રે મોજડી સાર. બા૦
હાથે પહેર્યાં છે હેમનાં સાંકળાં, બાંહે સોહે રે બાજુ શ્રીકાર. બા૦
શિરપેચ ધર્યો રતને જડયો, ગળે પહેરી છે રે મોતીની માળ. બા૦
કાને ત્રાળી છે સાચાં મોતી તણી, લીલી લટકે છે રે લોલમ ભાળ. બા૦
વેવાણુ આવોને આજ ઉતાવળાં, લેઇ લુંછણાં રે પુંખો આ વાર. બા૦
લાડી ગોખ ચડીને ઝાંખી કરે, જોઈ મુખડું રે હરખે અપાર. બા૦
શુભ અવસર મંગળ કામમાં, ગીત ગાઇએ રે મંગળિક માળ. બા૦
ભુંડું ભાખીને મુખડું લજાવીએ, લાજે જનની રે કુળ શિર આળ. બા૦
નારૂ કારૂની પેઠે લવારીયો, કેમ કરીએ રે ઉત્તમ જાત, બા૦
જૈનશાળાની બાળાની વિનતી, ધરી કાને રે લજવો ન માત. બા૦



## વરઘોડો ઉતર્યા પછી કન્યાવાળાનાં એરાં ગાય છે.

આવાં અસુરાં શું આવ્યાં, મારી વેવાણોરે.
વાંધો પડીયો કે રીસાયાં, મારી વેવાણોરે.
તોરણુ સાડી દઇ મનાવું, મા૦ કહો તે ચાકરી બજાવું, મા૦
શિયળ સલુણી શિલગુણુ રાખો, મા૦ તેનાં શુભ ફળ મીઠાં ચાખો, મા૦
ભુંડું ભાખી ન જાત વગોવો, મા૦ વણ કારણ શું પાણી વલોવો, મા૦
કન્યાશાળાથી ગુણુ આવે, મા૦ બાળા જૈન બંધુની ગાવે, મા૦

---

## વર તરફનાં બૈરાંને ગાવાનું.

વેવાણુ સાંભળજ્યો સુખદાઈ રે, તમે દીકરી સુંદર જાઈ રે;
કરી સુંદર વરથી સગાઈ રે, રહો અવિચળ જોડી સદાઇ રે.
વેવાણુ શિયળ સુ સાડી પહેરો રે, નીતિ હાર ધરો નવશેરો રે;
પહેરી કંચુઓ કજીયો ન કીજીએ, કટિમેખળ પહેરીને રીઝીએરે.
સજી સત્ય તણો શણુગાર રે, ભુંડું ભાખીએ નહીં ઉચ્ચાર રે;
વેવાણુ આંબો ફળ્યો તુજ આંગણે, જૈન કન્યાશાળા મુખથી ભણે.



## કન્યા તરફનાં બૈરાંને ગાવાનું.

મોજડી વિના શું આવ્યારે, સુંદર વરરાજા.
મોચીડાએ શું ભડકાવ્યારે, સુંદર વરરાજા.
ઘોડીલો નાનો લાવ્યારે, સું. લાડકડી મન ભાવ્યારે, સું.
નગારાં વિના શું આવ્યારે, સું. નવ નવા વેષ ભજાવ્યારે, સું.
લાડી રતિથી અતિ રૂપાળીરે, સું. વરી કામદેવ વર ભાળીરે, સું.
જૈનશાળા જગમાં ગાજેરે, સું. ફટાણાથી મુખડું લાજેરે, સું.



## વર તરફનાં બૈરાંને ગાવાનું.

અમે મોજડી વિના નથી આવ્યાં રે, વેવાણુ સાચું બોલો.
મોજડીએ મોતી ટંકાવ્યાં રે, વે. ઘોડીલો છે પાખરવાળો રે, વે.
નાનો છે પણ લટકાળો રે, વે. અમે નગારાંની ધુંશે આવ્યાં રે. વે.
સાથે સાજન સારૂં લાવ્યાં રે, વે. વાજાં શરણાઈ ભુંગળ વાજે રે, વે.
જેના નાદથી અંબર ગાજેરે, વે. જૈનકન્યાશાળા એમ બોલે રે, વે.
જુઠું બોલે તે તરણા તોલે રે, વેવાણુ સાચું બોલો.

---

મારાં પગ સુજીને થયા થાંભલા, વેવાણુ મુકોને મનના આંબળા;
મારા પગ સુજીને છાલા થયા, વેવાણુ જાગોછો કે ઊંઘી ગયાં.
અમે આવી ઊભા તુમ આંગણે, વેવાણુ વેહેલા આવોને લાગ્યાં લાંઘણે;
જૈનકન્યાશાળામાં જે ભણે, તે ભુંડું ભાખ્યામાં પાતક ગણે.

---

નોહોતાં નાગરવેલનાં પાન,
ત્યારે શીદ તેડાવી જાન; મારા નવલા વેવાઈ.
નોહોતું સોપારીનું સાધન, ત્યારે શીદ તેડાવ્યું સાજન. મારા ન૦
નહોતી મળતી જ્યારે ખાંડ, ત્યારે શીદ લડાવ્યાં લાડ. મારા ન૦
વહેંચો શ્રીફળ ફોફળ પાન, આપો વર કન્યાને દાન. મારા ન૦
હરખે ઘેલી થઈ છું આજ, પણ નહીં મુકું કુળની લાજ. મારા ન૦
નારી બોલે ભુંડા બોલ, જાણો તે તરણાને તોલ. મારા ન૦
કન્યાશાળા ગાવે ગાન, સાચું બોલે વધશે માન. મારા ન૦

---

## પોંખતી વખત ગાવાનું ગીત.

વેવાણુ ઉઠોને આટલું ઉઘવું શું? તમે ચતુર સુજાણુ છો શીખવું શું?
વર તોરણુ આવીને ઉભા રહ્યા, અમે થાકી ગયા પગ થંભ થયા. ૧
ગઈ છાંટી છબીલી તંબોળ વળી, પુંખવાની સામગ્રી સજી સઘળી;
નાકે વાળી મોતીની હીરે જડી છે, માથે મોડ કસુંબલ ચુંદડી છે. ૨
સરવે પુંખણાં સોવન થાળ ધરી, મુકી રજત કંકાવટી કંકુ ભરી;
વળી અક્ષત શ્વેત અખંડ લઈ, પુંખવાને જમાઈ તૈયાર થઈ. ૩
ધુંસર મુસળને રવૈયા થકી, પુંખે ત્રાકને તીરથી નવશા નકી;
ઈંડી પીંડી સરૈયા ઉતારી અહીં, નાખી ચાર દીશાએ આનંદ લહી. ૪

કંકુ તિલક કરી ચોખા ચોઢે ખરે, ગણી સુત સરખો નાક સાફ કરે;
પછી સંપુટ ઉપર પાય ધરે, ગાવા શિવસુત કેશવ ગીત કરે. ૫

## ચોરીમાં ગાવાનું ગીત.

### રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં,–એ રાગ.

ચોરી રચના કરી રૂડી ચોકમાં, બેઠાં વરવહુ સૂરજ સનમુખ;
મલકાવતાં મુખ, મંગળફેરા ફેરવે. એ ટેક.
વધુ વામ દીશાએ વિરાજીયાં, જમણી બાજુએ જોઇને જમાઈ;
સાસુ હરખાઈ, મંગળ. ૧
સદાચરણી વિદ્યાનિધી વરવહુ, રૂપે રતી રતિપતિના સમાન;
કે રાધિકા કા'ન, મંગળ.
પ્રેમે ચક્ષુ પરસ્પર મેળવી. પછી મનનો કરીને મેળાપ;
થયાં એક આપ, મંગળ. ૨
ચોરી વચ્ચે વેદિકા ઉપર વળી, અગ્નિ પ્રકટ કરે કુળગોર;
રાખી ઘૃત જોર, મંગળ.
ડાંગર સહિત રૂપાની [1]પરાતમાં, જળની ઝારી કંકાવટી જોઈ;
સરવ રાખી સોઈ, મંગળ. ૩
સુંદર [2]શાળની નવ ઢગલી કરી, મુકે મ્હોર સોપારી સુજાણ;
ગ્રહોને પ્રમાણ. મંગળ.
સૂર્યાદિક નવ ગ્રહનું પૂજન કરે, વર કન્યા સદા સુખી થાય;
ગોરી ગીત ગાય, મંગળ. ૪
વરી આપે ખોબામાં ખુશી થઈ, વર વહુને કુમારિકા વીર;

૧ કથરોટ. ૨ ડાંગર.

સુપડું રાખી શીર; મંગળ.
ચાર વાર વરીને વધાવતાં, કરે વેદીઆ મંત્ર ઉચ્ચાર;
એ છે અધિકાર, મંગળ. ૫
પાણિગ્રહણ કરી પછી પરણતાં, સાક્ષી પંચ સગાને સજ્જન;
પ્રસન્ન વદન, મંગળ.
વરત્યા વિવામાં વડીલ વિચારથી, કુળ વંશ પરંપરા રીત;
વાવરીયું છે વીત, મંગળ. ૬
વરત્યું પ્હેલું મંગળ વડા વ્હાલથી, કરે દંપતિ કોલ કરાર;
પૂરણ બાંધે પ્યાર, મંગળ.
સોગન ખાઇને કન્યા કહેછે કંથને, સદા પતિવ્રતનો ધર્મ પાળીશ;
કહેશો તે કરીશ, મંગળ. ૭
શુભ ચિંતવીને સહુ કાજમાં, સ્હાય કરીશ હું સર્વ પ્રકાર;
સુધરવા સંસાર, મંગળ.
પછી પ્રેમે પ્રતિજ્ઞા પતિ કરે, પત્નિ પાળીશ પ્રાણ સમાન;
વધારીશ માન, મંગળ. ૮
બીજું મંગળ વરતતાં વર વહુ, કર મેળવીને આપે કોલ;
પાળું બોલે બોલ, મંગળ.
કોડે વચમાં કર્યાં કુળ દેવતા, બાંધ્યો દુધ પાણી સમ પ્રેમ;
હીરો જડ્યો હેમ, મંગળ. ૯
વળી ત્રીજું મંગળ એમ વરતીયું, રાખી ચંદ્ર સૂરજતણી સાખ;
ઉત્તમ અભિલાખ, મંગળ.
ચોખા ચિત્તથી ચોથું મંગળ વરતીયું, જેના સાક્ષી છે શ્રીજગદીશ;
વધી સુજગીશ, મંગળ. ૧૦

જોડું અખંડ જુગો જુગ જીવજો, જૈનાચાર સાચવજો જરૂર;
ઉમંગથી ઉર. મંગળ.
સુખ પુત્ર કલત્રનું પામજો, કરે શિવસુત કેશવ પાસ;
વિદ્યાનો અભ્યાસ. મંગળ. ૧૧



## કંસાર પીરસતી વખતે ચોરીમાં ગાવાનું ગીત.

લાડો લાડી જમે છે કંસાર, સંસાર લ્હાવો લીજીએ રે;
સાસુ પીરસે ઘીની ઉપર ધાર, સાચો સ્નેહ કીજીએ રે.
સાકર પીરસી સુચવે દંપતિ જોડ, સાકર સમ મીઠી રહો સદા રે;
અવિચળ રહેજો અવનિતળમાં જોડ, કરશો નહીં કજીયો કદા રે.
જૈનશાળાની બાળા બોલે બોલ, ફટાણાં ન ગાઇએરે;
લાજે કુળને લોક કહે કમજાત, જગમાં અપજશ પાઇએ રે.



## પરણી રહ્યા પછી અને કંસાર જમતી વખતે ગાવાનું.

લાડીને કંસાર ના ભાવે રે, લાડો તો લાડીને મનાવેરે;
જમણા હાથે કોળીયો આલે રે, સુંદરી શરમાઈ નીચું ઘાલે રે.
પંચને સાક્ષી કરી પરણાવ્યાં રે, ચોરીમાં મંગળ ચૌ વરતાવ્યાં રે;
ચોરીમાં અગ્નિદેવતા સાખે રે, વરવધુ કોલ કરી મુખ ભાખે રે.
સંસાર સાગો ચલવીશું સારો રે, સત્યને નીતિનો કરશું વધારો રે;
શિયળ સાથે કરશું સગાઇ રે, દંપતિ સંપી રહીશું સદાઈ રે.
કજીઓને કલેશ કદી નવ કરશું રે, ઉત્તમ આચરણો આચરશું રે;
કન્યાશાળા વેગે વધાવો રે, લક્ષ્મી ખરચીને લ્યો લ્હાવો રે.

નિજ તનુજાને શાસ્ત્રી ભણાવોરે, નીતિનો કીર્તિધ્વજ રોપાવો રે;
કન્યાશાળાની બાળા બોલે રે, જગમાં ન જૈન ધરમની તોલે રે.

## ગોરવ જમવા આવે ત્યારે ગાવાનું.

લીલી આંટી પીળી આંટી, મહોર જમે નહીં ઉત્તમ જાતી;
ભાણા ભેદ ન કરીએ કદાપી, સાથે જમીએ મન સ્થિર થાપી.
એકને ભાણે સુખડી રસાળી, એક જમે છે દાળને શાળી;
એક હાથ મુખ ધોઈ પરવારે, કાણી જમણુ ન કરીએ કયારે.
લીલી સાડી પીળી સાડી, આવ્યો ધુતારો ને લેઈ ગયો લાડી;
મુખ મીઠી છાતીમાં કાતી, નારીની એવી છાપ છપાતી.
નિર્મળ મનને મીઠી વાણી, સત્ય વચન વદીએ નિત્ય શાણી;
નાગું નહાવું ને જુઠું ગાવું, જાણો જગતનુ એઠું ખાવું.
એ'ની ફટાણા ન ગાઇએ ભુંડા, લાજે મુખ દેખાઇએ કુડા;
કન્યાશાળા જૈનની બોલે, ભણતાં ગણતાં અંતર ખોલે.



મારો લટકાળો વિંછુડો રે, ઘરમાં નિત્ય ફરે;
પેલી વેવાણુને કરડયો રે, રાડ પછાડ કરે.
વિંછી આંકડા જેવી રે, નાર દિસે વસમી;
મુકી આંકડો હેઠો રે, ચાલીએ સૌને નમી.
વહેર ઝેહેર ન કરીએ રે, સરળ સ્વભાવ કરી;
શોકયને શોકય બાળકરે, પાળીએ રાગ ધરી.
હઠીલાઈ ન કરીએ રે, સ્વામિથી સહેજ મીષે;
હળિ મળિને રહીએ રે, સ્વજન સંબંધ વિષે.

જૈન કન્યાશાળામાં રે, બાળા ભણી સુધરો;
તજી ચાળા ચટકા રે, કુળ મરજાદ ધરો.



ઘરડા ઘરડા કાડી મેલો, એવા બોલ ન બોલોરે;
ઘરડાની બુદ્ધિ બહુ સારી, જવાનની નહીં ચાલેરે;
કુળવંતી ગોરી નહીં બોલે, તઈ પીંજારા તોલેરે;
દિકરી દેઇને કરી સગાઈ, કીધો બાઈ જમાઇરે.
ગાળો દઇએ જો દુઃખદાઈ, લોક કહે કુલટાઈ રે;
મુખડું લાજે અંતર દાઝે, નીચ ન ગાઇએ ગીતરે;
પેટ ચોળીને પિડા કરીએ, નહીં ચતુરાઇની રીતરે.
કન્યાશાળા જૈન ધર્મની, આપે છે ઉપદેશરે;
સત્ય શિયળ નીતિને પાળો, ટાળો કજીઓકલેશરે.



પીળીરે ચણાની દાળ, બેહેનીરે સંસારમાં;
કુમકુમનું કરી તિલક ભાળ, બેહેનીરે સંસારમાં.
રાતીરે સાડી નવરંગ, બે. સત્ય શિયળ સજીએ શુભ અંગ, બે.
લીલીરે અતલશની બાંહ્ય, બે. પહેરીરે સોહાગણ ગાય, બે.
કાળીરે કાજળની રેખ, બે. આંજીરે આંખલડી દેખ, બે.
ધોળીરે કીર્તિ જગ રાખ, બે. ભોળીરે ભુડું નવિ ભાખ. બે.
કુડારે નવ બોલીએ બોલ, બે. લાજેરે મુખ જાએ તોલ, બે.



કાચી કેરીનો વેવાણ છુંદોરે ભાવે, શાણી સલુણી ભુંડા ગાણાં ન ગાવે;
કુલટા નઠારી ફટાણાં ગાવે, માત પિતા કુળ જાત લજાવે;
નીચ અધમને માંટી બનાવે, નખરાં કરો નિજ નયણાં નચાવે;

સદાચાર સદ્ગુણ નવ પાળે, ભુંડું ભાખી મુખડું બાળે;
એવી નઠારીનો સંગ નિવારો, બ્હેની તજીએ દુષ્ટ લવારો;
જૈન કન્યાશાળામાં આવો, ભણી ગણીને લ્યો ભવ લ્હાવો.

---

ખડરે ખંભાતથી ખડબુજું આવ્યું, હાંરે હોલા.
એરે ખડબુજું વેવાણને ભાવ્યું, હાંરે હોલા.
હોલો ઊંચે ટીંબે બોલે, હાં. ભુંડું ભાખે તે તરણા તોલે, હાં.
હોલો કરતો ડાક ડમાળા, હાં. પર નરથી કરીએ નહીં ચાળા. હાં.
હોલો બોલે ગરબડ ગોટા, હાં. કજીયો કરી દેખાઇએ ખોટા, હાં.
હોલો તો પંખીની જાતી, હાં. નારી નઠારી નથી શરમાતી, હાં.
લાજ શરમ ઉત્તમ સ્ત્રી રાખે, હાં. જૈન કન્યાશાળા એમ ભાખે, હાં.

---

ઊંચે ટીંબે બોરડી, પારેવા લ્યો,
તેનાં મીઠાં બોર, ઝરમર જોર, પારેવા લ્યો.
સદ્ગુણને સંભાળીએ, પા. તજીએ શોર બકોર, ઝરમર. પા.
તજીએ કજીયો કલેશ, પા. સજીએ શિયળ શ્રીકાર, ઝરમર. પા.
સદાચારને પાળીએ, પા. રાખો મન અવિકાર, ઝરમર. પા.
ઉત્તમ કુળમાં અવતરી, પા. ગાઇએ ગીત રસાળ, ઝરમર. પા.
કન્યાશાળા જૈનમાં, પા. ભણાવજો નિજ બાળ, ઝરમર. પા.

---

નવા નગરથી બાવો આવ્યો, શિયળ સુભૂષણ લાવ્યોરે;
કુળવંતી ગોરીને આપ્યા, નીતિ પંથ બતાવ્યોરે;
કુલટાને કમજાત નઠારી, નારીને ધિક્કારીરે;
સદાચાર પાળે તે સારી, કીર્તિ જગ વિસ્તારીરે;

સત્ય શિયળ નીતિનાં ગાણાં, ગાઈ મંગળ વરતાવોરે;
મંગળમાં અપમંગળ બોલી, કુળ મરજાદ ગમાવોરે;
બાવો બોલે બેની મારી, લાજ સહીત સંચરજ્યોરે;
એમ કહી નિજ નગર સિધાવ્યો, જૈનશાળા જય વરજ્યોરે;

---

એક ટકાનાં પાન મંગાવોરે, તે પાનની બીડીયો બનાવોરે;
પાન બીડાં સાજનમાં વહેંચોરે, વરરાજાને તંબોળ સીંચોરે;
બેહેની મંગળમાળા બોલોરે, નીતિ શાસ્ત્રથી અંતર ખોલોરે;
જૈનશાળાને બાળા વધાવોરે, બે'ની ભણી ફટાણાં ન ગાવોરે;

---

આંગણુ આંબો શુભ ફળ્યોરે,
કેરી ઝોલાં ખાય, મારી વેવાણુ સાચું બોલોરે.
વેવાઈ ઘરીયો બહુ મળ્યોરે, જાન ભલી સચવાય, મારી વેવાણુ.
વેવાણુ રૂડી છે ભલીરે, નહીં કજીયો કંકાસ, મારી વેવાણુ.
બાળો વર વરણાગીયોરે, સજ્જનથી સહવાસ, મારી વેવાણુ.
સદાચારથો શોભતોરે, સત્ય શિયળ નિરધાર, મારી વેવાણુ.
કન્યા પણુ ડાહી મળીરે, રૂપ ગુણે ભંડાર, મારી વેવાણુ.
રતિ ને રતિપતિસમ બનીરે, દંપતિ જોડી આજ, મારી વેવાણુ.
એવા કુળમાં ગાઈએરે, વધે જગતમાં લાજ, મારી વેવાણુ.
શુભ ભાષણુ મુખ ઉચ્ચરોરે, મંગળમાળા થાય, મારી વેવાણુ.
કન્યાશાળા જૈનનીરે, મંગળમાળા ગાય, મારી વેવાણુ.

# સામાન્ય સામાજીક નીતિબોધ.



## અભણ અને વિદ્વાન્નો વિવાદ.

(પશુમાં પડી એક તકરાર. એ રાગ)

અભણ ને પંડિતતણો વિવાદ, થયો એક વેળા દરબારે,
સભા સુણે ફરિયાદ, આપવા નેક ન્યાયની દાદ. અભણ૦ ટેક.

કહે અભણ મૂરખ જન ભોજન, શયન કરે સુખ પેર;
ચિંતા કે કાંઇ ફિકર ન ત્હેને, મસ્ત કરે બહુ લ્હેર.
જરી નહિ કોઇ વાતે વિખવાદ. અભણ૦ ૧

ભણવું ગણવું ને વળી ભૂલવું, ફરી ફરી કરવું યાદ;
મન ને મગજમારીથી કરવું, નેત્ર તેજ બરબાદ,
મળે કયાં પરમેશ્વરનો ચાંદ. અભણ૦ ૨

અભણ રળે ને ભણ્યો ખૂવે ધન, ભાગ્ય પ્રમાણે હાલ;
ભણ્યો ગણ્યો કોઈ આગળ દોડે, અભણ ચઢે સુખપાલ;
શું કરવા કરીએ કાયવિષાદ ? અભણ૦ ૩

કોટ બુટ ચશ્મા ને ટોપી, પાટલુન સોટી તોર;
મળે ન નોકરી સુઝે ન ધંધો, ફરે હરાયું ઢોર;
થાય નહિ મહેનત મિથ્યાવાદ. અભણ૦ ૪

વળતું કહે વિદ્વાન્ અભણને, નિદ્રા મૈથુન આહાર;
ભય સંજ્ઞા પશુ નરમાં સરખાં, જ્ઞાન મનુષ્યમાં સાર;
જ્ઞાન વિણ પશુથી નર બરબાદ. અભણ૦ ૫

ચતુર ઘટે ચિંતા મૂરખ મન, નહિ ચિંતા કે ભાન;

તત્ત્વાતત્ત્વ લહે પંડિત જન, મૂરખ મન મસ્તાન;
વિબુધ જન લે જ્ઞાનામૃત સ્વાદ. અભણ૦ ૬
અભણ રળે વિદ્વાન્ ખૂવે ધન, એ જાુકતો નહિ ન્યાય;
રાજા દેશ પૂજાય વિબુધજન, દેશ વિદેશ પૂજાય;
કરે નહિ પંડિત કદી પ્રમાદ. અભણ૦ ૭
ભર્યો ન છલકે પંડિત મૂર્ખજન, ધરે વિદેશી વેષ;
વિબુધ દેશનો વેષ તજે નહિ, નમ્ર છકે નાહ લેશ;
વિબુધને વિદ્યાનો આસ્વાદ. અભણ૦ ૮
જ્ઞાનીને આનંદ જ્ઞાનથી, મગજમારી નવ હોય;
ચર્મચક્ષુ કોઈ ચશ્મા ઘાલે, દિવ્ય નેત્રથી જોય;
કરે મહેનત ભૂકે ખરનાદ. અભણ૦ ૯
વિદ્યાધનને ચોર ન લૂંટે, ભાઈ ન માગે ભાગ;
પંથે પળતાં ભાર ન લાગે, ખરચે વધે અથાગ;
હંસમાં અભણ મૂર્ખ બકવાદ. અભણ૦ ૧૦
રાજસભાએ કર્યો ન્યાય શુભ, જ્ઞાન સાર સંસાર;
વિબુધ વિશ્વમાં સાચો સૌથી, ધન્ય ધરા શણગાર;
વિબુધ ધન સાંકળચંદ આલ્હાદ. અભણ૦ ૧૧

---

## આપણી અવનતિનાં કારણો.

આલબેલીરે અંબેમાત જોવાને જઈએ—એ રાગ.

આહા! આર્યબંધુ શું આજ ? અધમ દશા જાગી;
કુળધર્મ કર્મ આચાર, ચાલ્યાં શિખ માગી. ટેક.
નીચ ઉંચ હોટલમાં ભેળા, જમે પંગત એક ભાણેરે;

ન્યાત જાતનો ભેદ રહ્યો નહીં, ભક્ષાભક્ષ ન જાણે. અધમ. ૧
નાટક ચેટક જોવા રાત્રે, જાય મળી નર નારીરે;
વ્યભિચારનો પાર રહ્યો નહિ, શું કહીએ વિસ્તારી ? અધમ. ૨
કેળવણીમાં થઈ ભેળવણી, અનાચારની ભુંડીરે;
નામ સુધારે વિશ્વ વટાળ્યું, આર્યની થઈ મતિ કુડી. અધમ. ૩
સુકુળા કન્યા નીચને પરણે, સ્વેચ્છાચારે ચાલેરે;
ભણ્યું ગણ્યું બોળી દરિયામાં, પૂર્વજને પરજાળે. અધમ. ૪
મા મૂળો ને બાપા ગાજર, પ્રજા શકરકંદ પાકેરે;
કહે વર્ણસંકર સૌ તેને, આર્યપણું શું રાખે ? અધમ. ૫
વાતાવરણ વિલક્ષણ જ્યાં ત્યાં, સ્વતંત્રતાનું ચાલ્યુંરે;
ફેશનની ફિશિઆરી વધી ગઈ, ચાહાએ નખોદ વાળ્યું. અધમ. ૬
ગયાં પગરખાં ધોતીજોટા, ગયાં પાઘડી ખેસરે;
થયાં બુટ પાટલુન ને ટોપી, રાખે રૂમાલ બેશ. અધમ. ૭
કોટ ખમીશ જેકીટ ને ચશ્મા, કલર કાલર ઘડિઆળરે;
હાથમાં સોટી ચમચમ ચાલે, વરણાગીમાં વાળ. અધમ. ૮
સોડા લેમન ચિરૂટનો ચસ્કો, વિદેશનો વા વાયોરે;
પૈસાની પેદાશ મળે નહિ, હિંદ ભિખારી થાયો. અધમ. ૯
જાહેરમાં લાંબા ભાષણથી, ગાય સુધારો નામરે;
પગ નીચે બળતું નવ ભાળે, બગ ઠગ સાધે કામ. અધમ. ૧૦
કુળ મરજાદ તજી ભામનીઓ, સ્વેચ્છાચારે ચાલેરે;
મેળે ખેલે પરઘર ભટકે, જ્યાં ત્યાં માથું ઘાલે. અધમ. ૧૧
આછાં ઝીણાં વસ્ત્ર અછકલાં, સજી દાખે તન સુરતીરે;
નિર્લજ અંગોપાંગ બતાવે, માનું દિગમ્બર મૂર્તિ. અધમ. ૧૨

અધુના ખોટી સ્વતંત્રતા બહુ, માનનીઓમાં ચાલીરે;
અધમ દશાનું પ્રબળ એ કારણ, જે વ્યભિચાર પ્રનાળી. અધમ. ૧૩
પરવશ ત્રણે અવસ્થા સ્ત્રીની, બાળા માવિત્ર પાળેરે;
તરૂણપણે પતિ પરવશ પનોતી, ઘડપણ સુત સંભાળે. અધમ. ૧૪
આજકાલ અતિ મોજ શોખથી, થઈ પ્રજા મતિહીણરે;
ધર્મ કર્મ આચાર રહ્યો નહિ, થયા વિવેક વિહીન. અધમ. ૧૫
પણ પૂર્વજનાં દેશ કોમનાં, ભાળો ધર્માભિમાનરે;
દેશ કોમ ને ધર્મમાં ખોયા, યવન રાજ્યમાં પ્રાણ. અધમ. ૧૬
પ્રાણને સાટે ધર્મને રાખી, વારસો તમને સોંપ્યોરે;
મોજ શોખમાં ધર્મ ગુમાવ્યો, કળિયુગ રાજા કોપ્યો. અધમ. ૧૭
વિબુધ દેશનો વેષ તજે નહિ, દેશ તજે દુઃખ આવેરે;
કષ્ટ પડે પણ ધર્મ તજે નહિ, સુખ દુઃખ સહે સમભાવે. અધમ. ૧૮
માટે મિત્રો આ હિતશિક્ષા, મનન કરો સહુ પ્રીતેરે;
ધર્મ કર્મ ને કુળ મરજાદા, ચલવો પૂર્વજ રીતે. અધમ. ૧૯
નામ સુધારો તજી સુધારો, સાચો સૌ આદરજોરે;
સંપ જંપથી શુભ નીતિપંથે, **સાંકળચંદ** સંચરજો. અધમ. ૨૦



## ચાલતા જમાનાનો ચિતાર.

### રાગ મરશીયો.

આજ આપણે આર્યપણું ગયા ભૂલી,
સદાચાર વિચાર ગયા ડૂલીરે. આજ. ટેક.

થઈ હોટેલો બહુ આ ટાણે, ચહા કાપી સોડાથી મોજ માણે;
ઉંચ નીચ જમે એક ભાણેરે, આજ. ૧

થયાં નાટક ચેટક ભારી, જાય જોવા રાતે નરનારી;
તેથી કંઈક થયા વ્યભિચારીરે, આજ. ૨
શૅર રૂ ને અફીણુનો સટ્ટો, વાળ્યો જોટાના પાટીએ બટ્ટો;
સટ્ટો દુનિયાનો શત્રુ કટ્ટોરે, આજ. ૩
વધી ફૅશનની ફિશિયારી, ઝીણાં વસ્ત્ર સજે નરનારી;
છતા વસ્ત્રે દિગંબરધારીરે, આજ. ૪
ટોપી કોટ પાટલુને ઘર ઘાલ્યું, સોટી ચસમા બુટે જગ હાલ્યું;
ધમધોક ધતીંગ આજ ચાલ્યુંરે, આજ. ૫
વધી ધોલાઈ ને શીલાઈ, ધોબી દરજીને જાગી કમાઈ;
ઢમઢોલ ને માંહ્ય પોલાઇરે, આજ. ૬
ધર્મ કર્મ આચાર સર્વ ભૂલ્યા, ખોટી સ્વતંત્રતામાં ખૂબ ફૂલ્યા;
વ્યાજ સાટે મૂડી મુળ ડૂલ્યારે, આજ. ૭
જે નીચ વરણુને ન છાજે, તેવાં વ્યસનો કરે ઉંચ આજે;
મુખે કહેતાં જીભલડી લાજેરે, આજ. ૮
નેવે લાજ શરમને મૂકે, ધોરી રસ્તામાં બીડીઓ ફૂંકે;
સોડા લીમલેટ માંડે મુખે રે, આજ. ૯
થયા પંથો કૈં નવા અનાચારી, વધ્યા પાખંડના પૂજારી;
બગભગતડાં ભ્રષ્ટાચારીરે, આજ. ૧૦
મનને સુખ તેમજ કીજે, એમાં અપ્પા શું પુણ્ય પાપ લીજે ?;
ક્રિયાશૂન્ય સુણી બોધ રીઝેરે, આજ. ૧૧
શિવ શિવ જપે જપમાળા, શુક રામ રટે રઢીઆળા;
ધર્મ બ્હાને કુકર્મના ચાળારે, આજ. ૧૨
ખબરપત્રી થયા કોઈ કેવા, લખે લેખ તે નિંદા ભરેલા;
પ્રજા સેવા ન એ પેટ સેવારે, આજ. ૧૩

જે શાંતિ આપે તે સંત કહીએ, તેવા સંતોથી તાપ જો લહીએ;
જેની વ્હાર તેની ધાડ કેમ સહીએરે?, આજ. ૧૪
વધ્યા પાંચ વકાર વિકારી, વૈર, વ્યાધિ, વ્યસન, વાદ, ભારી,
ત્રાપ વૈશ્વાનરે પણ મારીરે, આજ. ૧૫
નિજ ઘરને ન પહેલાં સુધાર્યું, પરવાતોથી પેટ વધાર્યું;
તેથી વળે શું વિષ વધાર્યુંરે, આજ. ૧૬
દેશભક્તિ જપે કોઈ વ્યક્તિ, કરે નકલ પરદેશીની જુક્તિ;
દેશભક્તિ ન એ બગભક્તિરે, આજ. ૧૭
નથી વેપારમાં કસ કાંઈ, થઈ નોકરી બહુ દુઃખદાઈ;
ખોટા ખરચે ન રહે સરસાઇરે, આજ. ૧૮
વાણીયો તો રીઝે વરઘોડે, વ્હોરા રીઝે ચણાવીને રોડે;
પુચ્છ ગદ્ધાનું પકડયું ન છોડેરે, આજ. ૧૯
ખોટા ખરચે ન કાંઈ વડાઈ, કરો કુટુંબ ને કોમ ઉન્નતાઈ;
જોડો ઉદ્યમમાં દેશીભાઇરે, આજ. ૨૦
સત્ય સંપ ઉદ્યમ નીતિ પાળે, નિજ કુળ મરજાદાએ ચાલે;
સુખ **સાંકળચંદ** તો ભાળેરે, આજ. ૨૧



## કળીયુગની ભવાઇ.

બેડા બાઇ બૂડતો તારોરે અથવા રાગ સઈદાનો.

અરે આ કળીયુગ કૂડોરે, થાય ઊંચ નીચથી ભૂંડોરે;—એ ટેક.
કળીયુગ રાજાની રાજધાનીમાં, સુધારે કુધારો કીધ;
નામ સુધારાનો પવન પુંકાયો, જાણ્યો સુધારો ન સિદ્ધ. અરે. ૧
પૂર્વે યવનોએ આર્યો વટાળ્યા, ચલવી મુગલાઇનો દોર;

તોપણ ધર્મચુસ્ત પુરૂષોએ, રાખ્યો ટેક ને તોર. અરે. ૨
અધુના નામ સુધારાએ વાળ્યો, દુનીયા ઉપર દાટ;
દેખીને ધર્મીપુરૂષ દિલ કંપે, ઉપજે અંગ ઉચાટ. અરે. ૩
જોર જુલમ વીણુ નામ સુધારાએ, લલચાવ્યા લોકને ફોક;
જીહ્‌વાસ્વાદથી ઘસડાઈ આર્યો, જાય હોટેલોમાં થોક. અરે. ૪
આર્યધર્મથી વિપરીત ચાલે, હોટેલમાં વ્યવહાર;
ધર્મ કર્મ સચવાય ન કોઈના, જઈને જુઓ નિરધાર. અરે. ૫
માટીનું વાસણુ યવનને અડકે તો, આભડછેટ ગણાય;
માટી ને રેતીથી મિશ્રિત વાસણુ, કહો કેમ નહિ અભડાય ? અરે. ૬
તે વાસણુમાં યવન ને આર્યો, ખાય પીએ એક ઠામ;
એકજ પાણીમાં વાસણુ બોળે, રૂઠે નહી કેમ રામ. અરે. ૭
ભક્ષાભક્ષ વિવેક રહે નહી, વાશી વિદલ ન વિચાર;
રસના રસની લાલચે લોકો, થાય હોટેલે ખુવાર. અરે. ૮
શરમ તજે ને ધરમ તજે વળી, કર્મ કઠોર બંધાય;
વાળુ કર્યા પછી રાત્રીએ જમવાથી, રોગ અજીરણુ થાય. અરે. ૯
જીભના સ્વાદથી પૈસામાં પૂળો, છૂપી રીતે મૂકે છેક;
પૈસા મળે નહીં તો ચોરી કરે જઇ, મુકી દે નીજ કુળ ટેક. અરે. ૧૦
રસના સ્વાદથી સાતે વ્યસનો, આવી અડે છે અંગ;
આચાર ને ન વિચાર રહે કાંઈ, થાય છે નીતિનો ભંગ. અરે. ૧૧
બાળ યુવાન જનો હોટલમાં, બુઢ્ઢા પણુ કોઈ જાય;
ખોટો સુધારાનો પવન ફુંકાયો, દેખીને દિલ દુઃખાય. અરે. ૧૨
હોટલમાં ઉંચ વરણુને જમતા, લાજ ન આવે લેશ;
ચાહા પાણી સોડા લેમોનેડાદિકે, વટલાવ્યો સારો દેશ. અરે. ૧૩
કંદમૂળનાં ભજીયાં બટાટાની, કાતરીએ વાળ્યો કેર;

હા! હોટેલોએ ઉંચ વરણપર, વાળ્યું પુરાતન વેર. અરે. ૧૪
શ્રી ગુરૂ હંસવિજયજીના શિષ્ય શ્રી, સંપતવિજય પન્યાસ;
તાસ હુકમથી આ લોક હીતાર્થે, રચી કવિતાઓ ખાસ. અરે. ૧૫
નામ સુધારો તજી સૌ કરજ્યો, સાચો સુધારો સ્વીકાર;
શિખ સુગુરૂની સ્વીકારી હોટલમાં, કરશો નહીં સંચાર. અરે. ૧૬
સદાચાર ને કુળ મરજાદા, સાચવજો શુભ પેર;
આ ભવ પરભવ સુધરે જેથી, **સાંકળચંદ** લીલા લહેર. અરે. ૧૭

---

## ઠગભક્તોની બકભક્તિ.

### જપતી પ્રીતમની જપમાળ—એ રાગ.

ભગત જગત ઠગ થઈ નિજ સ્વાર્થમાં રોઈ રહે મન રાજી,
અવળી દુનીયાંની બાજી, સમભાજી ખાજી, (૨) જ્યાં ત્યાં;
બકભકતો મત મતના કાજી, ભગત જગત ઠગ થઈ.-એ ટેક.
સાખી— છાતીમાં કાતી રમે, મુખ મંગળ બગધ્યાન;
માળા કર લાં'બા હૃદે, માયામાં મસ્તાન.
રામા રંગે રહે રાજી, મમતા મન ઝાજી. (૨) જ્યાં ત્યાં.
સાખી-- ગપ્પા મારે વ્યાસજી, ગાન તાન ગુલતાન;
રાસલીલા છાની રમે, જેમ ગોપીમાં કા'ન.
ઠગમાં ઠગબાજી તાજી, ભોળા કહે હાજી. (૨) જ્યાં ત્યાં.
સાખી— પરોપદેશે પંડિતો, જાય કુપંથે શ્વાન;
બુડે બુડાડે અન્યને, કાણી નાવ સમાન.
એવા ઉપદેશક પાજી, જનની જસ લાજી. (૨) જ્યાં ત્યાં.
સાખી-- સાચા બાહ્યાંતર રહી, દે સાચા ઉપદેશ;

**સાંકળચંદ** વિરલા જડે, રાગ દ્વેષ નાહ લેશ;
રહેણી કહેણી સૌ સાચી, જીતે ભવ બાજી. (૨) જ્યાં ત્યાં.

## પરોપદેશે પાંડિત્યમ્.

### લાવણી.

કોઈ પરને દે ઉપદેશ, ન ચાલે લેશ, જાય પતિયારો,
એ સત્ય સુધારો કે કૂડો કુધારો. ટેક.
સૌ સ્વારથીઓ સંસાર, સકળ વ્યવહાર, સ્વાર્થથી ચાલે,
પરમાર્થ મિષે નિજ સ્વાર્થ સાધવા મ્હાલે;
કહે પુનર્લગ્ન આદરો, દુઃખ પરહરો, ગરીબ વિધવાનું,
લાકડે માંકડું જોડી દીએ કોઈ છાનું;
નિજ ઘરમાં વિધવા રડે, ખૂણામાં સડે, લક્ષ નહિ યારો. એ. ૧
કોઈ કુળાચાર પરહરે, પ્રકટ ઉચ્ચરે, પત્થર નહિ પૂજો,
શું સરશે એથી કાજ દેવ કોઈ દૂજો;
મૃત્તિકાની મૂર્ત્તિ કરે, મંત્ર ઉચ્ચરે, પૂજે બગધ્યાને,
એ પ્રપંચ પાપીતણો ઠગે દુનીયાંને;
પોથીનાં રીંગણાતણી, વાત એ બણી, બોધ નહિ સારો. એ. ૨
કહે દેશી કપડાં ધરો, ઉત્તેજન કરો, દેશ ધંધાને,
એ વાત ઘણી ઉપયોગી કહી બધાને;
પણ વસ્ત્ર વિદેશી ધરે, મોજમાં ફરે, ફીકર નહિ પરની,
એ શિક્ષા ગુણ કયમ કરે ધુતારા નરની;
**સાંકળચંદ** શિક્ષા ખરી, અમલમાં ધરી, આપજો યારો.
એ નહિ કુધારો પણ સાચો સુધારો. ૩

## નિંદા નિષેધક પદ.

**ભેરવી-ભર ડગલું ન એકે સમજ મન ધીર—એ રાગ.**

પરકુથલી ન કીજે સમજ મન ધીર (૨) પરનિંદાથી મુખ મલિન કરી,
પરનું પાપ લહે નિજ શિરપર. કુથલી ન કીજે. ટેક.
કુથલીમાં કાળ જાય, હાથમાં ન રાખ આય, પર અપવાદે,
વિષ બહુ વ્યાપે, મન સંતાપે કાં નાદાન.
છિદ્ર પારકાં ન દેખ, પગ તળેની લાહ્ય પેખ. કુથલી ન કીજે૦



## માનથી થતી હાની.

**પંચપોથીરે ઠવણી પાઠાં વિટાંગણા—એ રાગ.**

માન મર્કટરે મદગિરિના શિખરે ચડે,
મારી કુદકોરે અવર શિખર ઉપર પડે;
અનુકરમેરે આઠ શિખરપર આથડે,
ત્યાંથી ભૂતળરે પડી અધોગતિમાં રડવડે. ૧

**ઝુલ.**

સ્વાર્થ કે પરમાર્થમાં અભિમાન ધાર્મિક કામમાં,
ધર્માર્થ કામે માન માયા રાચતા જીવ નામમાં;
સભા મંડળ સમાજોમાં માન ઇચ્છે ગામમાં,
ગુરૂ દેવભક્તે માન તે કેમ રમે આત્મારામમાં. ૨

**પૂર્વચાલ**-જીવ એવારે મિથ્યા ગૌરવતા ધરે,
પણ વિરલારે સકળ નિસ્પૃહતા આદરે;
નવ રાચેરે નામે શુભ કામો કરે,
ધર્મ અર્થનેરે કામ સાધી શિવ સંચરે. ૩

ઝુલ્ના.

તજી રાગદ્વેષ કષાય મમતા શુદ્ધ સમતા આદરે,
પર્માર્થ સાધી શુભ દાન દયા દમનમાં સંચરે;
ભક્તિ અને વૈરાગ્ય વાસિત આતમા ઉજ્વળ કરે,
ગુણ ગાય સાંકુળચંદ તે નર વિમળ જયકમળા વરે.



## કામ જીત્યો તે જગ જીત્યો.

રાગ સોરઠ. વિમળા નવ કરશો ઉચાટ કે વે'લા આવશું રે.

કરીએ નમસ્કાર સોવાર મકરધ્વજને સદારે,
છે કુસુમાયુધ પણ જે વજ્ર બાણ મારે મુદારે;
જગમાં જાલમ જોદ્ધો મોટો, ઋષિ મુનિનો પણ પકડે ટોટો;
અંગ વિનાના સંગે આવે આપદા રે; કરીએ. ૧
કામ જીત્યો તે સઘળું જીત્યો, હાર્યો તે ભવદવમાં ખુત્યો;
ધીર વીર ધૂળ ફાકે કામ પીડયો કદારે. કરીએ. ૨
વિષ્ણુ લક્ષ્મી સંગે પોઢયા, શિવજી ભીલડી પાછળ દોડયા;
બ્રહ્મા સાવિત્રીથી મોહ્યા બાપડારે. કરીએ. ૩
વિશ્વામિત્ર પરાશર ચૂકયા, કંદર્પે કોઇને નહીં મૂકયા;
જળ પત્રાશન કરતાં ગઈ તપ સંપદા રે. કરીએ. ૪
જમદગ્નિ ઋષિ મહા તપવાળા, બાંધે પક્ષી વપુમાં માળા;
યોગ ભ્રષ્ટ કીધા મદને મુનિવર વડારે. કરીએ. ૫
તિક્ષણ કામ કટારી નારી, હૃદય વિષે મારે ઘા કારી;
રાજધાની એ મોહરાયની સર્વદા રે. કરીએ. ૬
ભ્રમર ધનુષથી પાડે નરને, નયન બાણથી વિંધે પરને;
વદન સરોવરમાં બુડયા જીવ બાપડા રે. કરીએ. ૭

કામ ઘરે રહી તેને જીતી, માર્યો કામ ન રાખી ભીતિ;
વિરલા સ્થૂલીભદ્ર મુનિને વંદો મુદારે. કરીએ. ૮
ધન્ય ધરા જન્મ્યા મહા પ્રાણી, વિજય શેઠ વિજયા શેઠાણી;
સાંકળચંદ નમે બ્રહ્મચારીને સદારે. કરીએ. ૯

---

# સપ્ત મહાવ્યસન નિષેધક પદો.



## જુગાર નહીં રમવા વિષે.

### સૈદા તારો ખુબ છે દા'ડારે—એ રાગ.

જુગાર ન ખેલીએ ભાઇરે, જુગારીની જુઠી કમાઇરે, ટેક.
અમીર સમાન જે શોભતા ક્ષણમાં, ક્ષણમાં તે રંક સમાન;
વૈભવ વ્યર્થ જુગારીનો જાણીએ, જેમ ચળ કુંજર કાન.
મૂર્ખ ધન કીર્તિ ગમાઇરે, કરે ચોરી દુઃખ દાઇરે. જુ. ૧
ઘરસુત્ર ને ઘર મૂકે ઘરાણે, વેચે દાગીના ને વસ્ત્ર;
ચૂકે દાવ ને હારે બાજી તો, હેઠા પડે હાથ શસ્ત્ર;
ન રહે બરકત એ કમાણીરે, હારે જીતે પણ ધુળધાણીરે. જુ. ૨
સાતે વ્યસનો જુગારીના અંગમાં, કરી રહ્યાં છે સગાઈ;
જેમ હારે તેમ બમણો રમે એ, કહેવત ખોટી ન કાંઈ;
જુગારીનું ધન નહીં સ્થાઇરે, આવે તેમ જાય લુંટાઇરે. જુ. ૩
શેર, અફીણ, રૂ, જોટાનો સટ્ટો, બટ્ટો લગાડે છે અંગ,
બાપ જુગારાનો સટ્ટો બધો છે, કરીએ ન એનો સંગ;
થયા શ્રીમંત ભીખારીરે, રડે ઘેર રાંડ મ્હો વાળીરે. જુ. ૪
પાંડવ ને નળ ભૂપતિ હાર્યા, રાજ્ય જુગારાને પાપ;
મોટાનું માન મૂકાવ્યું પિશાચે, ધિક્કારે જુગારાની છાપ;

બોળે સાત પરીયાં જુગારીરે, નાતે જાતે શાખ નઠારીરે. જુ. ૫
જુગારીને કોઈ પાસે ન રાખે, ધીરે ન દામ કે ઠામ;
**સાંકળચંદ** ન જંપ જુગારીને, ચાલે કોરટમાં કામ;
જાય જેલજાત્રા જુગારીરે, તજો એ ટેવ નઠારીરે. જુ. ૬

---

## ચોરી તજવા વિષે.

**મન માને નાહું સો ફેરા સમજાવું તોય શું થાય—એ રાગ.**

પરપ્રાણ સમાન, પરધન હરતાં જગમાં ચોર ગણાઇએ;
દંડે દરબાર, આ ભવ પરભવ નરક તણાં દુ:ખ પાઇએ.
ધન જાય ચોરનું ચંડાળે, તે ચોર હાથ હૈયું બાળે;
કરી પાપ જાય મરી પાતાળે. પરપ્રાણ. ૧
કોઇ ચોરને નવ પાસે રાખે, ગુહ્ય વાત ન ચોર કને ભાખે;
ઘર સોંપે નહિ બગડી શાખે. પરપ્રાણ. ૨
કોઈ ન લખે ચોર તણે નામે, અપયશ પામે ઠામે ઠામે;
વિશ્વાસ ન રાખે કોઈ કામે. પરપ્રાણ. ૩
પડયું વિસર્યું અણુ દીધું લેતાં, પર વસ્તુ પોતાની કહેતાં;
સૌ ચોરને ઓલંભો દેતાં. પરપ્રાણ. ૪
ધન ચોર તણી પાસે ન ઠરે, પ્રાય હોય દરિદ્રી ચોર ખરે;
નવ પેટ ભરાય ભૂખેજ મરે. પરપ્રાણ. ૫
પરની થાપણુ નવી ઓળવીએ, પર તૃણ તુસ પણુ નવી ગોપવીએ;
**સાંકળચંદ** સુર સુખ અનુભવીએ. પરપ્રાણ. ૬

---

## પરસ્ત્રી ગમન નિષેધક પદ.

### ગોકુળ મથુરાંરે વહાલા—એ રાગ.

પર સ્ત્રી તજીએરે ભાઈ, સ્વર્ગ અર્ગળા નરકની ખાઈ;
વ્યભિચારીનેરે પ્યારી, પર રમણીથી રમવા જારી. પર. ૧
મશીનો કુચડોરે ભુંસે, નિજ કુળમાં વ્યભિચારી હોંશે;
પર સ્ત્રી સંગેરે હાની, પાપ થાય પૈસાનું પાણી. પર. ૨
તૃપ્તિ ન ઘરમાંરે પાવે, તો પર સ્ત્રી સેવે શું થાવે ?
ભૂખ નવ ભાંગેરે ભાણે, સ્વાન એઠ ચાટી સુખ માણે. પર. ૩
નિત્ય નિત્ય નવલારે વેષે, ચોર તણી પેરે પરઘર પેસે;
સૌ જન મારેરે વાંકે, હડકાયા કુતરાં પેરે હાંકે. પર. ૪
જંપ ન જરીએરે એને, દશ અવસ્થા કામની જેને;
દુષ્ટને રાજારે ચૂરે, દંડ કરી કારાગ્રહ પૂરે. પર. ૫
કોઈ નહિ પાસેરે રાખે, ઘર સોંપે ન ભરોંસા પાખે,
ઠરીય ન બેસેરે ઠામે, ચકલે ચઉટે અપયશ પામે. પર. ૬
ન્યાત જાતમાંરે ભુંડો, ઘટે આબરૂ કહે સૌ કુડો;
ટેવ એ તજીએરે ભુંડી, સાંકળચંદની શિક્ષા રૂડી. પર. ૭



## વેશ્યાગમન નિષેધક પદ.

### રાગ આશાગોડી-કામ છે દુષ્ટ વિકારી, અહા પ્રભુ—એ રાગ.

વેશ્યા વ્યસને ખુવારી, તન ધન વેશ્યા વ્યસને ખુવારી. ટેક.
વેશ્યા તન છે ચાટ સ્વાનની, પરનર ખર મુખ ડારી;
ચાટે છાંડી એઠ જગતની, કુળ મરજાદા નિવારી. તન. ૧

પ્રીત કરે ધનવાન પુરૂષથી, તાકે દુધ મંજારી;
ખાલી કેરી નિર્ધન જન તજતી, સર્પ કંચુકી વિસારી. તન. ૨
નિપટ કપટ કરી હાવભાવથી, નખરે છેતરનારી;
ન્યાત જાત નીચ ઉંચ જુવે નહિ, ધન જોઈ ખેલે જારી. તન. ૩
નિત્ય નિત્ય નેહ નવલથી કરતી, જગલાડી ધૂતારી;
પ્યાર ઓરથી રમે ઓરથી, અવર પુરૂષને પ્યારી. તન. ૪
એવી નીચ વેશ્યા નારીથી, રમે દુષ્ટ વ્યભિચારી;
કેવળ જનની ભારે મારી, નર રૂપે ખર ભારી. તન. ૫
સાતે વ્યસનો વેશ્યા સંગે, જાર અંગ રહે જારી;
ઢોર હરાયાં પરે મુખ ઘાલે, જ્યાં ત્યાં એ વ્યભિચારી. તન. ૬
પરણીથી કરી પ્રેમ પટંતર, વેશ્યા પર સ્ત્રી પ્યારી;
સાંકળચંદ કહે એ પાપી, નરક તણા અધિકારી. તન. ૭



## મદ્યપાન નિષેધક પદ.

વિમળા નવ કરશો ઉચાટ કે વહેલાં આવશુંરે—એ રાગ. સોરઠ.

મદિરા પાન ન કરીએ ઉત્તમ કુળમાં અવતરીરે,
જો કરીએ તો મરીએ બૂરા હાલે ટળવળીરે. મદિરા. ટેક.
મદિરા પાનથી બને બાવરો, ભાન રહે નહિ થાય ગાભરો;
પડે ખાળમાં જાય હાથ પગ ઉતરીરે. મદિરા. ૧
નગ્ન ફરે ભુંડું મુખ ભાખે, ગમ્યાગમ્ય વિચાર ન રાખે;
મૂર્ખ પિછાણે નહિ આ મા, સ્ત્રી, દીકરીરે. મદિરા. ૨
છાની વાત કરે છતરાઇ, અરસપરસ દારૂડીયા ભાઈ;
લડથડીયાં ખાઇ પડે એક બીજા પરીરે. મદિરા. ૩

બળ બુદ્ધિ કીર્તિ ને કાંતિ, જાય થાય બહુ રોગો ઘાતી;
રડે છાકટા પૈસામાં પૂળો ધરીરે. મદિરા. ૪
મુખ ગંધાતો પડે ચોકમાં, ભસે કુતરાં હસે લોકમાં;
ખુલ્લાં મુખમાં જાય કુતરાં મુતરીરે. મદિરા. ૫
થાય જીભ કેફીની ટુંકી, વદે તોતળી વાણી ચૂકી;
ભમે ભામટા કુળ મરજાદા વિસરીરે. મદિરા. ૬
ખોટાં ખતમાં સહી કરી આપે, માલમતા પરઘર જઈ સ્થાપે;
જાય જમીન જર જોરૂ કરજ ગરજ સરીરે. મદિરા. ૭
પિશાચ માફક નાચે કુદે, હસે રૂવે ક્ષણુ જુદે જુદે;
આળોટે ધૂળમાં મુખમાં કાદવ ભરીરે. મદિરા. ૮
કરે ખુન નિજ પરનું પાપી, મધુપાની બેભાને વ્યાપી;
**સાંકળચંદ** કહે એ ટેવ કરો પરીરે. મદિરા. ૯



## માંસભક્ષણ નિષેધક પદ.

માન માયાના કરનારારે, જરી જોને તપાશી તારી કાયા—એ રાગ.

તજો માંસ ભક્ષણુ નર નારીરે, જરી જુવો વિવેકે વિચારી;
હિંસા વિના કદી માંસ મળે નહિ, હિંસા નરકની બારી;
માંસ ભક્ષણુ કરનારને મનુએ, કીધા નરક અધિકારીરે. જરી. ૧
દે મત, મારે, કાપે, લે, રાંધે, ખાય, વેચે, બોજ ધારી;
પ્રાણીના ઘાતક આઠ કહ્યા એ, જોઇ લ્યો મનુસ્મૃતિ સારીરે. જરી. ૨
સાદો ને સ્વચ્છ ખોરાક નિરોગી, અન્ન ફળાદિક ધારી;
આરોગીએ તો આરોગ્ય થઇએ, માંસની બદબો નઠારીરે. જરી. ૩
પ્રાણીને મારીને કબર ન કરીએ, નિજ પેટમાં નરનારી;

હઝરતઅલ્લી સાહેબ બોલે, જોજો ઇસ્લામી વિચારીરે. જરી. ૪
જરથોસ્તી ખ્રિસ્તી ધર્મે દયાની, વાત દાખી બહુ સારી;
**સાંકળચંદ** પ્રાણી પ્રાણ બચાવા, માંસ તજો નર નારીરે. જરી. ૫

---

## શિકાર નિષેધક પદ.

વહાલા વેગે આવોરે, દયા દિલ લાવોરે—એ રાગ.

શૂરા ક્ષત્રી રાજારે, દયા ધર્મે તાજારે, જીવ શિકાર ન ખેલીએ હોજી.
મૃગયા રમતાં પ્રાણીની હિંસા થાય. જીવ. ટેક.
ઉભય પ્રજા રાજાતણી, પશુ ને મનુષ્ય ગણાય,
ન્યાય થાય માણસતણો, પશુનો ન્યાય ન થાય.
નિર્દોષી પશુ પંખી માગે છે ન્યાય. જીવ. ૧
શો અપરાધ કરે પશુ, તૃણ જળ ફાસુ ખાય;
વસ્તીમાં ભીડ નવી કરે, પંખી ગગન પલાય;
તો શા વાંકે રાંકને મારો અન્યાય. જીવ. ૨
ગમ્મત રમ્મત એકને, જાય એકના પ્રાણ;
વિચાર વીરા મન કરો, સૌના પ્રાણ સમાન;
પરને પિડતાં આપણા પ્રાણ પિડાય. જીવ. ૩
શસ્ત્ર રહીત તરણું ભખે, નાસે શરણ નિવાસ;
અવધ્ય શત્રુ છતાં કહ્યો, ધર્મ ક્ષત્રીનો ખાસ;
શસ્ત્ર વિના પશુ અશરણ તરણાં ખાય. જીવ. ૪
અન્ન ફળો સોંઘાં મળે, સ્વચ્છ નિરોગી આહાર;
રોગી ગંદા માંસને, તજી કરીએ ન શિકાર;
રક્ષક ક્ષત્રીધર્મ **સાંકળચંદ** ગાય. જીવ. ૫

---

## હિંસા નિષેધક પદ.

—❧:*:☙—

કપૂર હોય અતિ ઉજળોરે—એ રાગ.

વહાલો જીવ જેમ આપણોરે, વહાલો સૌને હોય;
સુખ વાંચ્છક સૌ પ્રાણીયારે, દુઃખ વાંચ્છક નહિ કોયરે;
પ્રાણી પરિહર હિંસા પાપ, હિંસા નરકની છાપરે. પ્રાણી. એ ટેક.
સુખીયો પર દુઃખ નવ લહેરે, વેધક જાણે દુઃખ;
પશુ પંખીને પીડતાંરે, સ્વપ્ને ન મળે સુખરે. પ્રા. ૨
ઉભય પ્રજા રાજા તણીરે, માનવ ને પશુ કહેવાય;
ન્યાય મળે નરને ભલોરે, પશુનો થાય ન ન્યાયરે. પ્રા. ૩
શરણું તરણું મુખ લહેરે, નાસે શસ્ત્ર ન પાસ;
શત્રુ છતાં પણ નવ હણેરે, ધર્મ એ ક્ષત્રીનો ખાસરે. પ્રા. ૪
અશરણ તરણાં નિત્ય ભખેરે, ભયભીત શસ્ત્ર ન પાસ;
મૃગલાંદિક હણતાં થકાંરે, ક્ષત્રિ ધર્મનો નાશરે. પ્રા. ૫
જીવતાં ચાકરી જે કરેરે, મરીને સેવે પાય;
પશુ પંખીને જે હણેરે, તે નર નરકે જાયરે. પ્રા. ૬
જાતર યજ્ઞ નવરાત્રીમાંરે, પ્રાણીનો વધ થાય;
મૂળ છેદે ફળ નવ મળેરે, પશુ વિણ દેશ પિડાયરે. પ્રા. ૭
જળચર થળચર ખગ તણીરે, હિંસા ન કરો કોય;
સૂક્ષ્મ બાદર જીવનીરે, પાળો જયણા જોયરે. પ્રા. ૮
ધર્મ મૂળ ભાખી દયારે, પાપ મૂળ અભિમાન;
સાંકળચંદ સૌ પ્રાણીમાંરે, સરખા જીવ સમાનરે. પ્રા. ૯

—⊱—

## મૃષાવાદ ( જુઠ ) નિષેધક પદ.

એ ગુણ વીરતણો ન વિસારૂં—એ રાગ.

સત્ય વદો વાણી ભવિ પ્રાણી, સત્ય સજો શણગારરે;
સત્યથી અગ્નિશિખા હોય પાણી, જળ ત્યાં સ્થળ નિરધારરે. સત્ય. ૧
સાચાને કદી આંચ ન આવે, સાચે સુજસ ગવાયરે;
સીતા દમયંતી પંચાળી, સાચી સતીયો ગણાયરે. સત્ય. ૨
જુઠાનો વિશ્વાસ ન રાખે, કોઈ ન લે તસ છાંયરે;
જુઠો વાત વાતમાં ભુંઠો, ભયથી કંપે કાયરે. સત્ય. ૩
સાગર જો મરજાદા મૂકે, ચંદ્ર સૂરજ ચૂક થાયરે;
પ્રાણાંતક કદી સંકટ આવે, સત્ય તજો ન કદાયરે. સત્ય. ૪
રામ યુધિષ્ઠીર ભીષ્મ પિતાનું, જુગ જુગ સત્ય ગવાયરે;
પ્રાણ જતાં પણ કરી પ્રતિજ્ઞા, ચૂકયા નહિ એ રાયરે. સત્ય. ૫
વસુરાજા અંતરિક્ષ સિંહાસન, બેશી કરતો ન્યાયરે;
અલિક અર્થ અજ શબ્દનો કરતાં, આસન ચૂરો થાયરે. સત્ય. ૬
પર ગુહ્ય વાત પ્રકાશ કર્યાથી, જીવનું જોખમ થાયરે;
કરકશ વાણી પરને કહેતાં, પરનું દિલ દુઃખાયરે. સત્ય. ૭
સત્ય વચન પણ કોમળ વદીએ, બોલ કઠોર ન વાણુરે;
સંત વેણુ મુખથી ફુલ ખરતાં, જગ પ્રિય થાય સુજાણુરે. સત્ય. ૮
મૃષા ન માનવિયો કદી બોલો, બોલો સાચા બોલરે;
સુધરે સાંકળચંદ ઉભય ભવ, જગમાં વાધે તોલરે. સત્ય. ૯



**ચોરી અથવા અદત્તાદાન વિષેનું પદ પાછળ પૃષ્ટ ૯૩ જુવો.**

## બ્રહ્મચર્ય ( કુશિલ નિષેધક ) પદ.

રાગ કાફી. મહીનું મૂલ બતાવ—એ રાગ.

બ્રહ્મચારીને પ્રણામ, કરી સુરપતિ શિર નામે;
બ્રહ્મચારીને પ્રણામ. ટેક.
વિજયને વિજયાનું નિર્મળ શિલ, શરદપુનમ જેમ ચંદ્ર;
સુદર્શનની શૂળી સિંહાસન, કામ જીત્યા સ્થુળીભદ્ર;
જગમાં શિયળ સોભાગી. બ્રહ્મ૦ ૧
સર્વથી સાધુ એ વ્રત પાળે, દેશથી પાળે ગૃહસ્થ;
નિજ દારા સંતોષી શ્રાવક, વરજે પરસ્ત્રી સમસ્ત;
જસ ઘટ સુમતિ જાગી. બ્રહ્મ૦ ૨
વિધવા વેશ્યા બાળ કુંવારી, અપરિગૃહીતા નાર;
વ્રતધારી સ્વપ્ને નવ ઇચ્છે, ત્રિકરણથી પરિહાર;
કરી કુળ કીર્તિ સ્થાપે. બ્રહ્મ૦ ૩
મુખ મધુરી હૃદયે વિષવેલી, નારી નરક દુવાર;
મોહરાયની રાજધાની એ, તિક્ષણ કામ કટાર;
મારી ગુણ વન કાપે. બ્રહ્મ૦ ૪
ધુર મીઠું પરિણામે કડવું, મૈથુન ફળ કિંપાક;
ઘોર દુઃખ અણુ સુખથી પ્રકટે, ઉદયે કર્મ વિપાક;
કામથી સંત વિરામે. બ્રહ્મ૦ ૫
બક નવ શોભે હંસ વિષે તેમ, બ્રહ્મચારીમાં અબંભ;
મંત્ર જંત્ર નવ ફળે ચિંતવ્યું, કરે કુશીળીયો દંભ;
જગમાં અપજશ પામે. બ્રહ્મ૦ ૬
દશ શિર રાવણનાં રણ રઝળ્યાં, કામથી કીધ અન્યાય;
સીતા સતીના શિલ મહિમાથી, બળતી ચિતા જળ થાય;

શીલથી રામ ગવાયા. બ્રહ્મ૦ ૭
નારીમુખ સરોવરમાં બૂડ્યા, તે નરને ધિઃક્કાર;
મદન મહા યોદ્ધાને જીત્યા, ધન્ય ધન્ય તે નર નાર;
સાંકળચંદ નમે પાયા. બ્રહ્મ૦ ૮

---

## પરિગ્રહ નિષેધક પદ.

### રાગ બિહાગ—માયા કારમીરે.—એ રાગ.

લોભ નિવારીએરે, લોભે સદ્‌ગુણ પામે નાશ. ટેક.
લોભી પરની થાપણ રાખી, આળ ઓર શિર નાંખે;
પરધન હરવા કરે પ્રપંચો, કુડ તોલે કુડ ભાખે. લોભ૦ ૧
આર્ત્તરૌદ્ર ધ્યાને લોભીજન, જરી ન બેસે સુખે;
જ્યાં બહુ લોભી મૂર્ખ વસે ત્યાં, ધૂર્ત મરે નહિ ભુખે. લોભ૦ ૨
લડે પુત્ર ને પિતા લોભથી, બાંધવ સ્વજન સબંધી;
નરપતિ વગડે વસે લોભથી, લોભ પાપની સંધી. લોભ૦ ૩
રખડે લોભી દેશ વિદેશે, તાપ શીત ભુખ વેઠે;
ધનને માટે દમે દેહને, ઢોર હરાયા પેઠે. લોભ૦ ૪
લોભે પશુ પંખીને પાળી, ભુખ તરશથી પીડે;
અતિ ભારારૂઢે દુઃખ દઇને, સ્વર્ગ અર્ગળા ભીડે. લોભ૦ ૫
અતિ આરંભે ધન સંચય કરી, ખરચી એક ન કોડી;
નરકે મમ્મણશેઠ સિધાવ્યો, લક્ષ્મિ સાથ ન દોડી. લોભ૦ ૬
લોભ પાપનું મૂળ વિચારી, સંતોષે સંચરશે,
સાંકળચંદ તે સુખીયો થાશે, ભવસાગર ઝટ તરશે. લોભ૦ ૭

---

## કોણ જીવ્યો ?

### મોતીઆ ખાઓ મફતનો માલ—એ રાગ.

જગતમાં જીવ્યો તે નર જાણુ, સમરપે પરમાર્થે જે પ્રાણ;
તાપ સહી તરૂ પંથી જનને, આપે શિતળ છાંય;
કાપે સિંચે રોષ તોષ નહિં, ઈંટ મારી ફળ ખાય. જગત. ૧
પીએ ન પાણી સરિતા શાણી, તરષ્યાને જળ પાય;
વસ્ત્રાદિક મળ જન ના વારે, ગંગાજળમાં નાય. જગત. ૨
જડ ઉપકાર કરે ચૈતન્યનો, અચરજ અપરંપાર;
ચૈતન્ય થઈ ચૈતન્યનો ન કરે, જીવતરને ધિઃકાર. જગત. ૩
છાણુ ચરમ ખપ આવે પશુનાં, વેણુ મનુષ્યનાં કામ;
પરમારથ વિણુ પશુ સરખો નર, કામ ન આવે દામ. જગત. ૪
જુઓ કાગ ને કીડીઓમાં પણ, સંપ જંપ ઉપકાર;
એકલપેટાં એ નવ દીસે, નિજ જાતિ પર પ્યાર. જગત. ૫
એ કરતાં પણ મનુષ્ય અધમ થઈ, એકલપેટો થાય;
પરપિડા ન હરે તે નરને, ગીધ શ્વાન મળી ખાય. જગત. ૬
કોમ કુટુંબ ને દેશ દાઝ ધરી, હરકત હરે તમામ;
શક્તિ પ્રમાણે તન મન ધનથી, કરે સામાજીક કામ. જગત. ૭
નિરઉદ્યોગી જનને ઉદ્યમ, અશક્તને અન્નદાન;
રોગીને દઈ દવા નિવારે, દુઃખ દરિદ્રનિદાન. જગત. ૮
પિડે ન પશુ પંખી પ્રાણીને, વધબંધન પ્રતિકાર;
ચારો પાણી નીરી ખબર લે, ધર્મ અહિંસા સાર. જગત. ૯
સત્યવાદી હરિશ્ચંદ્રરાય સમ, ન્યાયે રામ સમાન;
પરદુઃખભંજન વીર વિક્રમ સમ, દાને કરણુ નિદાન. જગત. ૧૦
શીયળ સોભાગી વિજય ને વિજયા, શેઠ સુદર્શન જાણુ;

વેશ્યા ઘેર રહી કામને જીત્યા, સ્થૂલિભદ્ર ગુણખાણ. જગત. ૧૧
સાદું જીવન સદાચારથી, ગાળે જે નીતિવાન;
સાંકળચંદ સદા તે સજ્જન, માણુસ દેવ સમાન. જગત. ૧૨



## ઉપાધીમય કફની.

### ચોપાઇ.

પૂર્વે એક યવનનું રાજ, જાલમ જુલમતણું સામ્રાજ્ય;
પ્રાંત પ્રાંતના હાકમ કીધ, અધિકાર સૌ તેને દીધ. ૧
પડ્યો એક મોટો દુષ્કાળ, ખેડુતવર્ગ થયો કંગાલ;
ભરી શકે નહિ મહેસુલ કોય, કોપ્યો હાકમ તાતો હોય. ૨
આણ્યા ખેડુત બાંધી હાથ, આણ્યો એક સન્યાસી સાથ;
દોરીને લીધા દરબાર, મારે બહુ મુદ્દગરનો માર. ૩
ખેડુત કહે દુઃખ વાદળ ધસ્યું, સત્તા આગળ શાણુપ કીસ્યું;
બધા રડે સન્યાસી હસે, હાકમને મન કૌતક વસે. ૪
સન્યાસી તું સાચું બોલ, હાકમ કહે કેમ હસે અતોલ?
કહે સન્યાસી ન્યાય ન નામ, પખાલવાંક પાડાને ડામ. ૫
વાંક ન મારો હું છું રાંક, આ કફનીનો સઘળો વાંક;
છતાં વાંક વિણુ શિક્ષા થાય, હસવું આવે તેથી રાય. ૬
સુણી હાકમ મન અચરજ થાય, કહો કફનીનો મહિમા ભાય;
તવ સન્યાસી કહે સાક્ષાત, સુણજ્યો આ કફનીની વાત. ૭

મહાશ્વેતા—શું કહું કથની મારી રાજ—એ રાગ.

કફનીએ કેર મચાવ્યો રાજ, કફનીએ કેર મચાવ્યો;
મને ભવનાટકમાં નચાવ્યો રાજ, કફનીએ. ટેક.
સન્યાસી હું નગર નિવાસી, જન પરિચયથી ઉદાસી;

ધ્યાનનો ભંગ થવાથી ત્રાસી, પહાડ ઉપર ગયો નાસી રાજ. ક. ૧
એક ગુફાનો આશ્રમ કીધો, ફળ પત્ર પુલ ખાઉં ભાવે;
એકાંતે ધરૂં ધ્યાન પ્રભુનું, ત્યાં વિધિ વાંકો થાવે રાજ. ક. ૨
એક દિન મારી કફની કાપી, ઉંદરડીએ ન્હેર વાળ્યું;
તસ રોધે તન રક્ષણ અર્થે, બિલ્લીનું બચ્ચું મેં પાળ્યું રાજ. ક. ૩
મંજારીની ગંધે ઉંદરડી, ભય ભાળીને ભાગી;
એક ઉપાધિ મટી તવ પાછળ, બીજી ઉપાધિ જાગી રાજ. ક. ૪
કાખમાં ઘાલી સાંજ સવારે, જઉં હું નિત્ય દૂધ પાવા;
તલેટીએ ભરવાડ વસે તે, દે દૂધ જાણી બાવા રાજ. ક. ૫
જાતાં વળતાં કાળક્ષેપથી, આહિરને દયા આવી;
ગાય ઉપાધીમય એક આપી, થાય ન મિથ્યા ભાવી રાજ. ક. ૬
ગાયને ખાવા ચારો જોઇએ, ખેતર પંચે આપ્યું;
હળ કોદાળી સાધન જાચ્યાં, દાટયું મેં બાપનું દાપું રાજ. ક. ૭
રાત દિવસ મહા યત્ન કરીને, ખેડ ખાતર કરી વાળ્યું;
કણબીજ બોયાં ધ્યાન ભૂલ્યો હું, ધ્યાન ખેતરનું મેં ધ્યાવ્યું રાજ. ક. ૮
ભીષ્મ દુષ્કાળ પડયો આ વરસે, પાશેર જાર ન પાકી;
ચાર થઈ તે ગાયે ખાધી, મ્હેસુલ રહી ગયું બાકી રાજ. ક. ૯
ગાય ને બિલ્લી નાશી ગયાં બે, કફનીને હુ પકડાયાં;
વાંક નથી કાંઈ મારો સાહેબ, હું નિર્દોષ છું રાયા રાજ. ક. ૧૦
કફનીની કૂડી માયામાં, માર મેં ખાધો ભારી;
યોગ ધ્યાનને ભાન ભૂલ્યો હું, ધિઃક્ માયા ગોઝારી રાજ. ક. ૧૧
જા કફની હવે કામ ન તારૂં, હમે દિગમ્બર થઈશું;
તજી સંસારની કૂડી માયા, પ્રભુને શરણે જઈશું રાજ. ક. ૧૨
સન્યાસીની વાત સુણીને, હાકમ વિસ્મય પામ્યો;

ખેડુત સન્યાસીને છોડયા, ચિંતી સ્વરૂપ વિરામ્યો રાજ. ક. ૧૩
છોટી કફનીની મોટી ઉપાધિ, બગડી બાવાની બાજી;
સાંકળચંદ સંસાર ઊપાધિ, ક્રોડગમે રહી ગાજી રાજ. ક. ૧૪

---

## સજ્જન અને દુર્જન.

### દોહરા.

સજ્જન સરલ રહે સદા, સદાચાર ભંડાર;
અપકારીનો પણ કરે, તે ગુણીજન ઉપકાર. ૧
ભળે સરીતા સેંકડો, સાગર નવ છલકાય;
શેર ભર્યા પય પાત્રમાં, સાકર શેર સમાય. ૨
ચંદનને સળગાવતાં, આવે સુગંધ અંગ;
મૃગમદ સુગંધ પરિહરે, મળે લસણનો સંગ. ૩
વર્ષાકાળે વ્હેળીયાં, જળજળ થઈ છલકાય;
વૃક્ષ ઉખેડે મૂળથી, વર્ષા પછી સૂકાય. ૪
સ્નાન ગંગ ગર્દભ કરે, કદી પવિત્ર ન થાય;
કાગ દ્રાક્ષને પરિહરી, મલિન વસ્તુ તે ખાય. ૫
વાયસની દોસ્તી કરી, મુવો હંસ ક્ષણ માંહ્ય;
દુષ્ટ કાગ ઉડી ગયો, મહીપતિ અતિ પસ્તાય. ૬
દુર્જન ને વળી સાપની, કુટિલ ગતિ કહેવાય;
વિના વ્હેર તે ઉભયથી, સજ્જન જન પિડાય. ૭

---

## ક્ષમા અને ક્રોધ.

શાન્તિ સમો કોઈ તપ નહીં, શાન્તિ સમુ નહિ સુખ;
શાન્તિ સદા શાન્તિ કરે, ક્રોધ સમું નહિ દુઃખ. ૧

ક્રોધાગ્નિ સળગે જદા, આત્મ સદન બળી જાય;
સમતાજળ જો ના મળે, ભસ્મ બીજાનું થાય. ૨
ક્રોધ સર્પના ડંશથી, તનમાં આવે લ્હેર;
ક્ષમા મંત્ર ભણુતાં થકાં, ઝટ ઉતરે તે ઝેર. ૩
ક્ષમા કરો સૌ પ્રાણીની, કદી અપરાધી કોય;
મીઠાં વચને જે બને, તે કડવે નહિ હોય. ૪
ક્રોધ વશે અવિચારથી, સાહસ કરે હજાર;
પાછળથી પસ્તાય છે, ક્રોધીને ફીટકાર. ૫
ક્રોધ ભૂલાવે સત્યને, મનમાં ઉપજે શૂળ;
ક્રોધી કુપંથે વહે, ક્રોધ નરકનું મૂળ. ૬
ફરશુરામે ક્રોધથી, હણ્યા ક્ષત્રીના થોક;
અંતે રઘુપતિતેજથી, રણમાં મૂકી પોક. ૭



## પરોપકાર.

અપકારીનો પણ કરે, ભીડ સમય ઉપકાર;
વિરલા જગમાં જાણીએ, તે સજ્જન સરદાર. ૧
પરોપકારી પુરૂષનો, જન્મ સફલ તે જાણ;
પર પિડા જાણે નહિં, તે નર પશુ સમાન. ૨
જુવો વૃક્ષ આંબાતણું, આપે શીતળ છાંય;
સિંચે કાપે સમ રહે, ઝુડે પણ ફળ ખાય. ૩
ચેતન ઋદ્ધિ પાયકે, ગ્રહે ન હાથ અનાથ;
મીટ્ટીસેં મીટ્ટી મીલે, દામ ન આવે સાથ. ૪
દેખો આ દુનીયાં તણો, રંગ પતંગ સમાન;
ઉઠ ચલોગે રાતમેં, દો દિનકા મેમાન. ૫

સાંકળચંદ કહે કરો, ગુણીજન પર ઉપકાર;
નિરાધાર એ આભકા, સજ્જન હે આધાર. ૬

## સંતોષ અને લોભ.

સુખ સદા સંતોષમાં, લોભ પાપનું મૂળ;
ગ્રન્થ ક્રોડમાં જઈ જુવો, લોભ થકી ક્ષય કુળ. ૧
લોભે બંધુ જન લડે, પિતા પુત્ર પ્રતિકૂળ;
પ્રિયા ઘાત પતિનો કરે, લોભ મેળવે ધૂળ. ૨
તૃષ્ણા વેચે ન્યાયને, હરે પ્રમાણિક ઊર;
અર્થતણો અનરથ કરે, ગરથ મળે ભરપૂર. ૩
જોગી જંગલમાં રહે, લોભ થકી દિનરાત;
શીત વાત ને ઉષ્ણુતા, કષ્ટ સહે બહુ ભાત. ૪
નરપતિને ઘેલો કરે, લોભ સમો નહિ ચોર;
રાજ્યલક્ષ્મિને કારણે, ફરે હરાયો ઢોર. ૫
લોભવિષે અવગુણ ઘણા, કહેતાં નાવે પાર;
લોભથકી ધનવાન પણ, દુઃખીયો અપરંપાર. ૬
સંતોષી સુખીઓ સદા, હોય રાંક કે ઢંક;
સદા રમો સંતોષથી, લોભે ન રહે ટેક. ૭

## સત્ય વિષે.

### ભુજંગી છંદ.

અરે મિત્ર મારા વિવેકે વિચારો, મુખેથી સદા સત્ય વાણી ઉચારો;
નહિં જુઠ બોલો જતો જીવ જાણી, સદા સત્ય વાણી વદો સ્નેહ આણી.

વધે શાખ સાચાતણી વિશ્વમાંહી, ઘટે લાજ જૂઠાતણી ઠામ સ્થાઈ;
પ્રપંચો કરીને કરો ના કમાણી, સદા સત્ય વાણી વદો સ્નેહ આણી.
સદા વિશ્વમાં સત્યવાદી ગવાશે, થશે બોલબાલા અને કષ્ટ જાશે;
સરે અર્થ સાચાતણા સર્વ જાણી, સદા સત્ય વાણી વદો સ્નેહ આણી.

સત્ય વદો સંસારમાં, આવે વિપત હજાર;
ભીડ પડે પણ ટેક રહે, અંતે જયજયકાર.



## સંપ વિષે.

### દોહરા.

સંપ લક્ષ્મિનો વાસ છે, સંપ જંપ સુખદાય;
સૂત્રતંતુ ઝાઝા મળી, કઠણ દોરડું થાય. ૧
વૃક્ષ વૃક્ષમાં ઉછરે, એકલ તો કરમાય;
સંપથકી જે નિપજે, કુસંપથી પલટાય. ૨
બે હાથે તાળી પડે, એકે સરે ન કાજ;
સંપ સાર સંસારમાં, સંપ વધારે લાજ. ૩
ટોળાથી છૂટો પડે, મૃગલો ખોવે પ્રાણ;
કડવું બીજ કુસંપનું, રોપે નહિ સુજાણ. ૪
ગયાં રાજ્ય હિંદુતણાં, થયા પછી સુલતાન;
સંપ વિના ઉડી ગયાં, રહ્યાં ન નામ નિશાન. ૫
પાંડવ કૈરવ સંપ બીન, ક્ષય કીધાં નિજ કૂળ;
કુસંપથી કૈ જન થયા, સ્વજન વર્ગ પ્રતિકૂળ. ૬

---

### છપ્પય છંદ.

સંપ લક્ષ્મિનું સ્થાન, સંપ ત્યાં સદા સુધારો,

સંપ લક્ષ્મિનું સ્થાન, સંપ ત્યાં જંપવા વારો;
સંપ લક્ષ્મિનું સ્થાન, સંપ ત્યાં શુદ્ધ વિચારો,
સંપ લક્ષ્મિનું સ્થાન, સંપ ત્યાં વિનય વધારો;
સંપથકી સુખ સંપદા, વધે પુત્ર પરિવાર,
**સાંકળચંદ** કહે કરો, સંપ સ્વજનમાં યાર. ૧

## સંપત્તિ અને વિપત્તિ.

### દોહરા.

સંપત્તિથી છલકાય ને, વિપત્તિથી ગભરાય;
મૂરખ કાયર જાણવા, તે નર દુઃખિયા થાય. ૧
વિશ્વ વિષે વસનારને, સુખ દુઃખ પડે અપાર;
સદાચાર ને ધૈર્યથી, ઉદ્યમ કરી નિવાર. ૨
દિનકરની દિન એકમાં, ઉભય ગતિ દેખાય;
ઉદય થાય પરભાતમાં, અસ્ત સાંજરે થાય. ૩
કાળ ઘંટીનાં ઉભય પડ, અસ્તોદય કહેવાય;
કણુસમ પ્રાણી માત્ર તે, ઘંટીમાં ભરડાય. ૪
દયા માંકડીમાં ફરે, ધર્મ ખીલડો એક;
સત્ય ધૈર્ય આલંબને, રાખે પ્રભુ તસ ટેક; ૫
સુખને છેડે દુઃખ પડે, દુઃખ પછી સુખ થાય;
જે સ્થળ છાંયો દેખીએ, તે સ્થળ તાપ તપાય. ૬
સંકટ આવે સેંકડો, ધિરજ ધરે સુજાણુ;
મૂરખજન મુંઝાઈ મરે, યત્ન ન કરે અજાણુ. ૭
સંપત્ત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વહાણુ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણુ. ૮

સીતા દમયંતિ દ્રૌપદી, નળ હરિશ્ચંદ્ર સનૂર;
સત્ય ધૈર્યના યોગથી, દુઃખ વાદળ કર્યું દૂર. ૯

## અભિમાનથી થતી હલકાઇ..

### દોહરા.

માન કરે જે માનવી, તે નર તરણા તુલ્ય;
આત્મગુણુ અભિમાનથી, નાશ થાય જડમૂળ. ૧
લઘુતામાં પ્રભુતા વસે, પ્રભુતાથી પ્રભુ દૂર;
વડો થયો ગજરાજ તે, માથે નાંખે ધૂર. ૨
ચંદ્ર બીજનો દેખવા, રાય રંક સૌ જાય;
પુનમદિન પૂરો થતાં, પડવાથી ક્ષય થાય. ૩
જુવો જાત નેતરતણી, વધતાં તે વળી જાય;
વાંસ વધે ઉંચા ઘણા, અગ્નિ ભક્ષ તે થાય. ૪
સંપતિ મળતાં સજ્જનો, નમ્ર સ્વભાવે થાય;
અધમ જરા જર દેખીને, ઘટ ઊણો છલકાય. ૫
વિત્ત વિદ્યા વૈભવ વપુ, પુત્ર અને પરિવાર;
સુખ દુઃખ કર્મે સંપજે, ગર્વ ન કરો લગાર. ૬
રાવણુ સતી સીતા હરી, ચઢયો માનને ફંદ;
દશ મસ્તક રણુમાં પડ્યાં, ગર્વથી સાંકળચંદ ૭

## વિધિના લેખ.

### શું કહું કથની મારી રાજ—એ રાગ.

વિધિના લેખ ન ટળશે રાજ, વિધિના લેખ ન ટળશે;

બીજબોયા સમ મળશે રાજ. વિધિના૦ ટેક.
લગ્ન વશિષ્ટમુનિ દેનારા, રામ ગ્રહણ કરનારા;
ક્યાં અભિષેક ને ક્યાં વન [1]વલ્કલ?, એક સમય ફળ ન્યારાં રાજ. વિ. ૧
કૃત્રિમ કંચન મૃગની તૃષ્ણા, પ્રતિકૂળ દૈવ પ્રભાવે;
અપહરી સીતા રાવણરાયે, રઘુવીર જંગ મચાવે રાજ. વિ. ૨
[2]દક્ષ યુધિષ્ઠિર વિધિએ વંચ્યો, દ્રૌપદી [3]દ્યુતમાં ગુમાવી;
કુળક્ષય પાંડવ કૌરવે કીધું, થાય ન મિથ્યા ભાવી રાજ. વિ. ૩
ધવળ શશિમાં શ્યામ કલંક ક્યાં, વધઘટ દિવસ [4]નિશિ ને;
ભરતી ઓટ સદા સાગરને, અસ્તોદય રવિ શશિને રાજ. ૪
દિનકર ઉગ્યો દુનીયાં દેખે, અંધ ઘુવડ કેમ થાવે?
[5]રત્નાકર જાચ્યો જળ આશે, પંથી તરસ્યો જાવે રાજ. વિ. ૫
થાય થવાનું તે કદી મિથ્યા, હોય ન દેવ પ્રભાવે;
હર્ષ શોક ફોકટ શો કરવો?, રહેવું સદા સમભાવે રાજ. વિ. ૬
સુખમાં પ્રભુને યાદ કરે નહિ, દુઃખ આવે સંભારે;
સુખમાં સમરે દુઃખ ન આવે, જન્મ મરણ ભય વારે રાજ. વિ. ૭
સુકૃત કરણી ભવભય હરણી, કર ઝટ પાર ઉતરણી;
સાંકળચંદ નરભવ નીસરણી, ચઢી શિવવધુ લે પરણી રાજ. વિ. ૮

---

## સામાન્ય નીતિ

ગઈ ગ્રિષ્મ થયું ચોમાસું, વિરહી વરસાવે આંસુ—એ રાગ

સદ્‌ગુણ સૌથી સુખકારી, જાઉં સજ્જનની બલિહારી;
કદિ ભીડ પડે કાંઈ ભારી, નિજ ધર્મ મુકો ન વિસારી.

---

૧ પાદડા. ૨ પડ્યો. ૩ જુગાર. ૪ રાત. ૫ સાગર.

સુખ સત્ય સદા ઉચ્ચારો, શણગાર નીતિનો ધારો;
છળ ફૂડ કપટને વારો, તજી અભિમાન,
સજી શુભ જ્ઞાન, ભજો ભગવાન, પરમ ઉપગારી. સદ્ગુણ૦ ૧
પર નિંદા પાપ નિવારો, પરદારાને પરિહારો;
પરધન પત્થરસમ ધારો, છે સકળ શાસ્ત્ર નિરધારો;
સૌ જીવપર કરૂણા લાવો, વડિલોને વિનય બતાવો;
સંતોષ પરમ સુખ પાવો, હે યાર કરો વિચાર,
સકળ લ્યો સાર, કહું વિસ્તારી. સદ્ગુણ૦ ૨
શુભ સદાચાર સૌ પાળો, અન્યાય અનીતિ ટાળો;
દીન દુખીયા સામું ભાળો, નિજ ઉત્તમ કુળ અજવાળો;
સાંસારિક સ્થિતિ સુધારો, વિદ્યાનો કરો વધારો;
પરહરજો બધો કુધારો, કરો આ વાર, ધરી ઉર પ્યાર;
બાળ હુંશિયાર, જ્ઞાન વિસ્તારી. સદ્ગુણ૦ ૩
સંકષ્ટ દેશનાં કાપો, ગરીબોને આશ્રય આપો;
પુસ્તકશાળા શુભ સ્થાપો, દો દાન અનાજ અમાપો;
દો જ્ઞાનદાન ભલિ ભાતી, પામો જગમાં વિખ્યાતી;
સુધરે નિજ કુટુંબ જ્ઞાતિ, સ્વજન આશિષ દીએ નિશદીશ;
વધે સુજગીશ, પ્રતિષ્ઠા સારી. સદ્ગુણ૦ ૪
એ સદ્ગુણના પરભાવે, મહિમા અતિ ઉત્તમ પાવે;
કદિ કષ્ટ કલેશ નહીં આવે, ગુણિજન મુખથી ગુણ ગાવે;
શુભ વિદ્યાશાળા સ્થાપો, નિજ સંતતિ સંકટ કાપો;
કેળવણી સારી આપો, થશે આનંદ, સકળ જનવૃંદ;
સુ સાંકળચંદ, મુખે ઉચ્ચારી. સદ્ગુણ૦ ૫

# ભક્તિ પ્રબંધ.

## શ્રી જિનગુણ પુષ્પમાળા.

### મંગળાચરણ.

માલિની છંદ.

અતિ પરમ દયાળુ, દેવનો દેવ સાચો,
જગ જન હિતકારી, તે પ્રભુ પાર્શ્વ જાચો;
મતિ રતિ નહિ મારી, કેમ વિસ્તાર પાવે,
ગતિ ગહન તમારી, જ્ઞાન ચક્ષુ દિપાવે.
કમઠ ધરણુ જેને, છે સદા તુલ્ય ભાવે,
હરિ હરકત વારી, સૌ જરા મુક્ત થાવે;
જિન ગુણુ અતિ ગુંથી, આ રચી પુષ્પમાળા,
પ્રભુ પદકજ વંદુ, જ્ઞાન આપો દયાળા.

### શ્રી સરસ્વતી માતાની સ્તુતિ.

ત્રોટક છંદ.

વિજયા વરદાઈ વિશાળમતી, કવિ કોવિદ પાવન હંસગતી.
કર દંડ વિણા સુગિરા વદતી, અભિવંદન શારદ માત સતી.

કવિરાજ કરે ગુણ ગાન ઘણા, કળિ કોઈ શકે નહીં તે ગણના.
અતિ શોભિત વાહન હંસ તણું, પદ્માસન શ્વેત વિશાળ ભણું.
મુનિરાજ સદા તુજ ધ્યાન ધરે, જય થાય ઘણો વિજયા સમરે.
કવિ ગ્રંથ રચે સ્તવના ઉચરે, તુજ નામ સુમંગળ આદિ ધરે.
રસના કર પાવન માત સતી, શરણાગતને શુભ આપ મતિ.
કર પૂરણ ગ્રંથ સુભાગ્યવતી, અભરાભર પામરપાળ રતિ.



## અથ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

કંગનવા મેરા કરસેં સરક ગયારે—એ રાગ

જિણંદા તોરા ચરણ શરણ કરીરે,
આદિજિણંદારે, આદિ મુણિંદારે, પરથમ પૃથ્વિના સ્વામી,
જગજનના અંતરજામી, જુગળાનો ધર્મ નિવારી ધારી નીતિ
ખરીરે. જિણંદા.—૧
પણશત ધનુષેરે, કાયા કંચન દીસેરે, વનિતા નગરીના સ્વામી,
વંદે સુરનર શિર નામી, મરૂદેવા જાયા પાયા શ્રી કેવળસિરીરે. જિ.
જિનમુખ ચંદારે, દેખી આનંદારે, ઇક્ષ્વાંકુ વંશ દિણંદા,
સુનંદા સ્વામી વંદા, નાભી સુત મુરતિ સુરતી મનગંદિરે ધરીરે. જિ.
ભરતને સ્થાપીરે, નીજપદ આપીરે, જિનરાજ થયા નિરાગી,
ત્યાગિ જગમાં વડભાગી, કેવળકમળાના સ્વામી સામું જુવો જરીરે. જિ.
મુરતિ તમારીરે, જગ જયકારીરે, મનમધુકર પદકજ વંદે,
ગુણગાયા **સાંકળચંદે**, જિનરાજ અમારા પાપો કાપો પ્રેમ ધરીરે. જિ.



## અથ શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન.

### રાગ ધનાશ્રી.

વંદો અજિત જિણંદ, ભવી તમે વંદો અજિત જિણંદ,
જિતશત્રુ વિજયાના નંદન, મુખ પૂનમનો ચંદ, ભવી તમે.
બોહોતેર લાખ પુરવનું આયુ, વિનીતા નગરી નરીંદ. ભ૦ ૧
ગજ લંછન લંછન નહીં જિનને, જગપતિ જગદાનંદ. ભ૦
સાર્ધ ચોશત ધનુષ પ્રમાણે, કાયા મૃગમદ ગંધ. ભ૦ ૨
વિજય વિમાન થકી ચ્યવિ આવ્યા, અભય થયો જન વૃંદ. ભ૦
જન્મમહોત્સવ સુરગિરી ઉપર, કરતા સકલ સુરિંદ. ભ૦ ૩
પ્રભુમુખ ચંદ્ર નિહાળી વિકસે, મુજમન શુભ અરવિંદ. ભ૦
કરૂણાસાગર સફળ બિરૂદ કરી, દ્યો અક્ષય સુખકંદ. ભ૦ ૪
જન્મ મરણના સંકટ વારો, ટાળો ભવભય ફંદ. ભ૦
પદપંકજ મનમધુકર જંખે, સેવક **સાંકળચંદ.** ભ૦ ૫

—❋—

## અથ શ્રી સંભવનાથ સ્વામીનું સ્તવન.

### માઢ. ભાવથી કરીએ શસ્ત્ર પૂજા આજે—એ રાગ.

પ્રભુ અરજ સ્વીકારો, ભવજળ તારો, સંભવ જિન જયકાર;
ભક્તિ તરંગ હૃદયમાં પ્રકટયો, દર્શન દ્યો સુખકાર. પ્રભુ.
વિનવું પરમ દયાળ, બાળની લેજ્યો સંભાળ;
તારક બિરૂદ કૃપાળ, સફળ કરો પ્રતિપાળ. પ્રભુ. ૧
ધર્મધુરંધર ધીર, મોહ વિજય વડવીર;
દ્યો ભવસાગર તીર, ચરણુ નમાવું શીર. પ્રભુ. ૨

ભવ નાટકના ક્લેશ, વિધ વિધ ભજવ્યા વેષ;
પાર ન પામ્યો લેશ, દ્યો શુભ તત્ત્વ પ્રવેશ.  પ્રભુ. ૩

---

## અથ શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

### સાંભળુ શાં બોલો તમારા રાણી—એ રાગ.

અભિનંદનજિન વંદન કરીએ, વંદન કરીને ભવજળ તરીએ;
લીલા લચ્છી અક્ષય વરીએ, કરીએ, તરીએ, વરીએ, ભવિકજન
અભિનંદનજિન વંદન કરીએ.--  ૧
સિધારથા માતાના જાયા, તાત પ્રભુના સંવર રાયા;
કપિ લંછન કંચન સમ કાયા, જાયા, રાયા, કાયા.-ભ૦ ૨
ત્રણ છત્ર પ્રભુ શિરપર છાજે, સમવસરણે જિનરાજ બિરાજે;
વાણી પાંત્રીશ ગુણ ગણ ગાજે, છાજે, રાજે, ગાજે-ભ૦ ૩
ભવભ્રમણાનો ફેરો વારો, રંક ઉપર કરૂણા જો ધારો;
તારક બિરૂદ સફળ કરી તારો, વારો, ધારો, તારો-ભ૦ ૪

---

## અથ શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

### ઝુલણા છંદ.

ચંગ રણરંગ મંગળ હુવા અતિ ઘણા—એ રાગ.

ગતમાં જાગતો જય પડહ વાગતો, રાગ દ્વેષાદિ દોષો નિવાર્યા;
ાહ મહા યોદ્ધથી તત્ત્વના બોધથી, જય કરી ભવ્યના વૃંદ તાર્યા;
ાપ ત્રિવિધે ટળે, જાપ જપતાં મળે, ઋદ્ધિ ને સિદ્ધિ આવે ઉમંગે;
મતિપ્રભુ આપજ્યો કુમતિને કાપજ્યો, વ્યાપજો સુમતિજિન સર્વ અંગે.
ગ દ્વેષે ભર્યો લોભ લાભે કર્યો, વિકટ વનમાં ફર્યો શીત તાપે;

વિષય કષાય ને આઠ મદ ઠાઠમાં, કાઢીયા લાંઠીયાના પ્રતાપે.
લાખ ચોરાશીના ચક્ર મધ્યે ભમ્યો, વક્ર થઇને રમ્યો નાર સંગે;
સુમતિ પ્રભુ આપજ્યો કુમતિને કાપજ્યો, વ્યાપજો સુમતિજિનસર્વ અંગે.
નરક નીગોદમાં ગર્ભની ખોડમાં, ઉપજ્યો ને ચવ્યો વાર વારે;
દેવ તિરીયંચને મનુષ ભવમાં ભમ્યો, જીવ નહીં વિરમ્યો કોઇ કાળે.
ભૂખને દુઃખના ત્રાસ ઝાઝા સહ્યા, નહીં કહ્યા જાય રસના અભંગે;
સુમતિ પ્રભુ આપજ્યો કુમતિને કાપજ્યો, વ્યાપજો સુમતિજિન સર્વ અંગે.
સંત સંગત કરી શિખ શિર ના ધરી, પરિહરી લક્ષ્મિ પર પ્રાણ લેવા;
કાપ મુજ પાપ પ્રભુ આપ સારી મતિ, જાપ જપું કર્મનો મેલ ધોવા.
**સાંકળચંદે** સ્તવ્યો સુમતિજિન વિનવ્યો, તારજો તાતજી આ પ્રસંગે;
સુમતિ પ્રભુ આપજ્યો કુમતિને કાપજ્યો, વ્યાપજો સુમતિજિન સર્વ અંગે.

---

## અથ શ્રી પદ્મપ્રભજિનનું સ્તવન.

**ઠુમરી. જલ ભરન જાત યમુનાકે ઘાટ—એ રાગ.**

પદ્મપ્રભના પદકજ વંદન, ભવિક ભ્રમર બહુ આવતહેરે;
સંસારસાગર પાર કરણકું, જિનપતિ ઝાઝ કહાવતહેરે. પ. ૧
ત્રણ ભુવનકો નાથ નિરંજન, મુક્તિરાજકો મહાવતહેરે;
રાગ દ્વેષને પ્રથમ નિવારી, વીતરાગપદ પાવતહેરે. પ. ૨
શરદપુનમ શશિ જિનમુખ દેખી, લાજ્યો ક્ષીણતા લાવતહેરે;
કર્મ શત્રુથી વિજય મેળવી, અરિહંત નામ ધરાવતહેરે. પ. ૩
ઘાતી કર્મનો ક્ષય કરી પ્રભુજી, જ્યોતસેં જ્યોત મીલાવતહેરે;
**સાંકળચંદ** સકલ ભવિમંડળ, નિશદિન જિનગુણ ગાવતહેરે. પ. ૪

---

## અથ શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

### ગયો ક્યાં છોડી મને દિલઝાન—એ રાગ.

અરજ સુપાર્શ્વ પ્રભુ અવધાર, નથી કોઇને જગમાં આધાર;
કરી કરૂણા ભવસાગર તાર, અરજ સુપાસ પ્રભુ અવધાર. ૧
ચાર ગતિના ચક્ર ભ્રમણમાં, ભટકયો વારંવાર;
તોપણ પત્તો કાંઈ ન લાગ્યો, કરો ગરીબની વ્હાર. અ. ૨
જીવદયા પ્રતિપાળ જિનેશ્વર, બિરૂદ ધરાવો સાર;
તો કયમ કરૂણા ન કરો સ્વામી, હું રઝળ્યો સંસાર. અ. ૩
અવિનાશી અકલંક સ્વરૂપી, અજર અમર પદ ધાર;
નિરાકાર નિરંજન જ્યોતી, આલંબન આધાર. અ. ૪
પદકજ મનમધુકર થઈ સેવે, **સાંકળચંદ** સવાર;
જૈનસભા કરજોડી માગે, તાર તાર પ્રભુ તાર. અ. ૫



## અથ શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું સ્તવન.

### માલિની છંદ.

જય જય જગ ત્રાતા, વિશ્વ વિખ્યાત દાતા;
પરમ ધરમ ધ્યાતા, સિદ્ધ બુદ્ધે ગવાતા. ૧
શરદ સુશશિ લાજે, ચંદ્ર જિન કાન્તિ દેખી;
વદન મદન ભાળી, અંગ મૂકર્યુ ઉવેખી. ૨
કરમ ભરમ ત્રોડી, પાર સંસાર પામ્યા;
અજર અમર ધામે, જન્મ મરણાદિ વામ્યા. ૩
સુરત વિરત તારી, રાગ દ્વેષાદિ વારી;
અજબ સુરત સારી, વિશ્વ કલ્યાણકારી. ૪

વિમળ કમળ પુષ્પે, અંગ આંગી બિરાજે;
મણિ મુગટ સુશોભા, સ્વામીને શિર છાજે. ૫
ચરણકમળ વંદે, ઇંદ્ર ચંદ્રાદિ દેવા;
જનમ મરણ વારી, આપજ્યો મુક્તિ મેવા. ૬
હૃદય જળધિ મધ્યે, ભક્તિ કલ્લોલ જાગે;
ભવિક ભ્રમર રૂપે, પાદકજ સેવ માગે. ૭

---

## અથ શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

**વંદન કરીએ પ્રભુ તુજ ચરણમાં અમે—એ રાગ.**

સુવિધિનાથ શરણ કરણ આવીયા અમે,
ચરણકમળ અમર ભ્રમર રૂપ થઈ રમે;
સુવિધિનાથ શરણ કરણ આવીયા અમે;
દેવા, સેવા, મેવા, આપો મને આપ, જપું જિન જાપ,
મટે ભવ તાપ, તારજો તમે, સુવિધિનાથ શરણ૦
જુક્તિ, ભક્તિ, મુક્તિ, આપો શિરતાજ, ગરીબનિવાજ,
નમું જિનરાજ, સકલ સુર નમે, સુવિધિનાથ શરણ૦

---

## અથ શ્રી શીતળનાથ સ્વામીનું સ્તવન.

થયા છોરે પતિ તેજ પ્યારી તનના—એ રાગ.

પ્રભુ છોરે દીનવત્સળ શીતળ શીતળજિનવર દેવ,
નંદા જાયા કંચન કાયા દ્રઢરથ રાયા નંદ;
બલિહારી, જઊં વારી, જયકારી, જિન તારી,
પ્રભુ પ્યારા અહનિશ મનવશિ તારા ચરણકમળની સેવ.

મોહનગારી મૂરતિ તારી, મંગળકારી દેહ;
સુખકારી, અવિકારી, છબિ તારી, ઉર ધારી,
ત્હેં તાર્યાં અગણિત નરનારી ભવવારિથી સ્વયમેવ. પ્ર૦ ૨
જૈનસમાજ ભવિક જનમંડળ, માગે અવિચળ રાજ;
ઉદ્ધારો, ભવ તારો, દુઃખ વારો, અવધારો,
ગુણગ્રામી ભદ્દીલપુરના સ્વામી અંતરજામી દેવ. પ્ર૦ ૩



## અથ શ્રી શ્રેયાંસનાથ પ્રભુનું સ્તવન.

### મોહન મુખડાં બતલાનારે—એ રાગ.

પધારો પ્રભુ મન મંદિરીએરે,
અનુભવરસ રંગરેલ છેલ કરૂં, મન મંદિરીએરે, પધારો. ટેક.
શ્રી શ્રેયાંસ જિન જય પરમેશ્વર, અજર અમર પદવી જગદિશ્વર;
ભવિજન મનકજ કરે વિકસ્વર, દર્શન કરીએરે.—પધારો પ્રભુ. ૧
શાંત સુધારસ મૂરતિ સુંદર, પ્રણમે પ્રભુના પાય પુરંદર;
અંતરજામી ધર્મધુરંધર, ઉરકજ ધરીએરે.—પધારો૦ ૨
ત્રણ ભુવનનો નાથ નિરંજન, મોહવિજય કરી કર્મ નિકંદન;
દોષ અઢાર રહિત ભયભંજન, વંદન કરીએરે.—પધારો૦ ૩
પૂરવ પુન્ય પ્રતાપે મળીયા, જિનવર જપતાં ટુટયાં દળીયાં;
પાપ તિમિર સવી દૂરે ટળીયાં, ભવજળ તરીએરે.—પધારો૦ ૪
ત્રિકરણ યોગે પૂજા કરીએ, આતમ અર્પણ જિનપદ ધરીએ;
સંસારસાગર ઝટપટ તરીએ, શિવસુખ વરીએરે.—પધારો૦ ૫

## અથ શ્રી વાસુપૂજ્ય સ્વામીનું સ્તવન.—રાગ લાવણી

પુરની શોભા કહું સાર, ઉર ધરિ પ્યાર, રણો સૌ યારો. એ રાગ.

જય વાસુપૂજ્ય જિનરાજ, હાથ તુજ લાજ, કાજ મમ સારો;
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો;
મેં કર્યાં કઠોર કુકર્મ, ધર્મનો મર્મ લેશ નહીં જાણ્યો;
તુજ શિક્ષા ન ધરી કાન માન લેપાણો;
હું વિષયઅંધ મતિમંદ, પડ્યો ભવફંદ, દશા થઈ કેવી;
કરી કુડ કપટ છળભેદ પ્રિયા પરસેવી,
પર નિંદા વિકથા કરી, શરમ નહીં ધરી, કર્યા કુવિચારો;
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૧
પર ધન હરવા પરપંચ, કરી બહુ સંચ, પરિગ્રહ જોડ્યો,
નીતિ ધર્મ ઉલંઘી કુમત કુપંથે દોડ્યો,
તજી કુળાચાર વ્યવહાર, ધરી શિર છાર, અધમ મકલાયો;
મદ આઠ ઠાઠમાં મસ્ત બની છલકાયો.
જર જમીન જોરૂનું જોર, મગજમાં તોર, વધ્યો વિષ ક્યારો;
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૨
પૂરવ ભવ પુન્ય પસાય, મળ્યા જિનરાય, કળ્યા નહી દેવા;
સરધા તજી કુગુરૂ કુદેવ કરી મેં સેવા.
સમકિતનો તત્ત્વ ન લહ્યો, ભારભૂત થયો, બધે ભટકાયો;
બગલો થઈ જગને ઠગી હૃદય મકલાયો;
તજી સદાચાર મરજાદ, કર્યો વિખવાદ, કષાય વધાર્યો,
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૩
ગતિ ચાર ચક્રમાં ભમ્યો, પરાભવ ખમ્યો, રમ્યો પરભાવે;

નિજ છિદ્ર ઉવેખી પર અવગુણમાં જાવે.
વિધ વિધ ભજવ્યા મેં વેષ, તાપ શીત ક્લેશ, સહ્યા ભવોભવમાં,
કહેતાં નહીં પામું પાર બળ્યો ભવદવમાં.
ભવ નાટકના બહુ પાઠ. ભજાવ્યા ઠાઠ, રહ્યો નહીં આરો;
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૪
કરૂં વાર વાર પોકાર, જગતપતિ તાર, હવે થઇ ઝાઝી,
પ્રભુ જીવદયા પ્રતિપાળ કીર્તિ રહી ગાજી.
શરણાગત રક્ષક નામ, ગાય ગુણ ગ્રામ, કરે સુર સેવા,
પ્રભુ પામરપાળ દયાળ તારજ્યો દેવા.
કરજોડે **સાંકળચંદ**, જયો જિનચંદ, મરણભય વારો;
તુજ દાસ કરે પોકાર અરજ અવધારો. ૫



## અથ શ્રી વિમળનાથ સ્વામીનું સ્તવન.

### રાગ રામગ્રી. વૈદરભી વનમાં વલવલે—એ રાગ.

વિમળ વિમળમતિ આપજ્યો, કરી પ્રભુ સુપસાય;
વિમળદૃષ્ટિ વૃષ્ટિ થતાં, પાપ પંક ધોવાય. વિમળ. ૧
મોહ મદિરા પાનથી, ભૂલ્યો સકળ સંસાર;
છેદન ભેદન સંકટો, સહ્યાં જીવે અપાર. વિમળ. ૨
ગર્ભાવાસની વેદના, મળ મૂત્ર નિવાસ;
મસ્તક નીચું રાખીને, પામ્યો દુઃખ ને ત્રાસ. વિમળ. ૩
નરક નિગોદ વિષે ગયો, ભમ્યો ભવ કાંતાર;
તાડન તર્જન કષ્ટનો, કહેતાં નાવે પાર. વિમળ. ૧
દેવગતિ પુન્યે મળી, કર્યો વિષય વિનોદ;

તત્ત્વ વાત જાણી નહીં, રાગ રંગ પ્રમોદ. વિમળ. ૫
નરભવ ઊત્તમ યોગથી, પામ્યો છું જગનાથ;
દશ દૃષ્ટાંતે દોહિલો, મળ્યો પામર હાથ. વિમળ. ૬
આર્યક્ષેત્ર ઉત્તમ કુળે, પામ્યો જન્મ મહારાજ;
વિષયઅંધ મતિ મંદથી, કર્યું વિપરીત કાજ. વિમળ. ૭
રાગ દ્વેષ રિપુ બે ભળ્યા, મળ્યા ચાર કષાય;
આઠ મદે ઘેર્યો મને, લૂંટયો ભવરણમાંય. વિમળ. ૮
આશા ઊમ્મર જેવડી, તૃષ્ણાનો નહીં પાર;
જીવવું થોડું જગતમાં, ઘણો કરવો પ્રચાર. વિમળ. ૯
નિરાગી તું સાહેબા, હું તો રાગી અનાથ;
કરૂણાનિધિ કરૂણા કરી, ગ્રહો સેવક હાથ. વિમળ. ૧૦
દાયક આગળ યાચતાં, નહીં યાચકને લાજ;
સેવક **સાંકળચંદને**, આપો અવિચળ રાજ. વિમળ. ૧૧



## અથ શ્રી અનંતનાથ સ્વામીનું સ્તવન.

હોરી. શામરે મત ડારો પિચકારી—એ રાગ.

અનંતજિન જઉં બલિહારી, બલિહારી તોરા ચરણ કમળની;
શરણ કરણ છબિ સારી, તારણ તરણ નિવારણ ભવભય;
મોહ વિજય અવિકારી, જગતગુરૂ જય જયકારી. અ૦ ૧
શાંત સુધારસ સરસ છબિલી, મૂરતિ મંગળકારી,
સકલ સુરાસુર સેવિત જિનપતિ, ત્રિભુવન જન ઉપકારી;
ગાઊં તુજ ગુણ લલકારી. અનંત જિ૦ ૨
અજબ બની આંગી પ્રભુ અંગે, મુગટ મણી શિર ધારી;

હાથ બિજોરૂં બાંહ્ય બેરખા, બાજુબંધ મનોહારી;
છત્ર ત્રણ શિરપર ભારી. અનંત જિ૦ ૩
મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી સારી,
માળ ઠવું મારા જિનજીને કંઠે, હૃદય કમળ મળ વારી,
કરત નૃત થેઈ થેઇકારી, અનંત૦ ૪
કરમ નિકંદન ભવભય ભંજન, વંદે સુર નર નારી;
ભારતી શિશુની અરજ સ્વીકારી, દ્યો ભવજળધિ ઉતારી,
**સાંકુળચંદ** પ્રણમે સવારી. અનંત૦ ૫

—→⁂:o:⁂←—

## અથ શ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

### થયાછોરે પતિ તેજ પ્યારો તનના—એ રાગ.

જયકારી પ્રભુ ધરમ જિનેશ્વર, પરમ ધરમ દાતાર;
સુખદાતા જગત્રાતા શાતા, કર મમ દેવ દયાળ;
જયવંતા, ભગવંતા, ગુણવંતા, અરિહંતા,
કાપો મુજ પાપો આપો અવિચળ સુખ, કરી ભવજળ પાર. જ૦
કરમ મરમના ભરમ નિવારો, ધર્મધુરંધર દેવ;
અવધારો, ભયવારો, ઉદ્ધારો, જિન તારો,
પ્રભુ કાજ સુધારો વિજય વધારો, ભારતી શિશુ જયકાર.. જ૦

—⁂—

## અથ શ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન.

### ક્યાંથી આ સંભળાય, મધુર સ્વર ક્યાંથી—એ રાગ.

ઉતારો ભવપાર શાંતિજિન, ઉતારો ભવપાર. એ ટેક.
નરભવ પામી કામી ક્રોધી, હાર્યો ભવ આવાર;

રાગ દ્વેષ રિપુ દળમાં પેઠો, ન લહ્યો તત્ત્વ લગાર. શાંતિ० ૧
ફટ ફટ હૈયા નફ્ફટ કપટ કરી, તરીએ કયમ સંસાર;
ડુબ્યો ભવસાગરમાં સેવક, બાંહ્ય ગ્રહીને તાર. શાંતિ० ૨
વિષય અંધ મતિ મંદપણાથી, પર રમણીપર પ્યાર;
બગપરે ઠગ થઈ જગને ધૂતી, કીધો કેર અપાર. શાંતિ० ૩
હું અનાથ તું નાથ કૃપાળુ, સઘળો તુજ આધાર;
રંક ઉપર કરૂણા કર સાહિબ, દાસ કરે પોકાર. શાંતિ० ૪
અર્પો આતમ મેલ નિવારી, જિન ચરણે ચિત્ત ધાર;
રાગ દ્વેષનો વિજય કરો તો, પામો ભવજળ પાર. શાંતિ० ૫

## અથ શ્રી કુંથુનાથ સ્વામીનું સ્તવન.

રે ના બોલો આવી વાત—એ રાગ.

વશી ઉર ભક્તિ કુંથુનાથ, જુક્તિથી મુક્તિ સાધી, વશી.
જડ કર્મ નિકંદન વીર, ભવ તાપ નિવારણ નીર,
જય ધર્મ ધુરંધર ધીર, જય ધર્મ ધુરંધર ધીરરે,
ઉર ભક્તિ કુંથુનાથ, વશી ઉર ભક્તિ કુંથુનાથ. જુ०

સાખી.

મિથ્યા તિમિર હઠાવવા, કરવા જ્ઞાન વિકાશ;
ભવિજન મનકજ બોધવા, અભિનવ ભાનુ પ્રકાશ.
જુક્તિથી મુક્તિ સાધી, વશી ઉર ભક્તિ કુંથુનાથ;
ગતિ ચાર નિવારી નાથ, મેળવ શિવપુરનો સાથ.
ભવ બુડતાં ઝાલો હાથ, ભવ બુડતાં ઝાલો હાથરે. ઉર ભ०

## અથ શ્રી અરનાથ સ્વામીનું સ્તવન.

આવો આવોને સરવ મળી જિન ગુણ ગાવો—એ રાગ.

ધ્યાવો ધ્યાવોને ભવિક મળી અરજિન ગાવો,
કેસર સુરખ રંગ, કસ્તુરી બરાસ સંગ, જિનજીને ચોળી અંગ;
ભક્તિ ઉર ઉભરાય, આનંદ થાય, અઘ મળ જાય જપતાં,
દેખીને પ્રભુ મુખ ચંદ્ર ચકોર ચિત્ત ન્હાવોને લ્યો ભવ લ્હાવો.
ધ્યાવો ધ્યાવોને ભવિક મળી અરજિન ગાવો. ૧
કંસ તાળને મૃદંગ, સુર વિણાનો અભંગ, ગાન તાન એક રંગ,
નાચે થેઈ થેઇકાર, ગાય નરનાર, જિન દરબાર માંહી,
આવીને ચંદ ઇંદ વૃંદ નરિંદ ગુણ ગાવો ન ફરી ભવ પાવો. ધ્યા૦
જાઈ જુઈ અંગ રંગ, બેરંગી ગુલાબ ચંગ, માલતી મોગર સંગ,
ગુંથી ફુલની માળ, ભારતિ બાળ, કંઠ વિશાળ જિનને,
ધરી આનંદકંદ અંગ ઉમંગ રંગ લાવોને શિવ સુખ પાવો. ધ્યા૦



## અથ શ્રી મલ્લીનાથ સ્વામીનું સ્તવન.

દેખ્યા ભાઇ દુઃખના દહાડા હો—એ રાગ.

મલ્લીજિન પાર ઉતારોરે, મલ્લીજિન પાર ઉતારો,
મુજરો જિનપતિ મારો માની લીજીએ;
ભવોદધિ બુડતાં તારોરે, ભવોદધિ બુડતાં તારો,
તુજ કરૂણા રસ અમૃત પ્રેમે પીજીએ.

સાખી.

ભવ ચક્રમાં સાથે ભમ્યા, સુખ દુઃખ સાથે અનુભવ્યાં;
પુન્ય બળથી પ્રભુ થયા, મ્હેં ચાર ગતિ સંકટ સહ્યાં.

પ્રીતે મળ્યા હેતે હળ્યા, તો બુડતાં તારો તમે;
જગ તાત કરૂણા કીજીએ, ભવ કૂપમાં પડીયા અમે. મ૦ ૧
સંસારના કાંતારમાં, ભૂલો પડ્યો રખડ્યો પ્રભુ,
નહીં નીર પામ્યો તીર પામ્યો, કીચ ભવ પડિયો વિભુ;
પાપો કર્યાં દ્રવ્યો હર્યાં, વળિ કૃત્ય કૂડાં મેં કર્યાં,
નિજ બાળ જાણી માફ કરજ્યો, તાપ સૌ કરજ્યો પરા. મ૦ ૨

## અથ શ્રી મુનિસુવ્રતસ્વામીનું સ્તવન.

### હરિગીત છંદ.

દેવાધિ દેવા ચરણ સેવા નિત્ય મેવા આપજ્યો,
દુરવાર આ સંસારના કાંતારનું દુઃખ કાપજ્યો;
જિનરાજ જગ શિરતાજ ગરીબનિવાજ લાજ વધારજ્યો,
મુનિસુવ્રતસ્વામી મ્હેર કરી સંસાર સાગર તારજ્યો. ૧
કરી કર્મ રિપુ ચકચૂર જય ભરપૂર ભવ રણમાં કરે,
જઈ મુક્તિનગરે રાજ્ય સ્થાપ્યું જય પતાકા ફરફરે;
જિન તરણ તારણ ભય નિવારણ જન્મ મરણ નિવારજ્યો,
મુનિસુવ્રતસ્વામી મ્હેર કરી સંસાર સાગર તારજ્યો. ૨
શકુનિકા વિહારે કીર્તિ ભારે ભૃગુપુરે ભગવંતની,
બહુ સંઘ આવે ભક્તિભાવે યાત્ર શ્રી અરિહંતની;
જિન જાપ જપીએ પાપ ખપીએ આધિ વ્યાધિ વિદારજ્યો,
મુનિસુવ્રતસ્વામી મ્હેર કરી સંસાર સાગર તારજ્યો. ૩
હે દેવ પરમ દયાળ પામરપાળ અરજ સ્વીકારજ્યો,
દ્યો સુમતિ સારી કુમતિ વારી કૃતિ અમારી સુધારજ્યો;

તુજ દાસ **સાંકળચંદ** કહે શુભ છંદ સ્તુતિ અવધારજો,
મુનિસુવ્રતસ્વામી મ્હેર કરી સંસાર સાગર તારજો. ૪

## અથ શ્રી નમિનાથસ્વામીનું સ્તવન.

રાગ માઢ. મારી નિર્મળ પ્રાણની પ્યારિને,–એ રાગ.

નમિનાથ પ્રભુને નિરખીને હું હરખુંરે હો આજ,
ખોટ ખજાને ન મંગે સાહિબ, અભરાભર ભંડાર,
દાયક બિરૂદ ધરાવો જગમાં, યાચક કરે પોકાર,
પાય લાગું માફી માગું, લાજ મારી રાખો જિણંદ. નમિ૦ ૧
અભિનવ જ્ઞાન દિવાકર નિરખી, હૃદય કમળ વિકસાય,
ભક્તિ તરંગ ઊઠ્યો જે અંતર, તે કયમ કરી શરમાય,
બાળની સંભાળ લેજો વારી ભવ ભય ભીડ. નમિ૦ ૨
જન્મ મરણનો ફેરો વારો, ટાળો ભવ જંજાળ,
કર્મ રિપુ ભવરણ સંહારો, પામર પાળ દયાળ,
ભારતી શિશુની અરજ સ્વીકારી આપો મુક્તિ રાજ. નમિ૦ ૩



## અથ શ્રી નેમિનાથસ્વામિનું સ્તવન.

પ્રેમનો કોલ દીજો રાજકુમાર.–એ રાગ

નેમ પ્રભુ યદુ કુળના શણગાર, મારા પ્રીતમ પ્રાણ આધાર,
તમને કરગરૂં વારંવાર, નેમ પ્રભુ. એ ટેક.
રાજુલ સતિ શિરોમણીરે, ઓલગ કરે અપાર;
નેમ નગીના નવ ઘટેરે, પરિહરવી નીજ નાર. નેમ૦ ૧

તોરણથી રથ ફેરવોજી, પશુનો સુણી પોકાર;
નવ ભવ નેહ નિવારીયોરે, નહીં જાદવ આચાર. નેમ૦ ૨
રંગ રસીલા સાહેબારે, મમ હૈયાના હાર;
છેલ છબિલા છેડલોરે, છોડું નહીં નિરધાર. નેમ૦ ૩
વિરહ પડ્યો ક્ષણ કંથનોરે ખટકે કલ્પ સમાન;
રશીયા ઉર વશિયા પ્રભુરે, ક્ષણ નવ ચૂકું ધ્યાન. નેમ૦ ૪
અબળા પર કરૂણા કરોરે, નાથ સબળ આધાર;
બ્રહ્મચારી યદુનાથજીરે, સુણો પ્રિયા પોકાર. નેમ૦ ૫
હાથ ન ઝાલ્યો ચોરીમાંરે, તો શિર પર દ્યો હાથ;
દીક્ષા શિક્ષા આપીનેરે, મેળવ શિવપુર સાથ. નેમ૦ ૬

---

## અથ શ્રી પાર્શ્વનાથસ્વામીનું સ્તવન.

આ શું આંસુ કે ચોમાસું આવ્યું આંખમાં–એ રાગ.

સુખકર શંખેશ્વર જગદિશ્વર દેવ દયાળ છો,
ભાળ વિશાળ કૃપાળ જિનેશ્વર પામરપાળ છો, એ ટેક.
વામા નંદન ચંદન ચરચી, વંદન કરીએ આજ;
શિવસુખ દાતા ત્રિભુવન ત્રાતા, આપો અવિચળ રાજ. સુ૦ ૧
શ્રીપતિએ સંભાર્યા સ્વામી, પ્રકટ્યા પારશ્વનાથ,
જરા નિવારી વિજય વધારી, જાદવ કર્યા સનાથ. સુખ૦ ૨
શંખનાદ કરી શંખેશ્વરજી, બિરૂદ ઠવે નર રાય;
સ્વર્ગ મૃત્યુ પાતાળ પ્રભુજી, ચિરંકાળ પૂજાય. સુખ૦ ૩
વંધ્યાને ઘર પુત્ર પારણું, દીન ઘર લક્ષ્મિનિધાન;
અંધ નેત્ર નવપલ્લવ પ્રકટે, ધરે પ્રભુનું ધ્યાન. સુખ૦ ૪

નામ સ્મરણથી રોગ શોક ભય, ઉભય વર્ગના 'જાય;
સાંકળચંદ સમાજ સરસ્વતિ, હરખે જિન ગુણ ગાય. સુખ૦ ૫



## અથ શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

**શીદ કલ્પાવો સતાવો હું છું રંક જરા જૂવો—એ રાગ.**

વીર મ્હેર કરો ઉદ્ધારો તારો પામર પાલક ધારક શ્રી જગનાથ,
સુખકારી, દુઃખહારી, નિરધારી જિન તારી વિસ્તારી કીર્તિ હે નાથ;
જય જય શ્રી જિન ભવભયભંજન વંદન જોડીને હાથ, વી. ૧
હરખીને નિરખી મ્હેં પરખી ન સરખી મૂરતિ તુજ સમ શાંત,
ત્યાગી નિરાગી સૌભાગી વૈરાગીથી લાગી લય એકાન્ત, વી. ૨
અશરણશરણ હરણ ભય તારણ તરણ દયાળુ મહારાજ.
તારક મોહ નિવારક ધારક વારક સંકટ શ્રી જિનરાજ, વી. ૩
આધિ ઉપાધિની વ્યાધિ વધારી ન કીધી સમાધિ લગાર,
આદિ અનાદિથી સાધી ન સાદિ ને વાદિથી વાદ વધાર્યો અપાર. વી. ૪
સેતાની મસ્તાની નાદાની અજ્ઞાની બગડ્યાની હું છું અનાથ,
ધ્યાની વિજ્ઞાની ને દાની અમાની તું રંક ઉપર કરૂણા કર નાથ. વી. ૫

## ઇતિ શ્રી ચોવીશી સમાપ્ત.



સૃષ્ટિમાં અમૃત વૃષ્ટિ, આજતો વરશી રહી—એ રાગ.

પાસજી સુદૃષ્ટિ વૃષ્ટિ, આજતો ઝાઝી થઈ;
મુડેવાજી મ્હેર કરી, પાપ પંક ગયો વહી. પાસજી. ૧
પ્રસન વદન શાંત છબિ, ઈંદુસમ કાન્તિ ભઇ;
તેજ ભાળી ભાનુ લાજ્યો, અસ્ત ગતિ વેગ લહી. પાસજી. ૨

રૂપ દેખી કામદેવે, વપુ ઊર્યેખ્યું લાજ ગ્રહી;
ભક્તની કર વ્હાર સ્વામી, કીર્તિ જગ ગાજી રહી. પાસજી. ૩
નામથી શુભ કામ સીઝે, ધવળ મંગળ થાય સહી;
ઋદ્ધિ સિદ્ધિ વૃદ્ધિ બુદ્ધિ, સંપદા સૌ થાય મહી. પાસજી. ૪
આજતો આનંદકંદ, પાસજીની ભેટ થઇ;
લીલાંલ્હેર લીલાંલ્હેર, વિશ્વમાં વ્યાપી રહી. પાસજી. ૫

---

શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો—એ રાગ.

શ્રી જિનચંદ્ર સજન વૃંદ આજ નાચી રહ્યો,
નાચી રહ્યો રંગ રાચી રહ્યો, શ્રી જિન ચંદ્ર૦

સાખી.

થનક થનક તાથેઈ કરી, ઠમકે ભૂતળ પાય;
તાળી લઈ ફુદડી ફરે, ભવનો ફેરો જાય.
કંસ તાળ ને મૃંદગ અંગમાં ઉમંગ રંગ,
વાગે છે વિણા સુવૃંદ રાજી થયો, નાચી રહ્યો રંગ ૧

સાખી.

સુરવર નંદીશ્વર કરે, અઠ્ઠાઈ મહોત્સવ સાર;
નાટક નવરંગે કરી, વરતાવે જયકાર.
ભવિ જન મન વિકસે, નાથ સ્તવન ઉચરતાંરે,
રાવણ જિનપદ લહે સાર, નાટક કરતાંરે,

સાખી

કેસર ચંદન ઘન ઘશી, ચરચું અંગ વિશાળ;
માલતિ મોંગર પુષ્પની, જિન કંઠે ધરૂં માળ.

પુષ્પની સુગંધ અંગ ધૂપ દીપનો પ્રસંગ,
રંગ રાગ ગાન તાન ગાજી રહ્યો, નાચી રહ્યો રંગ. ૨

---

**જય જય જય કૌસંબી નૃપતિ, જસ વાધ્યો દેશ વિદેશ—એ રાગ**

જય જય જય વનિતા નગરી, સ્વામી પ્રણમું રીખવજિનેશ,
વંદે પાય પુરંદર ધર્મધુરંધર સારે સેવ સુરેશ, જય જય જય,
જિનરાજ........જગતાજ........

પ્રસન વદન મદન કાન્તિ, પામરના પરમેશ.
જુક્તિથી ભક્તિ કરૂં ભલી ભાતે, દ્યો મુક્તિ વિશ્વેશ;
ભવના નાટકમાં ભટકીને વિધ વિધ ભજવ્યા વેષ,
સેવક જાણી કાપ કૃપાળુ ભવ દાવાનળ કલેશ, જય જય જય,
મહારાજ........કરો સાજ.

ચરણકમળ ભ્રમર થઇને શરણે રહું હંમેશ,
જન્મ જરા મરણાદિ વારો માગું પ્રભુ આદેશ,
પદપંકજ પ્રણમું પ્રભુ અહનિશ જયવંતા ઋષભેષ,
આપનો બાળ કૃપાળ દયાળુ માગે તત્ત્વ પ્રવેશ, જય જય જય.



**જા હવે શાખ-મુખ નવ ભાખ—એ રાગ.**

જય જગનાથ, ઝાલી હાથ, શિવપુર સાથ, મેળવ તાત,
દૂર કર પ્રભુ મમ અધમ કૃતિ, દ્યો સુમતિ, હૃદય રતિ,
પ્રભુ તું દયાળ, બાળને સંભાળ,
દુરવાર, સંસાર, નિસ્તાર, ભવ પાર, કરનાર તું,

જય જગનાથ ઝાલી હાથ શિવપુર સાથ, મેળવ તાત,
દૂર કર પ્રભુ મમ અધમ કૃતિ, દયો સુમતિ, હૃદય રતિ.

---

કર કરૂણા જગનાથ ગરીબપર કર કરૂણા જગનાથ—એ રાગ.

શ્રી ચિંતામણી પાસ, આશ પુર શ્રી ચિંતામણી પાસ,
ભક્ત કરે અરદાસ, આશ પુર શ્રી ચિંતામણી પાસ,
ચિંતામણુજી ચિંતા ચૂરો, મન ઇચ્છિત વાંછિત સૌ પૂરો,
રાગ દ્વેષ વૈરી ચકચૂરો, તું અભિનવ સુરતરૂ અંકુરો,
પ્રકટ્યો જ્ઞાન દિવાકર સૂરો, (ગદ્ય) હે તાત મારાં પાપ માફ કરો.
ટાળો કુમતિ કુવાસ, અનાદિ ટાળો કુમતિ કુવાસ. આશ. ૧
વામાનંદન પાપનિકંદો, અશ્વસેન સુત પૂનમચંદો;
ઈક્ષ્વાકુ શુભ વંશ આનંદો, અહિ લંછન ચરણે સુખકંદો,
પાર્શ્વનાથ પદપંકજ વંદો, (ગદ્ય) તારૂં ધ્યાન મહા મંગળિક છે.
આપો અચળ નિવાસ, સદા શુભ આપો અચળ નિવાસ. આશ. ૨
શ્રીપતિને પડી ભીડ અપારી, ન્હવણથકી ત્હેં જરા નિવારી,
કમઠ ધરણ સમતુલ્ય તમારી, રોષ તોષ નહીં કર્યો લગારી,
વીતરાગ પદ પામ્યા ભારી, (ગદ્ય) તારા નામથી મહાભય ટળેછે.
કર શુભ જ્ઞાન પ્રકાશ, પાસજી કર શુભ જ્ઞાન પ્રકાશ. આશ. ૩
ભવભયભંજન ભીડ નિવારો, અજર અમર અઘ ઓઘ વિદારો,
રંક ઉપર કરૂણા જો ધારો, ભવજળથી સેવકને તારો,
ચાર ચોરનો ભય પ્રભુ વારો, (ગદ્ય) સન્મુખ જો સેવક કરગરે છે.
જન્મ મરણનો ત્રાસ, નિવારો જન્મ મરણનો ત્રાસ. આશ. ૪
રાજપુરે જિનરાજ બિરાજે, શામળીયો મનમંદિર ગાજે,

ત્રણ છત્ર શિર ઉપર છાજે, ભામંડળ પ્રભુ પાછળ રાજે,
દેવનો દેવ સકળ શિર તાજે, (મહારાજ મને તારો હું ડૂબું છું)
સભા સરસ્વતિ આશ, પૂરો પ્રભુ સભા સરસ્વતી આશ. આશ. ૫

## અથ શ્રી મૂડેવાજી પાર્શ્વનાથનું સ્તવન.

### રે ના બોલો આવી વાત—એ રાગ.

નમું મૂડેવા પાર્શ્વનાથ, ભક્તિથી પાય લાગું. નમું.
જિન શાસનના શણગાર, ઉતારો ભવજળ પાર;
કેવળકમળા ઉર હાર, કેવળકમળા ઉર હારરે. મૂડેવા.

સાખી.

પુરિસાદાણી પાસજી, પામર પાળ દયાળ,
અશરણ શરણ નભાવજો, ટાળો ભવ જંજાળ;
ભક્તિથી પાય લાગું, નમું મૂડેવા પાર્શ્વનાથ,
જિન ત્રિભુવન તિલક સદાય, પ્રણમે **સાંકળચંદ** પાય,
સરસ્વતી સભા ગુણ ગાય, સરસ્વતી સભા ગુણ ગાયરે,
મૂડેવા પાર્શ્વનાથ, ભક્તિથી પાય લાગું, નમું મૂડેવા પાર્શ્વનાથ.

## અથ શ્રી નેમિનાથ સ્વામીનું સ્તવન.

### તાલ દીપચંદી-મોહોલે પધારો મહારાજ—એ રાગ.

સુણો નેમ પ્રિયા પોકાર, અરજ તુમ દાસી ઉચ્ચારે,
મારા પ્રાણજીવન આધાર, અરજ તુમ દાસી ઉચ્ચારે;
પ્રભુ યદુકુળના શણગાર, અરજ તુમ દાસી ઉચ્ચારે,

નેંમ નગીના નવ ઘટે, પરિહરવી નીજ નાર.
તોરણુથી રથ ફેરવો, નહીં જદુકુળ આચાર. અ૦ ૧
નવ ભવ નેહ નિવારીયો, પશુને સુણી પોકાર;
જીવદયા પ્રતિપાળ છો, ધરી સ્નેહ કરો સ્વીકાર. અ૦ ૨
નાથ સબળ છો જગધણી, હું અબળા નિરધાર;
કરૂણા કયમ આણો નહીં, પ્રભુ કરગરૂં વારંવાર. અ૦ ૩
બ્રહ્મચારી યદુનાથજી, નિરાગી ભગવાન;
રાગવશે રંગાય નહીં, હુંતો ભૂલી ગઈ નિજ ભાન. અ૦ ૪
હાથ ન ઝાલ્યો ચોરીમાં, તો શિરપર ઘો હાથ;
અરજ સુણો મમ સાહેબા, શુભ દીક્ષા ઘો જગનાથ. અ૦ ૫
રાજુલ સતી શિરોમણી, પ્રભુ પાસે વ્રત લીધ;
ભારતી શિશુ પ્રણમે સદા, થયાં દંપતી અંતે સિદ્ધ. અ૦ ૬



## અથ શ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન.

### પામ્યો પામ્યો પદમણી આવી હો—એ રાગ.

દીઠા દીઠા જગતગુરૂ દેવ હો, પ્રભુ શાંતિ જિણંદ જયકારી;
શાંત સુધારસ છે છબી તારી, મનહર મૂરતિ મોહનગારી;
તારો તારો વિભો ભવ વારી હો. પ્રભુ શાંતિ. ૧
ધર્મધુરંધર ધીર છબીલો, સ્યાદવાદ શુભ પક્ષ રંગીલો;
જગસ્વામી જગત ઉપકારીહો. પ્રભુ શાંતિ. ૨
ચોત્રીશ અતિશય પ્રભુને છાજે, વાણી પાંત્રીશ ગુણ ગણુ ગાજે;
ભાવે ગાવે સભા જૈન સારી હો. પ્રભુ શાંતિ. ૩



## અથ શ્રી માહાવીર સ્વામીનું સ્તવન.

### પ્રેમનો કોલ દીઓ રાજકુમાર—એ રાગ.

જગતગુરૂ જય જય શ્રી મહાવીર, પ્રભુ ધર્મધુરંધર ધીર;
ઉતારો ભવજળ તીર, જગતગુરૂ જય જય શ્રી મહાવીર.
શાસન નાયક તું વડોરે, જગમાં શ્રી મહાવીર;
ભવરણુ રંગ રચી કર્યોરે, મોહ વિજય વડ વીર. જગત૦ ૧
સમવસરણુ પ્રભુ દેશનારે, મધુર ધ્વનિ મહારાય;
સરસ સુધારસ સિંચતાંરે, ભવિજન મન વિકસાય. જ૦ ૨
ભવદવ તાપ સમાવવારે, શ્રી વીર નિરમળ નીર;
કર્મ રિપુ સંહારવારે, મહા મલ્લ મહાવીર. જ૦ ૩
પતિત જન પાવન કરેરે, બાંહ્ય ગ્રહી જગતાત;
સેવક કર જોડી કહેરે, વાત સુણો એકાન્ત. જ૦ ૪
કરૂણાસાગર તારજ્યોરે, કરી કરૂણા જગનાથ;
જૈન સભા ભવિવૃંદનોરે, બૂડતાં ઝાલો હાથ. જ૦ ૫



## અથ શ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

### તાતનો ભરૂંસો નથીરે, મનેરે મારા તાતનો—એ રાગ.

ધર્મજિણંદ ભજોરે, ચેતન પ્યારા, ધર્મજિણંદ ભજોરે;
ધ્યાન સુધારસ પાન કરીને, માન અજ્ઞાન તજોરે. ચેતન૦
ધર્મજિનેશ્વર સાહેબો, પરમ ધર્મ દાતાર;
કર્મ મર્મ વેધક પ્રભુ, જિન શાસન શણગાર. ધ૦ ૧
મોહ મહા મલ્લ યોદ્ધથી, ઘોર કરી સંગ્રામ;
ભવરણુ રંગ વિજય કરી, પામ્યા અક્ષય ધામ. ધ૦ ૨

સરણાગત રક્ષક પ્રભુ, ભવસાયરમાં ઝાઝ;
દુર્ગતિ પડતા પ્રાણીને, આલંબન જિનરાજ. ધ૦ ૩
જાપ જપે તુજ નામનો, ખપે પાપ ચિરકાળ;
ધ્યાન ધરે મતિમાન જે, તસ ઘર મંગળમાળ. ધ૦ ૪
જય કર જૈન સમાજનો, કાજ સુધારો નાથ;
સકળ ભવિકજન વૃંદને, મેળવ શિવપુર સાથ. ધ૦ ૫

---

સખીયો નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીયેરે.—એ રાગ.

જય જય વામાનંદન પાપ નિકંદન પાસજીરે,
ચંદન ચરચી વંદન કરીએ આપણુ આજ;
ભવ ભયભંજન જન મન રંજન દેવ દયાળ છોરે,
ધારક દુર્ગતિ પડતા જનને તારક ઝાઝ;
ભવિજન ભાવે ભજીએ શ્રી ચિંતામણી પાસજીરે.
શાંત સુધારસ સિંચતી, મનહર છબી મહારાજ;
પ્રસન વદન મદનાકૃતિ, સમ ફણી શિરતાજ.
સજ્જન મનકજ વિકસે જિન મુખ ચંદ્ર નિહાળતાંરે,
નિરાગી ત્યાગી વડભાગી શ્રી જિનરાજ. ભવિ. ૧
કમઠ ધરણપર સમવૃત્તિ, રોષ તોષ નહીં થાય;
વીતરાગ પદ પામતાં, દ્વેષ રહ્યો નહીં કાંય.
પડી ભીડ ભારી જાદવ જરા નિવારી સાહ્યબારે,
કરૂણાસાગર ગુણ મનગાગરમાં નહીં માહ્ય. ભ૦ ૨
આધિ વ્યાધિ ઉપાધિથી, રઝળ્યો કાળ અનંત,
તત્ત્વ ન પામ્યો તાતજી, લહ્યો ન ભવોદધિ અંત.

પાર ઉતરવા તરવા સેતુ હેતુ તું વડોરે,
શિવસુખ આપો કાપો પાપ અમાપ ભદંત.    ભ૦ ૩
નામ સ્મરણુ સુખ સંપજે, દર્શનથી દુઃખ જાય;
જિન ચરણાંબુજ સેવતાં, મંગળ ધવળ ગવાય.
રોગ જ્વલન જલ વિષધર ચોરારિ ગજ ભય ટળેરે,
વંદો પુરિસાદાણી પરમ પુરૂષના પાય.    ભ૦ ૪
રાજપુરે જિનરાજના, સુર નર સેવે પાય;
ચિંતામણી ચિંતા હરે, રોગ શોક ભય જાય.
ભવભ્રમણાની ભીડ મટી ભેટયા ભગવાનનેરે;
**સાંકળચંદ** સરસ્વતી સભા સદા ગુણુ ગાય.    ભ૦ ૫

---

વટ સાવિત્રી વ્રત આજ પૂરણુ કરીએરે—એ રાગ.

તારો તારો ઋષભ જિનરાજ ભવજળ તારોને,
દીનવત્સળ ગરિબનિવાજ, વ્યાધિ વિદારોને;
શિવરમણીના શિરતાજ, કુમતિ નિવારોને,
આપો શુભ અવિચળ રાજ, લાજ વધારોને.
નાભીનો નંદન સેવીએ સદા, મારૂદેવા માત મલ્હારરે;
પાપ નિવારી જિનરાજ તારીએ, તાપ ત્રિવિધનો નિવારજયો વિભુ.
સારોને સેવક સારરે, પાપ નિવારી જિનરાજ તારીએ. તારો. ૧
આંગીઓ અજબ બની પ્રભુ અંગે, કેસર ચંદન ઘશી ઘન રંગે;
ભવિજન ભક્તિ ઉમંગે, જિન ગુણુ ગાય સુરંગે,
મોગર લાલ ગુલાબ ચડાવે, સભા સરસ્વતી મોતીડે વધાવે,
**સાંકળચંદ** ગુણુ ગાવે, જિન ગુણુ ગાય સુરંગે.    તા૦ ૨

---

સરવે સખીઓને શીખ દઉંરે, સતિનો સાચો શૃંગાર.—એ રાગ.

શ્રી વિમળાચળ નિત્ય નમોરે, વહાલો ભવજળ તારે,
તીરથપતિ જગમાં વડોરે, એતો દુર્ગતિ વારે.
નાભિનો નંદ રૂડા ઉરમાં ધરીએ, ભેદીને ભવજળ પાર ઉતરીએ;
પૂજા કરીને ભવિ અઘમળ હરીએ, સફળ મનુષ જનમારો કરીએ. શ્રી.
રીખવજિણંદ જગત જયકારી, તીરથપતિ ત્રિભુવન ઉપકારી,
ઘોર પાપ કરનાર ઉદ્ધારી, એ તીરથ શાસ્વત સુખકારી. શ્રી.
જાત્રા કરીને ભવિ ચૌગતિ વારે, સંસારસાગર પાર ઉતારે,
સકલ મનોરથ શિવસુખ સારે, ભારતી શિશુ જયકાર ઉચારે. શ્રી.

---

આજ આનંદ આનંદ થેઈ થેઈ કાર થયો.—એ રાગ.

પ્રભુ પાય લાગું માફ માગું મ્હેર કરો,
કરૂં વિનતિ દયાળ દેવ કાન ધરો;
ત્રિભુવન નાથ ખરો, અનાદિનાં પાપ હરો, (૨)
જય, જય, જય, જય, પ્રભુ પાય લાગું૦ ૧
ચાર ચોર ઘોર પાપના વિપાક હરો,
રાગ દ્વેષ વારિ આપ સ્વામી સત્વ ઝરો;
ફરી ભવમાં ન ફરો, ભર ભંડાર ભરો, (૨)
જય, જય, જય, જય, પ્રભુ પાય લાગું૦ ૨
જપે જાપ ખપે પાપ તાપ થાય પરો,
મતિમાન ધરી ધ્યાન અમૃત પાન કરો;
ભવજળ પાર તરો, શિવસુખ સ્હેજ વરો, (૨)
જય, જય, જય, જય, પ્રભુ પાય લાગું૦ ૩

---

જપતી પ્રીતમનો જપમાળ.—એ રાગ.

સુખકર શંખેશ્વર જિનરાજ, મૂરતિ મોહનગારી;
તાર્યાં અગણિત નર નારી, અહા ઊપકારી. (૨)
વરીયા શિવરમણી સારી જયકારી, સુખકર૦

સાખી.

જ્યોત જગતમાં જાગતી, મહિમાનો નહીં પાર;
ચરણકમળ સુર નર નમે, ભમે ન ભવ કાંતાર.
જાદવ જરા નિવારી વિજય વધારી, (૨) વરીયા૦ ૧

સાખી.

વદન વિધુ અમૃત ઝરે, હરે તાપ દૂર ધ્યાન;
ભવિ મન કુમુદ પ્રફુલ થતાં, પ્રકટે અનુભવ જ્ઞાન;
કમઠ ધરણુ બેઉ સમ ત્હારી જઊં બલિહારી, (૨) વરીયા૦ ૨

સાખી.

પાપ અમાપ અનાદિનાં, કાપો ત્રિભુવન નાથ;
શું ઝાઝું કહું સાહ્યબા, મેળવ શિવપુર સાથ.
વંદે જૈનસભા સારી જગહિતકારી. (૨) વરીયા૦ ૩

---

પૂનમ ચાંદની પૂરી ખીલી રહીરે,—એ રાગ.

સરખા સજ્જનોનો સાથ સારો મળ્યોરે,
ગુણિજન સજીએ રૂડો નીતિનો શણગાર;
જિનવર મંદિર અંદર રંગે રાસ રૂડો રમોરે.
કરીએ નૃત જિન આગળે, તરીએ ભવોદધિ પાર;

ધરીએ હૃદયકમળ વિભો, હરીએ વિકથા ચાર.
  પ્રભુજી મ્હેર કરીને નીજ સેવકને તારજ્યોરે,
  હળિમળી તાળી લઇએ કરીએ થેઈ થેઈકાર. જિન૦ ૧
ચંદ્ર ચકોરી ચિત ચહે, મોર ઘટાઘન શામ;
પ્રભુ મુખ ચંદ્ર નિહાળીને, સફળ કરો નિજ કામ.
  ફરતાં જિનગુણ ગાતાં ભવનો ફેરો ટાળીએરે,
  લળી લળી જિન મુખ જોઇએ ગાઇએ પ્રભુ ગુણગ્રામ. જિ૦ ૨
અભિનવ સુરતરૂ સાહ્યબો, ભવસાયરમાં ઝાઝ;
દુર્ગતિ પડતા પ્રાણીને, ધારણ કર મહારાજ.
  શરણાગતના સંકટ હરજ્યો કરજ્યો સંપદારે,
  લળી લળી ચરણે લાગું માગું અવિચળ રાજ જિન૦ ૩
જ્ઞાતા દાતા જ્ઞાનના, જગભ્રાતા જગતાત;
સાતા કર ભવ તાપની, અંતરની કહું વાત.
  દુર્મતિ દૂર નિવારી સન્મતિ સારી આપજ્યોરે,
  ત્રિવિધ તાપ હરી કરજો પાપ માફ જગનાથ. જિન૦ ૪
કુમતિ ગાંઠ કુડી પડી, મળ્યો અનાદિ કુવાસ;
મનમંદિર રંગે રમી, ઉકેલજ્યો ભવરાશ.
  કરૂણાસાગર કરી કરૂણા અક્ષય સુખ આપજ્યોરે,
  પાર ઉતારો વારો જન્મ મરણનો ત્રાસ. જિન૦ ૫



### વસંતતિલકા છંદ.

ધર્મીજનો મુક્તિ હેતુ જિનરાજ ધ્યાવો,
ભક્તિ સ્તુતિ કરી સદા ગુણગ્રામ ગાવો;

વૃદ્ધિ વધો સકળ મંગળમાળ પાધો,
આ પુષ્પમાળ જિનરાજ ગુણે વધાવો. ૧
આધિ ઉપાધિ ભય શોક વિયોગ જાવે,
જેના પ્રભાવ સુખ સંપત્ત સહેજ આવે;
તે વિશ્વનાથ વીતરાગ ઉરમાંહ્ય લાવો,
આ પુષ્પમાળ જિનરાજ ગુણે વધાવો. ૨

# ભક્તિમાળા.

## મંગળાચરણ.

### હરિગીત છંદ.

શંખેશ્વરા અભંરાભરા પ્રભુ પાસજી પરમેશ્વરા,
સૌ વિઘ્નહર યોગીશ્વરા ત્હેં વારી જાદવની જરા;
ચૌ મંગળોમાં પ્રથમ મંગળ નામ તારૂં જિનવરા,
સમરી કરૂં લઘુ ગ્રંથ રચના સાહ્ય કર જગદિશ્વરા.

---

## રાગ ધનાશ્રી.

### વિનતિ ધરજયો ધ્યાન—એ રાગ.

ભારતિ માતા પાય, પ્રણમું ભારતિ માતા પાય;
પદ્માસન શ્વેતાંબર ધારી, શ્વેતવરણ જસ કાય. પ્ર.
હસ્તકમળમાં વિણા પુસ્તક, બ્રહ્મસુતા સુખદાય. પ્ર. ૧

તું જિનવાણી તું સતીશાણી, દે મતિ કવિ ગુણ ગાય. પ્ર.
પ્રારંભે તુજ નામ સ્મરણથી, મંગળમાળા થાય. પ્ર. ૨



## હરિગીત છંદ.

દીનબંધુ કરૂણાસિંધુ છે આધાર જગમાં તાહરો,
જય શિવરમા ઉરહાર ભવનિસ્તાર કર પ્રભુ માહરો;
ભવનાટ્યભૂમિમાં વેષ ભજવ્યા દાન દે જગના ધણી,
ચિંતામણી ત્રિભુવન ધણી પ્રભુ પાસજી પારસમણી. ૧
કરી કર્મરિપુ ચકચૂર જય ભરપૂર ભવરણમાં કર્યો,
જઈ મુક્તિપુરિમાં રાજ્ય સ્થાપ્યું વિજય વસુધા વિસ્તર્યો;
તું તરણ તારણ દુઃખ નિવારણ સુમતિ દે કુમતિ હણી, ચિંતા. ૨
વંધ્યા પ્રસવ દીન લક્ષ્મીદાતા અંધ ચક્ષુ ઉદ્ધરે,
જય થાય વિઘ્ન પલાય ભવિજન ધ્યાન જો તારૂં ધરે;
શુભ કામ દે તુજ નામ મંગળ પ્રથમ સ્તવનામાં ભણી, ચિંતા. ૩
વળી રોગ જલ ને જ્વલન વિષધર ચોર અરિ ગય રણતણા,
એ અષ્ટ મહા ભય જાય નવનિધ થાય પ્રભુમાં નહીં મણા;
મહિમાનિધી તું સિદ્ધિસાધન જગ દીપાવન દિનમણી, ચિંતા. ૪
જે સમળ ચળપદ ધારી કમળા કમળમાંથી ગઇ ખશી,
અતિ વિમળ સ્થિરપદધારી પ્રભુના પાદપંકજમાં વશી;
તે ચરણકજ મન ભ્રંગ લે વિશ્રામ તાપ ત્રિવિધ હણી, ચિંતા. ૫
મુખકાંતિ શાંતિ દેખી પુનમઈંદુ ક્ષિણતા અનુક્રમે,
વળી તેજથી નિસ્તેજ થઈ રવિ ચક્રવાળ વિષે ભમે;
રૂપ જોઇ નિજ વપુ ખોઇ બેઠો મકરધ્વજ મદ અવગણી, ચિંતા. ૬

જગતાત છો વિખ્યાત વસુધા વર્ણું અષ્ટાદશ વિષે,
પ્રભુ તખ્તરાજે રાજનગરે રાજપુર પૂર્વા દિશે;
**શુભ છંદ સાંકળચંદ** પ્રતિદિન ગાય પ્રભુ સ્તવના ભણી, ચિં. ૭

—※—

# અથ શ્રી ચોવીશી પ્રારંભ.

## અથ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

**ઉગ્યો સખી સૃષ્ટિનો શ્રુંગાર હાર, ચાલ ચાલ૦—એ રાગ.**

વહાલો મરૂદેવીનો નંદ ચંદ ઇંદ્ર વૃંદ પૂજે જિણંદને;
વંદો ભવિ વિમળગિરિંદ ઇંદ આદિજિણંદ મુણિંદને.
પ્રથમ પતિ પૃથ્વિતણા, પ્રથમ જિણંદ મુણિંદ;
આદિનાથ યોગિંદ્રના, પૂજે પાય સુરિંદ.
ધનુષ પાંચશેં પ્રભુની કાયા, કંચનસમ ભલીરે;
વિનિતા નગરીના વિભુ રાયા, નમીએ લળી લળીરે.
ધરોને પ્રભુ આદિજિણંદનું ધ્યાન, કરોને તમે શાંત સુધારસ પાન
લખચોરાશી પૂર્વનું, પૂરણ પ્રભુનું આય;
સુરનર કિન્નર હળીમળી, ગુણ ગણ પ્રભુના ગાય;
જે પૂજે પ્રભુના પાય, તેને મંગળમાળા થાય.
વળી અષ્ટ મહાભય જાય, સવિ પાતક દૂર પળાય.
સિદ્ધાચળ રાજા સદા, સમરો આદિ જિણંદ;
પદકજ મન મધુકર રમે, સેવક **સાંકળચંદ.**
વહાલો મરૂદેવીનો નંદ ચંદ.

—※—

## અથ શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન.

### નથી જગતમાં સાથ સંબંધી—એ રાગ.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબનિવાજ સુધારો કાજ;
તું સાચો સમરથ નાથ નાથ, તુજ હાથ અનાથની લાજ.
વિષય કષાય પ્રમાદ વશે હું, પડીયો ભવકાંતાર,
રાગ દ્વેષ બે કટ્ટા વૈરી, પડે ન ચેન લગાર;
તું મળ્યો અનંતી વેળા, પણ ટળ્યો ન રમીયા ભેળા.
પ્રભુ ભવસાગરમાં ઝાઝ, જીવને આલંબન જિનરાજ. શ્રી અ૦
તારંગે ત્રિભુવનપતિ, સેવે સકળ સુરિંદ,
સેવક **સાંકળચંદ**ના, ટાળો ભવભય ફંદ;
પ્રભુ ભવસાગરમાં ઝાઝ જીવને આલંબન જિનરાજ. શ્રી અ૦



## શ્રી સંભવનાથ સ્વામીનું સ્તવન.

### માન માયાના કરનારા રે—એ રાગ.

રાગદ્વેષ બે શત્રુ હઠાયારે, સુણો સંભવ શ્રી જિનરાયા;
અન્નવૃદ્ધિ થઈ ગર્ભે આયારે, તેથી સંભવ નામ ધરાયા.
તું મતિ તું ગતિ ત્રાતા અમારો, જીવ જિવન આધારો;
અધમ ઉધારણ તરણ તારણ મને, ભવસાગરથી તારો રે. સુ. ૧
ડાભઅણી જળબિંદુ આ જીવતર, મધુબિંદુ સમ આશા;
માત પ્રિયા પિતુ પુત્ર ભવાંતર, કર્મ તણા એ તમાશા રે. સુ. ૨
ચૌગતિ નાટકશાળામાં ભજવ્યા, વેષ આ જીવે અનંતા;
તોપણ પાર ન આવ્યો પામરનો, દાન આપો અરિહંતા રે. સુ. ૩

પતિતને પાવન કરીએ પ્રભુજી, આધાર છે એક તારોં;
સેવક **સાંકળચંદ**ને સાહેબ, ભવસાગરથી તારો રે.　　　સુ. ૪



## શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

**અહો દિલદાર જરી દેદાર—એ રાગ.**

અરજ જિનરાજ કરૂં એક આજ, સુણો અભિનંદન સ્વામી,
શરણુ તારૂં સદા સારૂં, નથી સંસારમાં મારૂં,
પિતા માતા તમે ત્રાતા, સુખદ દાતા પરમ નામી,
સ્વજન સ્વાર્થિ તું નિઃસ્વાર્થિ, ધરૂં એક ધ્યાન હું તારૂં,
ઉભય વૈરી પડ્યા કેડે, ભવોદધિમાં મને નાંખે,
મળ્યા જિનરાજ ભવોદધિ ઝાઝ, હાથ ગ્રહીને ઉગારોને,
ધરમધોરી જીવનદોરી, દયા જિનરાજજી દાખે,
ભજું ભાવે ભક્તિ દાવે, મને જિનરાજ તારોને;

સાખી.

મહા ગોપ મહા સાર્થવાહ, નિર્યામક ભવિવૃંદ;
મહા માહણુ કરૂણા કરી, તારો **સાંકળચંદ**.　　　અરજ૦



## શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

**કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર—એ રાગ.**

કુમતિ હરી સુમતિ સદા, આપો સુમતિનાથ;
ભવસાગરમાં બૂડતાં, ઝાલો પ્રભુજી હાથ.
જગત્ જંજાળમાં બહુ કાળ જીવ મુંઝાઇ રહ્યો;
પડ્યા રિપુ રાગદ્વેષ બે કેડ હું લાચાર થયો.

વિષય કષાય પ્રમાદથી, રઝળ્યો આ સંસાર;
પામરપાળ દયાળ તું, ઉતારે ભવ પાર.
તજી સ્વસ્વભાવ આત્મ વિભાવમાં પડી દુઃખી થયો;
મૂડી બધી ખોઈ બેઠો બોઇ વ્યાજમાં ડૂલી ગયો. જગત.
પર પરિણુતિથી પ્રાણીએ, ભજવ્યા વિધ વિધ ફંદ;
પણ કરૂણા કરી તારજ્યો, સેવક **સાંકળચંદ.** જગત.

---

## શ્રી પદ્મપ્રભ સ્વામીનું સ્તવન.

### કાનુડો ન જાણે મારી પીડ—એ રાગ.

પદ્મપ્રભુ ધર્મધુરધંર ધીરરે, સુસીમાના જાયા, પદ્મપ્રભુ. એ ટેક.
મધુબિંદુમાં મુંઝાયો પામર પ્રાણીઆ,
વૈરી બે કાપે ડાળ અથિર, કાપે કરરરરરર પદ્મ૦ ૧
કાળ કષાય ભુજંગા મુખડાં ફાડી રહ્યા ત્યાં,
દેખીને થરકે મુજ શરીર, થરકે થરરરરરર. પદ્મ૦ ૨
નરક નિગોદે ભમિયો છેદનભેદન ખમીયો,
જમડા ચીરે જેમ જુનું ચીર, ચીરે ચરરરરરર પદ્મ૦ ૩
મદમત્સર મોહ મદિરા કેફમાં છાકયો હું,
ભવદવમાં છાંટો કરૂણા નીર, છાંટો છરરરરરર પદ્મ૦ ૪
કર્મ કટક ભટ હણવા ધર્મરાજાને પ્રેરો,
સમાકત સેનાપતિ તાણે તીર, તાણે તરરરરરર પદ્મ૦ ૫
**સાંકળચંદ** સુધારી પાર ઉતારો વાહાલા,
દાદાજી દ્યો શિવ શ્રેણી સ્થિર, શ્રેણી સરરરરરર પદ્મ૦ ૬

---

## શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

**ધન્ય ભાગ્ય પધાર્યા ભમરા—એ રાગ.**

સુપાર્શ્વનાથ મમ સ્વામી, જગજનના અંતરજામી,
તુજ પદકજ સેવા પામી, મા'રાજ ગરીબનિવાજ,
તું ધર્મધુરંધર ધોરી, કરી હાથ જ્ઞાનની દોરી,
વરી કેવળકમળા ગોરી રે, તું ધર્મ૦ જિનરાજ હાથ. તુજ લાજ.
મહા મોહ સબળ દળ ચૂરી, ભવરણમાં જીત કરી પૂરી.
તવ વાગી મંગળતુરીરે, મહામોહ. મહારાજ૦
તું વીતરાગ વડભાગી, હું રાગદ્વેષનો રાગી.
મુજ કેડે કુમતિ લાગીરે, તું વીતરાગ૦ જિનરાજ૦
તું સમતા રસનો દરીઓ, હું વિષય કષાયથી ભરીયો,
**સાંકળચંદ** મોહથી ડરીયોરે. તું સમતા૦ મહારાજ.



## શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું સ્તવન.

**ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીનાં સૌ મળીને—એ રાગ.**

આજે ઉમંગે (૨) ચંદ્રપ્રભુના ચરણકમળમાં ચિત્ત ધરીએ,
અતિ ઉછરંગે ચડતે રંગે અરિહંતને વંદન કરીએ. આજે ઉમંગે. (૨) ટેક.
કેસર ચંદન બરાસ ઘોળી, નવઅંગે પૂજન કરીએ,
દ્રવ્ય ભાવથી સેવા કરીએ, ફરી ભવફેરી નવ ફરીએ;
તરીએ ભવદરીએ જય વરીએ, સ્હેજે શિવસુંદરી વરીએ. આ૦
દ્રવ્યથી જિનવર પૂજન કરીએ, ભાવથી આતમ ઉદ્ધરીએ,
કારણ યોગે કારજ સરીએ, જો જિન આણા અનુસરીએ,
**સાંકળચંદ** સ્મરણ પ્રભુ કરીએ, પલક ન મનથી વિસરીએ. આ૦

## શ્રી સુવિધિનાથસ્વામીનું સ્તવન.

દૃષ્ટિ કરજો દયાની ભવાની માજી—એ રાગ.

સુવિધિનાથ સુખકારી, પરમપ્રભુ સુવિધિનાથ સુખકારી.
મોહ સબળ દળનો ભય ભારી, ભવરણમાં ઘેરે નરનારી,
કાળ ભમે શિરજારી, પરમપ્રભુ સુવિધિનાથ સુખકારી. ૧
ચતુર મુસાફર ચોગતિ ભટકી, આવ્યો નરભવ નગરીમાં છટકી,
બાજી બધી ગયો હારી. પરમ પ્રભુ૦ ૨
જીવદયા પ્રતિપાળ વિચારી, તાતજી લેજો બાળ ઉગારી,
ભવોદધિ પાર ઉતારી. પરમ પ્રભુ૦ ૩

—※—

## શ્રી શિતળનાથ સ્વામીનું સ્તવન.

સંકટ સહસ્ર સહન કરશે જે સતી—એ રાગ.

શ્રી શિતળ જિનરાજ આજ મન મંદિરમાં આવો,
આત્મસ્વરૂપ અનુભવ દર્પણમાં જોઈ લેઉં લ્હાવો,
• ધન્ય જિનરાયા. સુરપતિ ગુણ ગાયા.
તારક મોહ નિવારક ધારક ધર્મધુરંધર દેવ,
નાથ નિરંજન ભવભય ભંજન સુરનર સારે સેવ,
તુંહી તુંહી ત્રાતા, તુંહી પિતુમાતા.
ઇંદ્ર ચંદ્ર ભવિ વૃંદ સાંકળચંદ જિનવર ગુણ ગાવો. શ્રી.

---

## શ્રી શ્રેયાંસનાથ પ્રભુનું સ્તવન.

હાંરે કોઇ આવો પિયાને મનાવો—એ રાગ.

હાંરે શ્રેયાંસપ્રભુ નિત્ય ધ્યાવો, રૂડી ભક્તિ સ્તુતિથી ગુણ ગાવો, મ્હલાવો.

મહા માહણ મહા સાર્થવાહ, મહા ગોપ જિનરાજ,
નિર્યામક ભવસિંધુના, તારક ત્રિભુવનતાજ,
દીનાનાથ દયા દિલ લાવો, મને હશીને બોલાવો,
ઉર આવો, લેઉ લ્હાવો, નિજ દાસને દાદા નભાવો,
રૂડી ભક્તિ સ્તુતિથી ગુણ ગાવો, મલ્હાવો, શ્રેયાંસ૦

## શ્રી વાસુપુજય સ્વામીનું સ્તવન.

તું તો નામ સમર લે સીતા સતિપતિ રામનું રે—એ રાગ.

વા'લા વાસુપૂજ્ય જિનરાજ બાળને તારજ્યોરે,
ત્રિભુવન સ્વામી અંતરજામી, આતમરામી અવિચળધામી,
દીનબંધુ દીનવત્સલ દુઃખ નિવારજ્યોરે.　　વાલા૦

સાખી.

લખચોરાશી યોનિમાં, ભટકયો વારંવાર;
ચાર ગતિના ચોકમાં, વેચાણો નિરધાર.
છેદન ભેદન તાડન તર્જન વારજ્યોરે.　　વાલા૦
ભજવ્યા ભવમંડપ વિષે, નાટક નવ નવ રંગ;
થાકયો વિધ વિધ વેષથી, દ્યો સુખ હવે અભંગ.
શ્રી મુખે સાંકળચંદને કદી સંભારજ્યોરે.　વાલા૦

---

## શ્રી વિમળનાથ સ્વામીનું સ્તવન.

જિનરાજા તાજા મલ્લિ બિરાજે—એ રાગ.

કંપીલપુર રાજા વિમળ વિમળ મતિ આપજયો,
વિમળ જ્ઞાનને વિમળ ધ્યાન તુજ, વિમળ વાન પ્રભુ કાયા,

વિમળ વંશ અવતંસ પ્રભુનો, વિમળનાથ જિનરાયારે. કંપીલ૦ ૧
તુમ રાજા અમ રંક ભિખારી, યાચું ભિક્ષા ભારી,
આંગણુ ઉભા ઓલગ કરીએ, દ્યો ભવજળ પ્રભુ તારીરે. કં૦ ૨
જીવદયા પ્રતિપાળ જિનેશ્વર, દાયક નામ ધરાવો,
તો અમને દેતાં શું લાજો, તુમ પર છે અમ દાવો રે. કં૦ ૩
ખોટ ખજાને નથી તમારે, ભવ્ય જીવો બહુ તાર્યા,
ભીડ પડે નહીં તુજ ભંડારે, અમને કેમ વિસાર્યા રે? કં૦ ૪
એકવાર જો સન્મુખ ભાળો, પડીએ નહીં ભવફંદે,
તાતજી તારો અરજ ઉચ્ચારી, સેવક **સાંકળચંદે**રે. કં૦ ૫

---

## શ્રી અનંતનાથજીનું સ્તવન.

### આજે આનંદરે મંગળમાળા વરતી—એ રાગ.

મંગળકારીરે અનંતનાથની મૂરતી, અનુભવ રસ અમૃત ઝરતી. મં૦
મુદ્રા અતિ ઉપશમ રસ ધરતી, દ્રષ્ટિ ઉભય ભય હરતી;
શસ્ત્ર કે રમણી પાસ ન રહેતી, વીતરાગ પદ ધરતી. મં૦ ૧
પાંત્રીશ વાણી ગુણમણી ખાણી, સ્યાદ્વાદ અનુસરતી;
નય ચુત ગંગ પ્રવાહે વહેતી, ભવિમન ભરતી કરતી. મં૦ ૨
સમવસરણની રચના ભાળી, સુરનર દ્રષ્ટિ ઠરતી;
ચોત્રિશ અતિશય ચોમુખ દે પ્રભુ, દેશના ચોદિશ ફરતી. મં૦ ૩
બારે પર્ષદા સુણે દેશના, ભવિ નરનારી તરતી;
રોગ શોક ભય મારી ન નડતી, **સાંકળચંદ** સુખ વરતી. મં૦ ૪

## શ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

### સર્વે સખીયોને શિખ દેઉં રે સતિનો—એ રાગ.

ધર્મજિનેશ્વર ચરણકમળ ભવિ મધુકર સેવે,
પ્રમુદિત ચિત્ત હિત થાય વિમળ અક્ષય સુખ લેવે;
રત્ન જડિત સિંહાસને રે લોલ, બેઠા પ્રભુ પદ્માસને રે લોલ.
આંગી અજબ હીરલે જડી રે લોલ, નવ લખી જિન અંગે ચડી રે લોલ;
મણિમય પ્રભુ શિર સોહે તાજકે, મુજ મન ઉલસ્યો રે લોલ.
તે પ્રભુ ભવસાગરમાં ઝાઝકે, મનમંદિરે વસ્યો રે લોલ;
કરૂણા નજર કરો તમે રે લોલ, તો ભવજળ તરીએ અમે રે લોલ.
એ વૈરી ચાર ચોર ના દમે રે લોલ, રોગ શોક ભય ઉપશમે રે લોલ;
આતમ અર્પણ જિન પદ થાય કે, જ્યોતિ ઝગમગે રે લોલ.
ફરી ભવઅટવીમાં ન ભમાય કે, કુમતિ ટગમગે રે લોલ;
ભવિજન ભાવે ગાવે, પરમ આનંદ પાવે;
સેવક **સાંકળચંદ**, ભાવના પ્રભુની ભાવે. ધર્મજિનેશ્વર.

—✣:o:✣—

## શ્રી શાંતિનાથજીનું સ્તવન.

### હાય થઇ અતિ હાની—એ રાગ

સુણો શાંતિ અરજ મારી, જગતાત બાળધારી, સુણો શાંતિ૦
કુમતિ કુલટાએ ભરમાવ્યો, જાણ્યો નહિ મેં મર્મ,
હું ભૂલી ગયો નિજ ધર્મ, (૨) કર્યાં કુકર્મ, રાત દા'ડી. સુણો. ૧
વિષય અંધ મતિમંદપણાથી, પર રમણીપર પ્યાર;
પરનિંદાથી ફિટકાર, (૨) અરે ધિક્કાર, કૃતિ મારી. સુણો. ૨

નરભવ ચિંતામણી હું હાર્યો, ભજ્યા ન જિનવર દેવ;
મેં કરી નહિ તુજ સેવ, (૨) અનાદિ કુટેવ, રહી જારી. સુણો. ૩
સાંકળચંદની અરજ સ્વીકારી, તારો દીનદયાળ,
પ્રભુ જીવદયા પ્રતિપાળ, (૨) બિરૂદ સંભાળ, આશ તારી. સુણો. ૪



## શ્રી કુંથુનાથજીનું સ્તવન.

### બલિહારી રશીયા ગિરધારી—એ રાગ.

બલિહારી જિન જઉં તારી જગતાત હો,
નમું તુજને કુંથુ જિનરાયા, દર્શન દીજીએ જી. ટેક.
ચારગતિ આથડીયો, લડથડીયો ભવોદધિ પડીયો
દીઠો દેદાર ન તુજ સુખકારી, જગતાત હો. નમું તુ. ૧
નરક નિગોદે ભમીયો, છેદન ભેદન ખમીયો;
વેચાણો સુચિઅગ્ર બહુ વારી. જગ. ૨
દેવપણું હું પામ્યો, વિષય રસથી ન વિરામ્યો;
ઉદય ન આવે વ્રત કોઈ દા'ડી. જગ. ૩
માનવ ભવમાં આવ્યો, ધર્મ સામગ્રી પાવ્યો;
લલનામાં લુબ્ધ થયો નિશદા'ડી. જગ. ૪
રાગને દ્વેષ કષાયા, મોહરાજાની માયા;
નરભવ બાજી જઉં હારી. જગ. ૫
ભવજળ તારો જિનજી, પાર ઉતારો વાહાલા;
સાંકળચંદની અરજ સ્વીકારી. જગ. ૬



## શ્રી અરનાથ સ્વામીનું સ્તવન.

( મહાશ્વેતા કાદમ્બરી ) શું કહું કથની મારી રાજ—એ રાગ.

અરજી અરજિનવરજી રાજ, અરજી અરજિનવરજી.
નિજ દાસની કાને ધરજી રાજ, અરજી અરજિનવરજી. ટેક.
મોર રીઝે સુણી મેઘ ગર્જના, કુમુદ ચંદ્રને નિરખે;
પ્રભુ મુખચંદ્ર નિહાળી મુજ મન, ચકોર પંખી હરખે રાજ. અ. ૧
સૂક્ષ્મ બાદર ગાઢ નિગોદે, પ્રભુ મુખ ચંદ્ર ન દેખ્યો;
પૃથ્વિ અપ તેઉ વાયુ વનસ્પતિ, બી તી ચૌરેંદ્રિ ન પેખ્યો રાજ. અ. ૨
સન્ની પંચેંદ્રિમાં પણ મિથ્યાત્વે, આવ્યો ન પ્રભુ અનુભવમાં;
નરક તિર્યંચ સુરગતિમાં ન જાણ્યો, મનુષ્ય અનારજ ભવમાં રાજ. અ. ૩
આર્યક્ષેત્ર માનવભવ મોંઘો, પામ્યો છું પુણ્ય યોગે;
વિષય કષાય પ્રમાદવશે મ્હેં, ઓળખ્યો પ્રભુ ન પ્રયોગે રાજ. અ. ૪
લોક લજ્જા કુળ ધર્મે સેવ્યો, પૂજ્યો ન અંતર ભકતે;
નાથ તજી ભજ્યાં દેવીં દેવલાં, જાણ્યો ન જિનજી જુકતે રાજ. અ. ૫
કામકુંભ સુરતરૂ ચિંતામણી, નાથ મ્હેં નયને દીઠો;
અધમ ઉદ્ધારણ બંધુ નિષ્કારણ, સાંકળચંદ મન મીઠો રાજ. અ. ૬

---

## શ્રી મલ્લીનાથજીનું સ્તવન.

વા'લા વેગે આવોરે દયા દિલ લાવોરે—એ રાગ.

ભોયણીમાં ભારીરે, જગ જયકારીરે, મલ્લીજિન ભેટીએ હોજી.
પ્રભુને ભેટંતાં ભવદુ:ખ જાય, પ્રભુ મારા સેવંતાં શિવસુખ થાય. મલ્લી.
સંવત ઓગણીશશેં અને, ત્રીશ સાલે વૈશાખ,
પૂનમ દિન પ્રકટ્યા પ્રભુ, સફળ થયા અભિલાખ,

મૂરતિ પ્રભુની મંગળકારી રે. મલ્લીજિન. ૧
કેવળના ખેતર થકી, પ્રગટી જાગતી જ્યોત,
એ કાઉસગીયાને પ્રભુ, નિકળ્યા ભવજળ પોત,
પ્રભુ તમે છો ઉપકારી રે, મલ્લીજિન૦ ૨

મહિમા પ્રસર્યો જગતમાં, વર્ણ અઢારે માંહ્ય,
જાત્રા કારણ સર્વદા, મેદની અહીં ભરાય,
પ્રભુ તારા મુખડા ઉપર જઉં વારીરે. મલ્લીજિન૦ ૩

પરચા પૂરે દુઃખ હરે, દીનવત્સળ જિનરાજ,
ધીંગ ધણી જગ જાગતો, **સાંકળચંદ** શિરતાજ,
જિનવરજી અરજી લ્યો સ્વીકારીરે. મલ્લીજિન૦ ૪

---

## શ્રી મુનિસુવ્રત સ્વામીનું સ્તવન.

### મનમંદિર આવો રે, કહું એક વાતલડી—એ રાગ.

સુણો સુવ્રતસ્વામીરે, અરજ એક હું ઉચ્ચરૂં;
ભવસિંધુ ઉતારો રે, સદા તુજ ધ્યાન ધરૂં.

સાખી.

હું પામર તું મહા પ્રભુ, સમરથ જગદાધાર;
તુજ આણા નવ શિરધરી, એ મુજ વાંક અપાર.

તરતાને તારીરે, **શી** સાબાશી ધરો;
પણ ડૂબતો તારો રે, તારક નામ ખરો. સુ૦

ભવસાગરમાં માહરૂં, ચડયું વહાણ ચકડોળ;
મહા નિર્યામક તું મળ્યો, નડે ન અઘ વંટોળ.

મમ સન્મુખ ભાળોરે, સુખીયો થાઉં સદા;
ભવફેરી ન ફરીએરે, સાંકળચંદ કદા. સુણો૦

## શ્રી નમીનાથ સ્વામીનું સ્તવન.

સંસાર સમજ લે શાણા મુસાફરખાનું—એ રાગ.

નમીએ નમીનાથને ભવિકા સદા સમભાવે,
ચરણકમળની સેવા મનમધુકર પાવે, સદા૦
ચાર લૂંટારા લૂંટે, આઠ ધુતારા ધૂતે. સદા સમ૦
કરમકટક ભવરણમાં જંગ મચાવે. ભવિકા સદા૦
સંસારના કાંતારમાં બહુ કાળથી ભૂલા ભમ્યા,
નહીં નીર કે વળી તીર પામ્યા કીચભવ દુઃખો ખમ્યા;
પાપો કર્યાં દ્રવ્યો હર્યાં વળિ કૃત્ય કુડાં આદર્યાં,
પામર અમે જગજીવ આરત રૌદ્રધ્યાને અનુસર્યા.
સજ્જન સંગે જિનજી પારસમણી પ્રભાવે, (૨)
કથીર છતાં પણ કંચન સાંકળચંદ થાવે. ભવિકા સદા૦
નમીએ નમિનાથને ભવિકા સદા સમભાવે.

## શ્રી નેમિનાથ સ્વામીનું સ્તવન.

મને સહાય કરશે મોરારીરે—એ રાગ.

જદુનાથ છો ઉપકારીરે નેમ પાછા વળોને એક વારી,
નેહ નિવારી, રાણીને વિસારી, પશુડાંનો પોકાર ઉર ધારી. જદુ. ટેક.
અષ્ટ ભવાંતરની છું હું નારી, ભવ નવમે ન મૂકો કુંવારી;
જો ન કર મેલાપ કીધો, તો પ્રભુ લેજો ઉદ્ધારી. જદુ.

## શ્રી પાર્શ્વનાથસ્વામીનું સ્તવન.

### હૃદય સદ્બુદ્ધિ નહિ ધારી—એ રાગ.

પાસજી અરજી અવધારો, પાપ ભવભવનાં પરિહારો,
વિકટ આ ભવરણુ નિસ્તારો, દયા કરી દીનાનાથ તારો,
વામાનંદન કર્મ નિકંદન, ભવભય ભંજન દેવ,
મોહ તિમિર હર અભિનવ ભાનુ, સારે સુરનર સેવ;
દેવ હું સદા દાસ તારો, ટેવ ભવ ભમવાની વારો. પાસજી૦
રાગદ્વેષ ને ચાર ચોરનો, ભય વારો મહારાજ;
કુમતિ કાપી સુમતિ આપી, દ્યો શુભ અવિચળ રાજ.
કાજ નિજ સેવકનાં સારો, આજ **સાંકળચંદ**ને તારો. પાસજી૦

---

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

### આખી આલમને ઠગનારી—એ રાગ.

આવી મૂરતી મોહનગારી, ચિદાનંદ મહાવીર તારી;
રાગને વારી દ્વેષને મારી, કર્મકટક ભવરણુ સંહારી.
મુક્તિપુરી શણગારી, આવી.
કર્મશું કરશે ભરમ શું કરશે, પ્રભુ કરૂણા કરશે તો ડરશે;
મુજથી મોહ શિકારી, આવી.
રોગ ન આવે શોક ન આવે, ચાર ચોરનું જોર ન ફાવે;
સાહ્ય થાય જો તારી, આવી.
પામર પાળો બિરૂદ સંભાળો, એક વાર જો સન્મુખ ભાળો;
તો થઉં લઘુ સંસારી, આવી.

પ્રભુતા ધારી પતિત ઉદ્ધારી, સેવક **સાંકળચંદ** સુધારી,
અરજી લ્યો અવધારી, આવી.

---

## શ્રી સિદ્ધાચળજીનાં સ્તવનો.

### વાહાલા વેગે આવોરે—એ રાગ.

સિદ્ધાચળ ગાવુંરે, મોતીડે વધાવું રે, દાદા સુણો વિનતી હોજી.
પ્રભુ મારાં ભવોભવનાં દુઃખ વાર. દાદા૦

### સાખી.

પરથમ પતિ પૃથ્વીતણા, પે'લા જિણંદ મુણિંદ;
યોગિંદ્ર શ્રી આદીશ્વરૂ, મરૂદેવી માતા નંદ.
હું તો ગિરીવરના ગુણ ગાઉં રે, દાદા૦ ૧
જો પ્રીત પાળો પૂર્વની, સન્મુખ ભાળો આપ;
પાપી અધમને ઉદ્ધરો, પ્રતિપાળની એ છાપ.
દયાનિધિ દિલમાં હું લાવુંરે, દાદા૦ ૨
કુરકટ મટી રાજા થયો, જે સૂરજકુંડે ચંદ;
ભગિનીભોગી ઉદ્ધર્યો, જે ચંદ્રશિખર નરિંદ.
હું તો મોહથી જંગ મચાવુંરે, દાદા૦ ૩
એ ઠામ સિદ્ધ અનંતનો છે, શાશ્વતો ગિરીરાજ;
સિદ્ધિ વર્યા પાંડવ પ્રમુખ, એ મુક્તિ મંદિર પાજ.
પ્રભુ તારૂં ધ્યાન લગાવુંરે, દાદા૦ ૪
તારો પ્રભુ જો મુજને, તો ગણું જગદાધાર;
નથી ખજાને કાંઈ ખોટ તારે, તારીયાં નરનાર.
રૂડી તારી આંગીઓ રચાવુંરે, દાદા૦ ૫

ત્રિભુવન વિષે નહીં તીર્થ બીજું, કહે વીર જિણંદ;
ગિરીરાજના ગુણગાન ગાવે, સેવક **સાંકળચંદ.**
હું તો આવાગમન ન પાવું રે, દાદા૦ ૬

---

### બોલો પ્યારા પ્રેમી પોપટજી બોલ—એ રાગ.

ચાલો પ્યારા ચેતન સિદ્ધાચળ ચાલો, ચાલો ચાલો ઋષભજિન વંદો.
વહાલો મરૂદેવી માતાજીનો લાલો, ચાલો ચાલો પાપ નિકંદો;
પ્રભુ તારા દર્શનની બલિહારી, ધારી ધારી વદન જોઊં ધારી,
મૂર્તિ તારી શાંત સુધારસ કયારી, ન્યારી ન્યારી અકળગતિ ન્યારી.

#### આંતરો.

પ્યારા પ્રભુજી નિશદિન હું સંભારૂં, ધ્યાન ધરૂં ગિરીરાજજીનું સારૂં;
પ્રથમ જિણંદ મુખ પુનમચંદો. ચાલો ચાલો. ( ૨ )
ચેતનજી તીરથપતિ નિત્ય ધ્યાવો, ગિરીવર ભેટીને લ્યો ભવ લ્હાવો;
સુનંદાસ્વામિની છબી સુખકારી. ધારી ધારી. ( ૨ )
જૈન સભા લઘુ **સાંકળચંદે,** ઋષભજિણંદ ગુણ ગાયા આનંદે;
પ્રભુના પસાયથી ન રહે ભવફંદો. ચાલો ચાલો. ૨

---

### અજિત જિણંદશું પ્રિતડી—એ રાગ.

વિમળાચળ નિત્ય વંદીએ, જગનાયક હો નાભિનો નંદ,
ઋષભ જિનેશ્વર વાલહો, મુખ દીઠો હો પૂનમનો ચંદ. વિ૦ ૧
મનમંદિરમાં પ્રભુ વશ્યો, દર્શનથી હો નાઠાં સવી પાપ;
તાપ ત્રિવિધ સવી ઉપશમ્યા, મળિયા જિન હો ટળીયા સંતાપ. વિ. ૨
રાગદ્વેષ રિપુ વશ પડ્યો, લડથડિયો હો પડીયો કાંતાર;

પાર ઉતારો જિનપતિ, રતિ અરતિ હો પામ્યો હું વિકાર. વિ. ૩
પરનિંદા વિકથા કરી, હરી લક્ષ્મિ હો પર પ્રાણ સમાન;
પરદારા સેવન કરી, નીચ બુદ્ધિ હો ભૂલ્યો સૌ ભાન. વિ. ૪
વિષય કષાય ને કાઠીયા, મદ આઠે હો વિણસાડે કાજ;
આતમધન લૂંટે સદા, જિનવરજી હો તુમ હાથે લાજ. વિ. ૫
હૃદયકમળ ભક્તિ વશી, તુજ સેવક હો પ્રગટ્યો સદ્‌ભાવ;
અશરણ શરણ નભાવજો, સજ્જનનો હો છે સરળ સ્વભાવ. વિ. ૬
પૂજક નિંદક સમ ગણે, સમભાવે હો તારે જિનરાજ;
રંક ઉપર કરૂણા કરી, ઉતારો હો ભવસાયર પાર. વિ. ૭
શું ઝાઝું કહું સાહેબા, મુજ કૃતિયો હો અધમાધમ જેમ;
પણ તુજ આલંબન મળ્યું, પારસમણિ હો કરે લોહને હેમ. વિ. ૮
ભૂવન બાણ ભક્તિ શશિ, (૧૯૫૩) સંવત્સર હો શુભ ફાગણ માસ;
શુકલ અષ્ટમિએ સ્તવ્યો, દીનવત્સલ હો પૂરો પ્રભુ આશ. વિ. ૯



ભૈરવી–આખી આલમને ઠગનારી—એ રાગ.

સિદ્ધગિરિ મંડન જગ જયકારી, (૨) આદિજિણંદની બલિહારી. ટેક.
સમતાસાગર જ્ઞાનદિવાકર, અંજળી જગ દઈ હૃદય વિકાસી;
મિથ્યા તિમિર હ્યો વારી. (૨) સિદ્ધગિરિ. ૧
જગગુરૂ ત્રાતા તું પિતુ માતા, (૨) વીતરાગતા પ્રભુ ત્હેં ધારી;
દ્યો કાંઈ ભાગ વિચારી. (૨) સિદ્ધગિરિ. ૨
ભવથી ઉદાસી થઉં ગુણ પ્યાસી, (૨) ઇષ્ટસિદ્ધિ ફળ આપી પ્રભુ દ્યો;
ગુણ માર્ગાનુસારી. (૨) સિદ્ધગિરિ. ૩
વડીલની સેવા દ્યો સુખમેવા, (૨) લોક વિરૂદ્ધ આચરણા વારી;

દ્યો સદ્વર્તન ભારી. (૨) સિદ્ધગિરિ. ૪
સદ્ગુરૂ યોગો વયણુ સંયોગો, (૨) અંગિકાર કરવાપણું આપો;
રહું જ્યાં તક સંસારી. (૨) સિદ્ધગિરિ. ૫
નિષેધ્યું નિયાણું પણ હું પ્રમાણું, (૨) ભવોભવ તુમ ચરણોની સેવા;
મળજ્યો આનંદકારી, (૨) સિદ્ધગિરિ.
ક્ષય દુઃખ થાએ કર્મ પળાએ, (૨) બોધિ લાભને મરણ સમાધિ;
થાય પ્રણુમતાં વારી. (૨) સિદ્ધગિરિ. ૬
દુઃખડાં નિવારી દાદા ઉદ્ધારી, (૨) મહા નિર્યામક બિરૂદ સંભાળી;
**સાંકુળચંદ** લ્યો તારી. (૨) સિદ્ધગિરિ. ૭

---

અજીત જિણંદશું પ્રીતડી—એ રાગ.

શ્રી સિદ્ધાચળ રાજીયો, મનમોહન હો મરૂદેવાનો નંદ;
ઋષભ જિનેશ્વર વાલહો, તેં ઉદ્ધર્યા હો ભવિ પ્રાણીના વૃંદ;
ઘડી ઘડી સાંભરે સાહ્યબો. એ આંકણી.
સ્વજન વર્ગ શત પુત્રને, ત્હેં આપ્યું હો પ્રભુ મુક્તિનું રાજ;
તો મુજ રંકને આપતાં, કેમ કૃપણુતા હો કીજે મહારાજ ? ઘડી. ૧
ભેદ ધરે નહિ સ્વ પરમાં, જિનવરજી હો તુમે છો વીતરાગ;
સરખા પર પોતાતણા, એ પ્રભુતા હો તારી મહાભાગ્ય. ઘડી. ૨
કબજે આવ્યા સાહ્યબા, નવ છોડું હો લીધા વિણ તાત;
સન્મુખ ભાળો તાતજી, એક વેળા હો મળો સ્વામી એકાંત. ઘડી. ૩
સેવક કહીને બોલાવીએ, ભયભંજન હો યુગાદિ ભદંત;
જો કહેશો નથી યોગ્યતા, નવ માનું હો સુનંદાના કંત. ઘડી. ૪
ભગિની ભોગી ઉદ્ધર્યો, ચંદ્રશેખર હો ગયો મુક્તિ મહારાજ;
ચાર હત્યારા ઉદ્ધર્યા, શુક રાજા હો પામ્યો નિજ રાજ. ઘડી. ૫

શરણે આવ્યો સાહ્યબા, તરછોડો હો નહિ દીનદયાળ;
જો મુજ અવગુણ લેખશો, તો કરશો હો દૂર નાથ મયાળ. ઘડી. ૬
મોટા મ્હેર કરે સદા, જળ વરસે હો જળધર સૌ ઠામ;
રવી શશિ વિકસે જગતમાં, ગંગાજળ હો હરે તરશને ધામ. ઘડી. ૭
અંતર ઘટની વાતડી, જન જનની હો પાસે ન કહાય;
ઝાઝું શું કહું સાહ્યબા, માગ્યા વિણ હો પીરસે નહિં માય. ઘડી. ૮
દાદા દર્શન દીજીએ, રહે તરશ ન હો મટે ભવની પ્યાસ;
સ્થાપો ચરણકમળ વિષે, સેવકની હો સુણી આ અરદાસ. ઘડી. ૯
ભુજ મુનિ ભક્તિ શશી સમે (૧૯૭૨), ચૈત્રીપૂનમે હો સિધ્યાં સવીકાજ;
દેવ કપૂર ગુરૂ દરશને, થયો પરસન હો સાંકળચંદ આજ. ઘડી. ૧૦

## શ્રી શેરીસરામંડન પાર્શ્વનાથનું સ્તવન.

વીર જિનેશ્વર વદનવિધુ ભવિ કુમુદ નિહાળી—એ રાગ.

શેરીસરો પરમેશ્વરોરે, પ્રભુ પાસજી પ્યારો;
પ્રાસાદ લોઢણ પાસનેરે, નેમીનાથનો સારો.
બાવન જિનાલય બાંધીયો રે, વસ્તુપાળે વિશાળો;
પરિઘરમાં એવો લેખ છે રે, પૂર્વ ગ્રન્થે વિચારો.
કાળે એ ગામ ઉજ્જડ થયુંરે લોલ, મંદિર ભોંયમાં દટાઈ ગયુંરે લોલ;
કાળોદેવ કહી સૌ નમેરે લોલ, વર્ણ અઢારેનાં મન રમેરે લોલ.
વિજય નેમસૂરિ એક દિન એ રસ્તે ભૂલા પડ્યારે લોલ,
થઈ આકાશધ્વનિ "ફરો પાછા" ફરતાં પ્રભુ જડ્યારે લોલ.
પ્રતિમા પાંચ અખંડિત અનુપમ ખેતર *ખોયમાંરે લોલ,

* ખેતરનો નિચાણનો ભાગ.

બીજી ખંડિત પ્રતિમા પાસે મંદિર ભોંયમાંરે લોલ.
દર્શન કરી પંથે વહ્યારે લોલ, સમાચાર સંઘને કહ્યારે લોલ;
જાત્રાળુ દેશ વિદેશથીરે લોલ, સંઘ આવ્યા આવેશથીરે લોલ.
શેરીસરો પ્રાચિન એ "તીર્થમાળ સ્તવને" કહ્યોરે લોલ,
સફળ જન્મદિન સફળ ઘડીપળ દર્શન મેં લહ્યોરે લોલ.
ભવિજન ભાવે ગાવે, પરમ આનંદ પાવે;
સેવક **સાંકળચંદ**, શેરીસરો નાથ ગાવે.
શેરીસરો પરમેશ્વરોરે પ્રભુ પાસજી પ્યારો.

---

## પાણસર મંડન શ્રી મહાવીરસ્વામીનાં સ્તવનો.

### શું કહું કથની મારી રાજ. શું કહું—એ રાગ.

પાણસરા મહાવીરજી રાજ, પાણસરા મહાવીરજી;
સુણો સેવકની આ અરજી રાજ, પાણસરા મહાવીરજી. ટેક.
દક્ષિણ ભરતે ગુર્જર દેશે, કલ્લોલ પ્રગણું રાજે;
પ્રકટી પાણસરે ભુતળથી, પ્રતિમા જ્યોતી દિવાજે રાજ. પા. ૧
વિક્રમ સંવત ઓગણીશશેં ને, છાસઠ શ્રાવણ માસે;
શુદ નવમી રવીવારે પ્રકટી, જાગતી જ્યોત ઉલ્લાસે રાજ. પા. ૨
જલા તેજા રાવળના ઘરના, ભડાથી પ્રકટ્યા સ્વામી;
આનંદ આનંદ આજ દીવાળી, જય જય અંતરજામી રાજ. પા. ૩
માનવ ને પશુમાં મહા મરકી, હતી ગામમાં ભારી;
પ્રકટ થયા પ્રભુ જાણી તત્ક્ષણ, ઇતિ ભીતિ ગઈ મારી રાજ. પા. ૪
ત્રિશલાનંદન પાપનિકંદન, અંતીમ જિનપતિ પ્યારા;
શાસનના સુલતાન શ્રી મહાવીર, વરતે જય જયકારા રાજ. પા. ૫

મૂરતિ અલૌકિક તેજ અનુપમ, ચમત્કાર બહુ ભાળી;
ભક્તિવશે જૈનો જૈનેતર, સંઘ આવ્યા પુણ્યશાળી રાજ. પા. ૬
મૃગપતિ લંછન મૂરતિ પુરાતન, લેખ ન પ્રભુની પલાંઠી;
માનું સંપ્રતિરાયે ભરાવી, સુરત મૂરત જોઈ ધાઠી રાજ. પા. ૭
સ્વપ્નસૂચક મહા જ્યોતી પ્રકટી, મંગળમાળા વરતી,
પરમમહોદય ભવસાગરમાં, સાંકળચંદ સુખ ભરતી રાજ. પા. ૮

---

થઈ પ્રેમવશ પાતળીયા—એ રાગ.

જગનાથ મહાવીર ત્રુઠ્યા, મારે મોતીડે મે' આજ વુઠ્યારે;
જગનાથ મહાવીર ત્રુઠ્યા. એ ટેક.
પાણુસરા મહાવીર જિનવરજી, પ્રકટ્યા આજ દીવાળી;
પ્રભુ પ્રતિમા પરમ પ્રભાળી, પડ્યા પાપ મે'વાશી ભુંઠારે. જગ. ૧
જીવદયા પ્રતિપાળ જિનેશ્વર, જગજન અંતરજામી;
હું શરણે આવ્યો સ્વામી, શું કરશે વૈરી રૂઠયારે ? જગ. ૨
પામર પાળો બિરૂદ સંભાળો, સન્મુખ ભાળો સ્વામી;
કહે સાંકળચંદ શિર નામી, પ્રભુવિણુ સૌ સાધન જુઠારે. જગ. ૩

---

## શ્રી વીર ભગવાનનું પારણું.

ભાઇને હાલરડું વહાલું—એ રાગ.

વીરને હાલરડું વહાલું, હાલરડું વહાલું રે. મહાવીરને૦ ટેક.
હેતે ઘુમરડી ઘાલું રે. વીરને.
રત્નજડિત પારણે પ્રભુ પોઢ્યા, ઝાઝા હેતે ઝુલાવું;
મણિ માણેક મોતીનાં ઝુમખાં, પારણીએ લટકાવું રે. વીરને. ૧

ભાત ભાતની ભલી ભમરીઓ, પુતળી પારણે જડાવું;
મોર ચકોર કોયલડી બાંધું, પારણે પોપટ પઢાવુંરે. વીરને. ૨
વીરને રમવાને ભલી ભાતે, ઘોડીલો સોને મઢાવું;
ગેડીદડો દેવતાઈ મહા મૂલનો, રમવાને રંગે આલુંરે. વીરને. ૩
અલોલોલો હાલ ખમા લાડકડા, હાલ્ય હાલ્ય ગાઈ હુલરાવું;
મખમલની રૂડી સેજ બિછાવું ને, પુલની ચાદર ચઢાવુંરે. વીરને. ૪
હીર ઝરીની દોરીએ હીંચોળું, હાલરડાં ગાઈ હરખાઊં;
ત્રીશલામાતા પ્રભુ મુખ જોઇને, કહે લળી લળી વીર જાઊંરે. વીરને. ૫
છપ્પન દિગ્‌કુમરી હુલરાવે, આનંદ અંગ ન માવે;
લહે ઓવારણાં ભક્તિ ભાવથી, મુક્તાફળથી વધાવેરે. વીરને. ૬
આશિર્વાદ વદી ત્રીશલા દે, ચાંપે હૃદયમાં ભાવે;
કુળદીવો કુંવર ઘણું જીવો, દોય કરે ચપટી બજાવેરે. વીરને. ૭
રાજરમણી પાળી થઈ યોગી, ત્રિભુવન જન ઉદ્ધરજો;
કર્મ કટક ભવ રણ સંહારી, શિવસુંદરી વીર વરજોરે. વીરને. ૮
ત્રીશલામાતા કુંવર ઝુલાવે, વિધ વિધ લાડ લડાવે;
જગત રીતે પ્રભુ પારણે પોઢયા, સાંકળચંદ ગુણ ગાવેરે. વીરને. ૯



## ભોયણી મંડન શ્રી મલ્લીનાથ સ્વામીનું સ્તવન.

### માતા મરૂદેવાના નંદ, દેખો તારી—એ રાગ.

માતા પ્રભાવતીના નંદ, મલ્લિનાથ મહારાજા ભોયણી ભલે બિરાજોજી;
ભલે બિરાજો, ભલે બિરાજો, ભલે બિરાજોજી. મલ્લિનાથ. ટેક.
ઓગણીસેં ત્રીશના વૈશાખે, પૂનમદિન ઉદ્યોત;
કેવળ પટેલના ખેતરથી, પ્રકટી જાગતી જ્યોત. માતા૦ ૧

કુકવાવ ને ભોયણી વચ્ચે, થયો વાદ તે ઠામ;
એક કહે પ્રભુને લેઈ જઇએ, બીજા કહે અમ ગામ. માતા૦ ૨
વૃદ્ધ કહે હઠવાદ કરો નહિં, પ્રભુ ઇચ્છા ત્યાં જાય;
વગર બળદ ને ગાડે સ્થાપ્યા, પણ ત્યાં અચરજ થાય. માતા૦ ૩
કુકવાવ ભણી કર્યો ઊંટડો, વળ્યો ભોયણી આપ;
વગર બળદીએ ગાડું ચાલ્યું, જૂવો દેવ પરતાપ. માતા૦ ૪
અમથા પટેલને ઘેર લાવી, પધરાવ્યા પ્રભુ તામ;
મલ્લિનાથજી ને કાઉસગીયા, સ્થાપ્યા ભોયણી ગામ. માતા૦ ૫
ગામ નગરપુર દેશ વિદેશે, પ્રસર્યો પ્રભુ પ્રભાવ;
સંઘ ઘણા જાત્રાએ આવ્યા, સહસ્ર રંક ને રાવ. માતા૦ ૬
વર્ણ અઢારે પ્રભુને માને, ફળે આશ ભરપૂર;
ચમત્કાર દેખીને દુનિયાં, આવે પ્રભુ હજુર. માતા૦ ૭
ભુવન વેદ ભક્તિ શશિ વર્ષે, (૧૯૪૩) માહાશુદ દશમ શ્રીકાર;
નવિન ચૈત્યમાં પ્રભુ બિરાજ્યા, વર્ત્યો જય જયકાર. માતા૦ ૮
નલિનીગુલ્મ વૈમાન બનાવ્યું, મનહર ચૈત્ય વિશાળ;
મણિમય સ્તંભની રચના કીધી, શિખરબંધ ઉજમાળ. માતા૦ ૯
શિખર પતાકા પ્રમુદિત ફરકી, નભથી કરે વિવાદ;
શું ગાજે હું જિનમંદિર ચડી, ઉતર્યો તારો નાદ. માતા૦ ૧૦
કળિયુગમાં એ સાચો સાહેબ, દીન દુઃખભંજન દેવ;
પરચા પૂરે ચિંતા ચૂરે, પ્રકટયા પ્રભુ સ્વયમેવ. માતા૦ ૧૧
વર્ષે વર્ષે વર્ષગાંઠ દિન, મેદની અહિં ભરાય;
શેઠ ભગુભાઇ તનુજ તરફથી, સ્વામિવત્સળ થાય. માતા૦ ૧૨
ધ્યાન પ્રભુનું જે જન ધરશે, તરશે તે સંસાર;
આધિ વ્યાધિ જશે ઉપાધિ, થશે સમાધિ સાર. માતા૦ ૧૩

યુગ્મ ઋતુ ભક્તિ શશિ (૧૯૬૨) વર્ષે, માઘ દશમ રવીવાર;
વર્ષગાંઠ દિન સાંકળચંદે, ગાયો જગદાધાર. માતા૦ ૧૪

—⁂—

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનું સ્તવન.

આવો આવો જશોદાના કંથ—એ રાગ.

આજ શંખેશ્વર મહારાજ ભલે મેં ભેટ્યા રે,
આજ ભવના સંચિત પાપ તાપ સવિ મેટયા રે;
ગત ચોવીશી દામોદર પ્રભુ વારે ભાવેરે,
એ પડિમા શ્રાવક નામે અશાડી ભરાવેરે. આ૦ ૧
પાતાળ સ્વર્ગ ચિરકાળ પૂજી બહુ દેવેરે,
નમી ને વિનમી પ્રભુ ઋષભને વારે સેવેરે;
રૈવતગિરિ ઉપર સાતમી ટુંકે સ્થાપીરે,
ત્યાં નાગકુમારે પૂજી એ પ્રતિમા પ્રતાપીરે. આ૦ ૨
જાદવની જરા હરી હરિએ શંખ જ્યાં પૂર્યોરે,
તેણે શંખેશ્વર પડયું નામ વિઘ્ન સવિ ચૂરોરે;
શંખપુર નગર શ્રીપતિએ વસાવ્યું તે ઠામે રે,
છાશી સહસ્ર વર્ષથી પ્રભુ શંખેશ્વર ગામેરે. આ૦ ૩
અગીઆરશેં પંચાવનમાં સજ્જનશાહે રે,
પ્રાસાદ વિમાન સમાન કર્યો ઉત્સાહે રે;
દુર્લભસિંહરાજનો રોગ ગયો જિનન્હવણે રે,
થયો જૈની કર્યું જિનભવન અડયું જઈ ગયણેરે. આ૦ ૪
પ્રભુ ધ્યાનથી વંધ્યા પુત્ર પારણે ઝુલાવે રે,
અંધ નેત્ર દિવ્ય દીન શ્રીપતિ થાય પ્રભાવેરે;

વિષધર ગય રણુ જલ જ્વલન રોગ ચોરારીરે,
એ અષ્ટ મહા ભય જાય થાય નહીં મારીરે. આ૦ ૫
ભીડ ભંજન જગદાધાર જગતગુરૂ સાચોરે,
પુરિસાદાણી પ્રભુ પાર્શ્વ જિનેશ્વર જાચોરે;
પદ્માવતીને પાસ યક્ષ સેવ નિતુ સારેરે,
મનવાંછિત ફળ દે વિઘ્ન ભક્તનાં વારેરે. આ૦ ૬
ત્રિભુવનપતિ દેવને‌ા દેવ દયાળ મ્હેં ભેટયો રે,
આજ આનંદકંદ અમંદ તાપ સવી મેટયોરે;
માઘ પૂનમ યુગ્મ ઋતુ ભક્તિ શશિ (૧૯૬૨) વર્ષે રે,
ગાયો સાચો સાહેબ **સાંકળચંદે** હર્ષેરે. આ૦ ૭



## શ્રી કેસરીયાજીનુ સ્તવન.

મારા ચતુર શિરોમણી ભ્રાત વિદેશ—એ રાગ.

મારા કેસરીયા મહારાજ ઋષભજિન અરજી ધારજ્યો,
મારા દાદા દુઃખડા નિવારજ્યો, મારા જિનજી દુઃખડાં નિવારજ્યો.
મારા પ્રભુજી, દુઃખડાં નિવારજ્યો. મારા૦
ભવદવ સળગ્યો ચોપાસ, દાસને બળતાં ઉગારજ્યો. મારા૦
કુમતિ કુલટાને‌ા સંગ, ભંગ કરી વૈરી વિદારજ્યો. મારા૦
ભવદરીએ બૂડયું ઝાઝ, સાહ્ય કરી જિનજી ઉદ્ધારજ્યો. મારા૦
મહા ધીંગ ધૂલેવાનાથ, હાથ ગ્રહી ભવોદધિ ઉતારજ્યો. મારા૦
પ્રભુ પામરપાળ દયાળ, બાળની કૃતિયો સુધારજ્યો. મારા૦
કહે સેવક **સાંકળચંદ**, ફંદ ભવોભવના નિવારજ્યો. મારા૦
લઘુ જૈનસભા શિરતાજ, આજ મનમંદિર પધારજ્યો. મારા૦



## ભક્તિ સ્તુતિનાં ભિન્ન ભિન્ન સ્તવનો.

ગગરીયાં ભરદેરે– એ રાગ.

પ્યારા પ્રભુ ચરણે ચિત્ત ધરદે, ધરદેરે પ્યારા પ્રભુ ચરણે ચિત્ત ધરદે;
કાળ વ્યાલ મુખ ફાડી જીવને, સમય સમય સંહરલેરે. પ્યારા. ૧
વિષય કષાય પ્રમાદ વિષે પડી, આતમધન કયમ હરલેરે. પ્યારા. ૨
જિનવચનામૃત શ્રુતસાયરથી, સમતાંજળી જળ ભરલેરે. પ્યારા. ૩
હૃદયકમળ મળ દૂર નિવારી, આતમ અનુભવ કરલેરે. પ્યારા. ૪
જ્ઞાનસુધારસ પાન કરીને, ધ્યાન પ્રભુજીનું ધરલેરે. પ્યારા. ૫
બોધિબીજ સમકિત તરી બેશી, ભવસાયર ઝટ તરલેરે. પ્યારા. ૬
કર્મરિપુ દળ ભવરણ ચૂરી, જન્મ મરણ ભય હરલેરે. પ્યારા. ૭
બહિરાતમ તજી અંતરઆતમ, પરમાતમ પદ વરલેરે. પ્યારા. ૮
જીવદયા પ્રતિપાળ જિનેશ્વર, **સાંકળચંદ** ઉદ્ધરલેરે. પ્યારા. ૯

---

ચાલો ચાલોજી ચેતન જોવા જિણંદ.(૨)જોવા જિણંદ ચાલો જોવા મુણિંદ ચા.
ત્રિગડે બેશી ભવિ પ્રતિબોધે, ચોત્રીશ અતિશય ધારી જિણંદ. ચા.
ચૌમુખ દે પ્રભુ ધર્મ દેશના, માલકોશ શુભ રાગે અમંદ. ચા.
શરદ શશિસમ પ્રભુ મુખ દેખી, ચંદ ચકોર જ્યું આનંદકંદ. ચા.
દેવદુંદુભિ ગંભીર ગાજે, નાચે ને રાચે છે કિન્નરી વૃંદ. ચા.
સહજ વિરોધ વિસારી પ્રાણી, વાણી સુણીને પામે છે આનંદ. ચા.
**સાંકળચંદ** મહાવીર મંડળ, વંદી પ્રભુને ટાળે ભવફંદ. ચા.

---

નિશદિન મુજ મનમાં....................સ્વામી.
ચરણશરણ તુજ, સ્મરણ કરૂં સતત આનંદમાં;

આજ ઉમંગ છે તનમાં, નિશદિન મુજ મનમાં;
મધુકર માલતિ મયુર ઘન જેમ, તેમ મુજ
મન તુજ જિણુંદ, મુણીંદ, દિણુંદ, સુખકંદ,
વિસારૂ ન પડી ભવના ફંદમાં,
સ્થાપું હૃદય સદનમાં, નિશદિન મુજ મનમાં.

---

તુંહી ત્રાતા જિનેંદ્ર દાતા, ભરમ તિમિરહર તરણી, તુજસમ નહીં કો ધરણી;
કૃપા કરણુ છબિ તરણુ તારણુ દુઃખ વારણી, તુંહી ત્રાતા (૨) એ ટેક.
જગપતિ જિનપતિ કંચન વરણુ સમ મૂરતિ આપની, દાસ જાણી;
અભંગ ભક્તિ નિહાળી, શુભમતિ અતિ આપો વીર મંડળી. તુંહી ત્રાતા.

---

ભર ડગલું ન એકે સમજ મન ધીર—એ રાગ.

આ અરજી અમારી સ્વીકારી લે વીર. (૨)
કરમ કટક ભટ ખટપટ ભારી, ભવરણુ જંગ મચાવે દા'ડી. અરજી. ટેક.
મોહરાય સુભટ ધાય, રાગ દ્વેષ ને કષાય, (૨)
છળ અશિધારે, જગ સંહારે, જિનજી વ્હારે થા આ વાર;
વીરમંડળ ભવિકવૃંદ ગાય છંદ સાંકળચંદ. અરજી અમારી૦

---

આવો સખી આવો માને મોતીડે વધાવો—એ રાગ.

ગાવો ભવિ ગાવો મહાવીર ગુણુ ગાવો, (૨)
વીરગુણુ ગાવો, મહાવીર ગુણુ ગાવો. ગાવો. ટેક.
ચિરમળ ટાળી પ્રભુ અંગ પખાળી, કેસર ચંદન ઘન ઘસી પ્રભુ ધ્યાવો. ૧
આતમ ગંધ અનાદિની ટાળી, માલતિ મોગર શુભ પુષ્પ ચડાવો. ગા. ૨

અષ્ટ પ્રકારી સ્નાત્રપૂજા કરી, ભાવના ભાવી શુભ આંગી રચાવો. ગા. ૩
ભક્તિ સ્તુતિ શાસનપતિની કરી, જ્ઞાન ધ્યાન એકતાન લગાવો. ગા. ૪
થેઈ થેઈ નૃત્ય કરી ફૂળ નૈવેદ ધરી, થાળ ભરી ભરી મોતીડે વધાવો. ગા. ૫
સાંકળચંદ મહાવીર મંડળ, આવાગમન નમનથી ન પાવો. ગા. ૬

---

ચોકને આંગણે ચાંદનીરે—એ રાગ.

આજતો ઉગીયો આંગણેરે, ફળ્યો સુરતરૂ ચંગ;
રંગરે બેઠા જિણંદ સમવસરણમાં.
આનંદકંદ મુખ ચંદરે, ચાલો જીણુંદને જુહારવા;

સાખી.

ચૌમુખ દે પ્રભુ દેશના, માલકોશ શુભ રાગ;
બારે પર્ષદા સાંભળે, યોજનગામિની વાણ.

આંખલડીરે પ્રભુ જોઈ જોઈ હરખે, ભામણાં લેઉં જિનરાજનાંજીરે;
ભામંડળ પ્રભુ પાછળ છાજે, દેવદુંદુભિ નાદ ગાજે વાજેજીરે;
આંખલડીરે પ્રભુ જોઇ જોઈ હરખે, અશોકવૃક્ષ ભવશોક નિવારણ;
ચૌત્રીશ અતિશય ધારી જિણંદરાય;

સાખી.

કીન્નરી શચી ટોળે મળી, ફુદડી ફરે શ્રીકાર;
ગીત નૃત વાજીંત્રના, તાથેઈ તાથેઈકાર.

પહેલો રજતમય ઘડ ઉર આણો, બીજો કનકમય જાણોજીરે
ત્રીજો તે ઘડ મણિમય શોભે છે, સહજ વિરોધ વિસારી પ્રાણી;
સાથે બેશીને સુણે દેશનાજીરે,

સાખી.

લઘુ જળ વૃષ્ટિ સુર કરે, કંટક અધોમુખ થાય;

સરસ પુષ્પ સુર પાથરે, રોગ શોક ભય જાય.
ભવ ભય ભીડ ભાગી, સુમતિ જાગીરે આજ સુમતિ જાગી.
વીરમંડળ સાંકુળચંદ કહે આજ કાજ સર્યાં જિનરાજજીને વાંદતાં;
ત્રિગડે મુજ મન મોહ્યું, આજતો ઉગિયો આંગણેરે૦

---

અનનુભૂત આજેજ સુખ ખોયું—એ રાગ.

મહાવીર જિન વદન આજ નિરખ્યું, (૨)
સફળ જંન્મ દિન આ....આ....આ....આ....આ
વદન આજ નિરખ્યું, મહાવીર જિન૦ ટેક.
શરદપૂનમ શશિ પ્રભુ મુખ જોઇ લાજ્યો,
ખશિયાણો પડો થયો ક્ષિણ અસ્તોદય;
જગતપિતા જિન આ....આ....આ....આ....આ. વ. ૧
તેજથી લાજી રવી ચક્રવાળ ભમે,
કાંતિ રૂપ દેખી લાજે મદન અનંગ બને;
પદકજ લીન મનં. આ....આ....આ....આ....આ. વ. ૨
અશરણુશરણુ પ્રભુ ચરણુકમળ રહી,
મહાવીર મંડળ સાંકુળચંદ ગાય;
અરજ કરે છે દીન. આ....આ....આ....આ....આ. વ, ૩

---

રાગ આશાવરી.

જાઓ તમે નિજ ધામ, ભાઈ જાઓ—એ રાગ.

વીરજિણુંદ ગુણુગ્રામ, ગાઉં વીરજિણુંદ ગુણુગ્રામ;
અશરણુશરણુ કૃપાળ દયાળુ, વીરજિણુંદ ગુણુ૦ ટેક.

અર્જુનમાળી જે ધુર પાપી, ઉદ્ધરિયો શિક્ષણ શુભ આપી;
મેઘકુંવરને વ્રત સ્થીર સ્થાપી, રાખ્યું જગમાં નામ. ગાઉં. ૧
અડદના બાકુલ લેઇને તારી, ચંદનબાળા સાધવિં સારી;
ચંડકોશિયો નાગ ઉદ્ધારી, ત્રિભુવનજન વિશ્રામ. ગાઉં. ૨
મંખળીપુત્ર મળ્યો દુઃખદાઈ, બોધિબીજ આપ્યું હિત લાઈ;
બલિહારી જાઉં તુજ પ્રભુતાઈ, દીસે નહીં કોઇ ઠામ. ગાઉં. ૩
પ્રભુગુણ ગણુ ગંગાજળે નાહી, સ્તવના સાંકળચંદે ગાઇ;
મહાવીર મંડળ નિત્ય વધાઈ, આપો અવિચળ ધામ. ગાઉં. ૪

---

જય જિનવર ગુણ ગાઉં, સંખેશ્વર સુખકારી;
જગતપિતા દેવા, જિનપતિ હર કુમતિ. જય૦ ટેક.
ચાર ગતિ ભવભય હરવા, કર મયા દયા કરૂણા;
સુમતિ સુગતિ ભક્તિ મુક્તિ આપો પતિ,
ધૃતિ મતિ નૃતથી તેમ તનનનનનનન,
કંસ તાલ ડફ આ. આ. આ. આ. જય જિનવર૦

---

સુંદર શામળિયા, નામ જપીશ નિત્ય તારૂં—એ રાગ.

મહાવીર જિન મળિયા, શાસનપતિ શણગારા; નાઠાં ભવદળિયાં,
પ્રકટ્યા પુણ્ય પ્રચારા; મહાવીર૦
ચંદ ચકોર મોર જળધારા, મધુકર માલતિ, તેમ મન મારા,
નિશદિન રટણ કરૂં ગુણ તારા; નયન કૃતારથ દર્શથી પ્યારા,
જગગુરૂ જગહિતકારા; મહાવીર૦
પ્રીત બની જળ મીનસમ પ્યારા, પલક રહો નહીં નાથજી ન્યારા;

હૃદયકમળ સ્થાપું સુખકારા, સેવક સાંકળચંદ તમારા;
વીરમંડળ જયકારા. મહાવીર૦

---

### પાતળિયા પરિશ્રમ હયો શાને—એ રાગ.

શામળિયા રથ વાળોને ચાલો સાથ જદુનાથ જદુનાથજી
ચોરીમાં બેશીને ઝાલોને જમણો હાથ, જદુ. (૨)
પ્રીતિને પાળવી, નીતિને જાળવી, પુંઠ ન વાળવી,
આ. આ. આ. પ્રાણુપતિ, આ વિનતી. શામળિયા૦
કલ્યાણી સંસાર વિકાર જાણી છોડશે તેને ધન્ય તેને ધન્ય છે,
સંસારથી સતિ થાય છે દૂરગતિ, લે શુભ નિવૃતિ, આ. આ. આ.
જાગી મતિ, પુણ્યવતિ, શામળીયા૦
સમતામાં રમે, ભવમાં ના ભમે, જ્ઞાનીની વાણીસત્ય વાણી સત્ય છે.
ભવના નાટકમાં ભજવ્યા, જીવે પાઠ ભવોભવ, આ. આ. આ.
શાણી સતિ, રાજેમતિ, શામળિયા૦
ચોરીમાં ઝાલ્યો ન હાથ, ધરો શિર હાથ, સતિ રંગ સતિ રંગ છે.
સાંકળચંદ મહાવીરમંડળ, ગાય પ્રભુ ગુણ, આ. આ. આ.
જિનપતિ, ધન્ય કૃતિ, શામળિયા૦

---

### ત્રીતાળી ભેરવી. નગીનારે નેહ નજર—એ રાગ.

રંગીલારે રથવાળો જદુરાજ,
નેમનગીના નિજ રાણીની, અરજ સુણો મહારાજ. રંગી૦ ૧
પ્રાણજીવન પ્રભુ હાર હૈયાના, છો મમ શિરના તાજ. રંગી૦ ૨
આઠ ભવાંતર પ્રીત વિસારી, શું નહીં આવી લાજ. રંગી૦ ૩

નાથ સબળ હું અબળા દાસી, સફળ કરો મમ કાજ. રંગી૦ ૪
કલ્યાણીરે રાજુલ કર તું વિચાર.
આ સંસાર અસાર ચક્રમાં, ભટકયા વારંવાર. કલ્યા૦ ૫
ભવનાટકમાં જીવે ભજવ્યા, વેષ વિવિધ પરકાર. કલ્યા૦ ૬
માત તાત સુત દારા ભગિની, ઉલટપાલટ સંસાર. કલ્યા૦ ૭
પ્રીત સગાઇ નથી કોઈ કોઈની, ધરમ પરમ આધાર. કલ્યા૦ ૮
પ્રભુજીરે વચન તમારૂં પ્રમાણ.
નાથ વિના કોણ પાર ઉતારે, જે ભવસાગર વ્હાણ. પ્રભુ૦ ૯
હાથ ન ઝાલ્યો જો ચોરીમાં, કર શિર દ્યો જગભાણ. પ્રભુ૦ ૧૦
દીક્ષા શિક્ષા અનુપમ આપી, મેળવ શિવપુર ઠાણ. પ્રભુ૦ ૧૧
સાંકળચંદ સભા લઘુજૈને, દંપતિનું ધર્યું ધ્યાન. પ્રભુ૦ ૧૨

---

### સનનન સોહે સાંવરીયાં શ્યામ—એ રાગ.

નેમનગીના વાજો રથ આમ, (૨)
શામળી સુરતપર વારીવારી જાઉં હું. નેમ૦ ૧
આઠ ભવાંતર પ્રીત નિવારી, નવમે કુંવારી મૂકો નહીં શ્યામ;
સુણ્યો પોકાર પશુનો પ્રીતમજી, રાણીની વાત સુણી નહીં નામ. શા. નેમ. ૨
સીતાનું હરણ કરાવ્યું ત્હેં હરણા, ચંદ્રને કીધો કલંકિત આમ;
મારી વખત પણ ભાઇ તું ભૂંકયો, શું મ્હેં બગાડયું વીરા તારૂં કામ. શા. નેમ.૩
કરપિડન પ્રભુ ચોરીમાં ન કર્યું, હાથ ધરી શિર દ્યો શિવધામ;
દંપતિ સિદ્ધ થયાં જયવંતા, સાંકળચંદ કરે છે પ્રણામ. શા. નેમ. ૪

---

### દાવરદા દાતાર—એ રાગ.

જિનવર દાતાર, મહાવીર નિસ્તાર, સંસાર,

વાહ્લા............લા, નોધાર, આધાર, ઉધ્ધાર;
જયકારી, જિન તારી, બલિહારી, જાઊં વારી,
જિનવર દાતાર, મહાવીર નિસ્તાર સંસાર વા૦
અરિહા છો અવિકારી, તરિયા ભવજળ ભારી;
છો ઉપકારી, કરમ ભરમ કાપો; પ્રભુ પરમ ધરમ આપો,
મૂરત તોરી. આ. આ. આ. વિરત સુરત સુખકારી. જિનવર૦

---

કોઈ દ્દગ્ધ હયો દિલરંગી—એ રાગ.

જિનરાજને ભજ પ્રાણી, સંસાર અથિર જાણી, જિનરાજને૦ ટેક.

સાખી.

ક્ષણુ ક્ષણુ આવરદા ઘટે, ઘટે દિવસ ને રાત;
આજતણું હમણા કરો, કાલતણી શી વાતરે. જિન.
સમય વિષે નહિ કરી શકે, અંતસમે પસ્તાય;
વાત પિત્ત કફ વેદના, કંઠદ્વાર રૂંધાયરે. જિન.
નિત્યમિત્ર કાયા કદી, કરે ન કોઇનો સાથ;
પર્વમિત્ર પાછા વળે, સ્વજન બતાવી હાથરે. જિન.
સત્યમિત્ર જુહાર તે, સ્હેજ સખાઈ ધર્મ;
સાહ્ય કરે પરભવ જતાં, અંતે દે શિવશર્મરે. જિન.
તે જિનધર્મ આરાધતાં, રહે ન ભવભય ફંદ,
જાચે ભવોભવ ધર્મનું, શરણુ સુ સાંકળચંદરે. જિન.

---

ઉદયભાણના ગરબાની દેશી કોઈ દેવાંશી—એ રાગ.

જોઈ દેવાધિદેવ છબી તારી, જયકારી, ઉપકારી જઉં વારી વાર વાર;
ધર્મનાથ દેવ દરબાર, વંદીએ આ વાર સ્વામી;

ભવોદધિ તાર, ઉપકારી જઉં વારી વાર વાર૦
જોઈ દેવાધિદેવ છબિ, તારી જઉં વારી વાર વાર.
સંસારના કાંતારમાં ભૂલો પડયો આ જીવડો,
તું મળ્યો પણ નવ કળ્યો માયા જાળ ફસિયો બાપડો,
અતિ રાગદ્વેષ કષાયથી નહિ પાપનો રાખ્યો ધડો,
જીવદયાના પ્રતિપાળ પ્રભુજી તાર તું તારક વડો,
ધર્મજિણંદ તારા ચર્ણકમળ ગ્રહી, કર્મ ન બાંધે ભવિ પ્રાણીયા;
પાતક પરિહરિ સંસાર સ્વલ્પ કરી, મુક્તિમંદિર ગયા જાણીયા.
ભક્તિ સ્તુતિ કરૂં સ્વામીની સાચી, કપટરહિત પૂજન કરૂં રાચી;
પ્રભુ મમ અરજ સ્વીકાર, ગુણનિધીછો સુખસાગર.

નાટક નવરંગે કરૂં, તાથેઈ તાથેઈકાર;
ભવનાટક નાચું નહીં, એ પ્રભુનો ઉપકાર.

વીતરાગ તજી અન્ય દેવ દેવી ધ્યાય, દ્રાખ તજી કાગ દૂરગંધવસ્તુ ખાય;
સેવક સાંકળચંદ પ્રભુગુણ ગાય, લઘુ જૈનસભા મન હરખ ન માય.
ઉપગારી જઊં વારી વાર વાર, જોઈ દેવાધિદેવ છબી.



ધીમે ધીમે ચાલોને મારા પ્રાણરે—એ રાગ.

જરી સામું જુવોને મહાવીરરે, ચાર ચોર લૂંટારાઓ લૂંટી જશે;
વૈરી કેડે થશે ધર્મ ધીરરે, જરી સામું.

સાખી.

મોહ જગત જંગલ વિષે, વિરચે માયાજાળ;
સપડાવી જગ જીવને, ઠાર કરે તત્કાળ.

અમ સરખા પતિતોની વ્હારે તમે, જગનાથ કૃપાળુના શરણે અમે,
નામું શિરરે, જરી સામું જુવોને મહાવીરરે.

### સાખી.

અર્જુનમાળી ઉદ્ધર્યો, તાર્યો મેઘકુમાર;
તારી ચંદનબાળીકા, એ તારો ઉપકાર.
ભવસિંધુ ઉતારોને ત્રાતા તમે,
વીરમંડળી સાંકળચંદ નમે, તારો તી.......૨૨૦ જરી૦

---

### પહેરી સાડી લટકો મટકો કરતાં આવ્યા—એ રાગ.

વીરજી અરજી ત્રાતા અમારી આ સુણજો,
તારો સ્વામી નામું શિર છોરૂ ગણજ્યો,
શાસનનારે સુલતાને, માન્યો મુજરો મનમાને,
અપરાધ બધા અવગણજ્યો. વીરજી અરજી૦
મહેર કરો મહારાજા...સેવકની રાખો માઝા,
તારો તારોજી તારો તારો,
સાંકળચંદ વીરમંડળ દાદાજી ઉદ્ધરજ્યો. વીરજી અરજી૦

---

### શ્રી મહાવીરસ્વામીનો છંદ ઝુલણા.

પતિત પાવનકરા પરમ યોગીશ્વરા, ચરમ તીર્થંકરા ધ્યાન ધ્યાવું;
તિમિરમિથ્યાહરા રંક અભરાભરા, કર્મની નિર્જરા હેતુ ગાવું.
ઘોર પાપી નરા કર ગ્રહી ઉદ્ધર્યા, જિનવરા જયકરા માફ માગું;
ધીર ધુરંધરા વીર જગદીશ્વરા, પરમ પરમેશ્વરા પાય લાગુ. ૧
પુણ્ય પાવનધરા જન્મ જ્યાં જિનવરા, પાદપંકજ ધર્યા ભાગ્ય ભારી;
ભૂચરા ખેચરા નરવરા સુરવરા, અનુચરા થઈ રહે રાત દા'ડી.
ભવિકજન સુખકરા પરમપદ જે વર્યા, દેખી જિનભાસ્કરા પુણ્ય જાગ્યું; ધીર૦
દેવ ત્રિગડું રચે કિન્નરી ત્યાં નચે, પર્ષદા બાર બિચ જિન બિરાજે.

મધુર દે દેશના પુણ્યની પોષણા, ઘોષણા દુંદુભિમાંહ્ય ગાજે;
છત્ર ત્રિક છાજતા મેઘધ્વનિ ગાજતા, સાંભળી મોહદળ જાય ભાગ્યું. ધીર૦
બાર ગુણઅલંકર્યા સર્વ અતિશય ભર્યા, વાણી પાંત્રિશ વર્યા પંચ નાણી;
ધ્યાન જિનનું ધરે સકળ મંગળ કરે, પરમપદ તે વરે ભવ્ય પ્રાણી;
આજ જિનરાજ જગતાજ મ્હારાજ મમ, ભાગિયા વૈરી બે ચાર ઠાણુ. ધીર૦

—⁂—

## શ્રી ધર્મનાથ સ્વામીજીનું સ્તવન.

**હાંરે મારે આસો માસે શરદપુનમની રાતજો—એ રાગ.**

હાંરે મારે ધર્મધુરંધર ધર્મનાથ મહારાજજો,
વારેરે ભવભય ઉદ્ધારે જિનપતિરે લોલ;
હાં૦ મોહ નિવારક તારક ભવોદધિ આજજો,
નાયકરે ત્રિભુવનના દાયક શુભમતિરે લોલ. ૧
હાં૦ ભાનુનંદન પાપનિકંદન દેવજો,
રાયારે રત્નપુરીના જાયા સુવ્રતારે લોલ;
હાં૦ લંછન વજ્ર સુ કંચનવરણી દેહજો,
ધેનુરે સુર પારસમણિ પ્રભુ સુરલતારે લોલ. ૨
હાં૦ ભવરણ તાપ તપિત જનને વિશ્રામજો,
શિતળરે સુરતરૂની છાંયા નવી નમેરે લોલ;
હાં૦ મન ઇચ્છીત વંછીત ફળ દે જિન નામજો,
આધીરે ભય રોગ શોક વ્યાધી સમેરે લોલ. ૩
હાં૦ સમરથ સાહ્યબ તું જગમાં જિનરાજજો,
રક્ષણરે શરણાંગતનું કરી તારજોરે લોલ;
હાં૦ મોહ સુભટની ખટપટ ચાલે આજજો,
ચાર ચોર બે વૈરીનો ભય વારજોરે લોલ. ૪

હાં૦ આઠ ધૂતારા મારા કરે કુ કાજજો,
કરતારે અતિ વિઘ્ન કાઠિયા ધર્મમાંરે લોલ;
હાં૦ અધમ ઉદ્ધારણ તારણ હાથે લાજજો,
ભૂલ્યોરે હું વિષયઅંધ મતિ ભર્મમાંરે લોલ. ૫
હાં૦ દોષો મારા જોશો નહીં જગતાતજો,
અરજીરે પ્રતિપાળ બાળની ધારજોરે લોલ;
હાં૦ પદકજ મન મધુકર સેવે દિનરાતજો,
સેવક **સાંકળચંદ** કહે પ્રભુ તારજોરે લોલ. ૬

—→※:o:※←—

**જપતી પ્રીતમનાં જપમાળ એ રાગ.**

કઠણ કરમ ઈંધન ક્ષણમાત્રમાં તપ તેજથી બાળે,
દ્વાદશ ભેદે તપ પાળે, કુળ અજવાળે; (૨)
કરતાં ક્ષમા સહીત તપ ભવદુઃખ ટાળે. કઠણ૦

**સાખી.**

ખાધું ગિરિવર જેટલું, પીધું સાગર નીર;
તૃપ્તિ ન પામ્યો જીવડો, તર્યો ન ભવજળ તીર;
શક્તિ લોપે નહિ કાળે, સત્તા નિજ ભાળે (૨) કરતાં. ૧
કલ્પવૃક્ષ સમ તપ વડો, ભવસાગરમાં ઝાઝ;
ઋદ્ધિ સિદ્ધિ લબ્ધિ મળે, પામે અવિચળ રાજ.
રાગદ્વેષ મમતા ટાળે, સમતામાં મહાલે (૨) કરતાં. ૨
સમતાથી તપ પાળતાં, ભવમાં ભમવું જાય;
જ્ઞાનાદિ ગુણ સાંકળે, તપ મહિમા જોડાય.
નાગકેતુ સમ વ્રત પાળે, પાપ પ્રજાળે. (૨) કરતાં. ૩

—

સૈયર સુખકર સંસાર શિયળ ભૂષણ—એ રાગ.

ચાલો ચાલો રે ચતુર નર આજ વીરમુખ જોવાને,
વા'લો વા'લોરે નમું શિરતાજ ભવદુઃખ ખોવાને;
ભવદુઃખ ખોવા અઘમળ ધોવા, જોવા મુખ જિનરાજરે,
ભરમ તિમિર ભવોભવનાં હરવા, તરવા ભવજળ ઝાઝ. વીર. ૧
ત્રિશલાનંદન વંદન કરીએ, ધરીએ પ્રભુનું ધ્યાનરે;
તરીએ ભવદરીએ જય વરીએ, હરીએ મદ અજ્ઞાન. વીર. ૨
કલ્પવૃક્ષ કળિકાળે સાચો, જાચો વાંછિત દાનરે;
ભવિજન મનકજ કરે વિકસ્વર, જગદિશ્વર જગભાણુ. વીર. ૩
કર્મ કટકનો ભય હરવા વીર, ધીર વીર ગંભીરરે
ધર્મધુરંધર જન મન તનના, તાપ નિવારણ નીર. વીર. ૪
જિન પદકજ મનમધુકર સેવે, સેવક સાંકળચંદરે;
જૈન સભા લઘુ મુખથી માગે, ટાળો ભવભય ફંદ. વીર. ૫

—✥—

વાહાલા વેગે આવોરે—એ રાગ.

"દાદા દુઃખ વારોરે, ભવજળ તારોરે; ચિંતામણી પાસજી, હોજી.
પ્રભુજી માગું ભિક્ષા તુજ દરબાર. ચિંતામણી૦

સાખી.

ભમે ચક્ર કુંભારનું, ભમ્યો તેમ સંસાર;
છેદન ભેદન દુઃખ સહ્યાં, કહેતાં ન લહું પાર.
પ્રભુજી મારાં ભવ દુઃખ વારોરે. ચિંતામણી૦
ભીડ પડી ગોવિંદને, સમર્યા જગદાધાર;
જરા નિવારી ન્હવણથી, વર્તાવ્યો જયકાર.
પ્રભુજી મારી ભીડ નિવારોરે. ચિંતામણી૦

સ્મરણ કરે પ્રભુ તાહરૂં, વંધ્યા પ્રસુતા થાય;
અંધ નેત્ર પ્રકટે નવાં, દીન ઘર શ્રી સોહાય.
પ્રભુજી મારાં કાજ સુધારોરે. ચિંતામણી૦
ચોર અરિ જલ જ્વલન ને, ગય રણ વિષધર રોગ;
એ મહાભય તુજ ધ્યાનથી, ટળે ન રહે ભવશોગ.
દયાનિધિ દાસને ઉદ્ધારોરે. ચિંતામણી૦
રાજપુરે પ્રભુ રાજતો, ધિંગધણી દાતાર;
ચિંતામણી ચિંતા હરે, ભરે અખુટ ભંડાર.
સેવક **સાંકળચંદ**ને તારોરે. ચિંતામણી૦



## શ્રી પાર્શ્વનાથ સ્વામીનું પારણું.

માતા વામાજી ઝુલાવે પ્રભુને પારણે,
પાસકુંવરની કાયા શોભે સોવનવાન;
વપુ શુભ કોમળ નિરખી હરખે હૈયું માતનું,
રૂપ પ્રભુનું દેખી ભૂલ્યો રતિપતિ ભાન. માતા. ૧
ચંદ્રપ્રભા સમ કાન્તિ મુખની બાળારાજની,
મનહર અંગોપાંગ સકળ તનુ શોભા સાર;
રક્તકમળદલ પગલાં કંકુવરણાં લાલ છે,
મંગળકારી અવિકારી શુભ પાસકુમાર. માતા. ૨
માતા પ્રેમભરી દૃષ્ટિથી નિરખી બાળને,
મન વિકસે તન ફરસે આનંદ અંગ ન માય;
અલોલોલો હાલ ખમા લાડકડા મારા લાલને,
દુઃખડાં લઉં તારાં એમ મંગળ ગાણાં ગાય. માતા. ૩

આશિરવચન વદી જગમાતા હાલા ગાવતાં,
આલપાલ કરી ચાંપે હૃદય વિષે જિનરાજ;
કુંવરજી ઘણું જીવો કુળનો દીવો તું થજે,
થાજો તારણ તરણ ભવોદધિ પારક ઝાઝ. માતા. ૪
ઉત્તમ કુળમાં જન્મી જગમાં સુજસ વધારજ્યો,
કરજ્યો ચૌદરાજના પ્રાણીનો ઉદ્ધાર;
ધર્મધુરંધર ધોરી થઈ રથધર્મ ચલાવજો,
શિવસુખ ભોગી થઇને કરજ્યો ભવનો પાર. માતા. ૫
ભવભય ભંજન પાપનિકંદન દેવ દયાળ છો,
ત્રિભુવન નાયક શિવસુખદાયક જગશિરતાજ;
સેવક **સાંકુળચંદ**તણા ભવફંદ નિવારજ્યો,
ભારતિબાળ કૃપાળ અચળ શુભ આપો રાજ. માતા. ૬



## શ્રી મહાવીરસ્વામીનાં સ્તવનો.

### થઇ પ્રેમ વશ પાતળીયા—એ રાગ.

જગનાથ મહાવીર મળિયા, મારે આંગણે સુરતરૂ ફળિયારે;
જગનાથ મહાવીર મળિયા. એ ટેક.
રાગ દ્વેષ દોય મલ્લને મારી, કરી ભવરણ જય ભારી;
જેણે શિવપુરી શુભ શણગારી, ધીરવીરમાં મહાવીર બળિયારે. જ૦ ૧
નયન કૃતારથ પ્રભુ મુખ ભાળી, જન્મ સફળ થયો મારો;
મને ભવસાયરથી તારો, તારા દર્શનથી દુઃખ ટળિયારે. જ૦ ૨
અપરાધી મહા પાપી ઉદ્ધર્યા, નાગ ને અર્જુનમાળી;
ત્હેં તારી ચંદનબાળી, મહા ઉપસર્ગે નવી ચળિયારે. જ૦ ૩
ભક્તવત્સળ ભગવંત તું મારો, ઉદ્ધરીએ જગસ્વામી;

શી દીઠી મુજમાં ખામી, મારા ભવના ફેરા ટળિયારે. જ૦ ૪
પ્રીત અનાદિની જો પ્રભુ પાળો, નિજસમ સેવકને કીજે;
સાંકળચંદને સુખ દીજે, મારા વહાણુ ગએલાં વળિયાંરે. જ૦ ૫

---

ભજી લે મન નારાયણનું નામ–એ રાગ. (સતી તોરલ).
ધરી લે મન વીરજિણંદનું ધ્યાન. (૨) એ ટેક.
અવસર નહીં આવે આવો, નરભવનો લે તું લ્હાવો;
ભજી લે તજી મન માન. ધરી લે. મન વીર.

ચંદ્રવદન જિન દેખતાં, સફળ જન્મ થયો આજ;
સફળ ક્રિયા થઈ માહરી, સફળ થયાં સો કાજ.
પ્રભુ ગુણ ગાતાં ગુણ આવે, જિનવરને મોતીડે વધાવે;
સ્નાત્ર મંડળ કરે ગાન. ધરી લે. મન વીર.

---

આવી આવી આવીરે, હુંતો ભક્ત માટે અહીં આવી—એ રાગ.
અરજી વીર જિનવરજીરે, શાસનપતિ આ સુણો અરજી;
અર્જુનમાળી ચંદનબાળી, ઉદ્ધરીયા પ્રભુજી પ્રતિજ્ઞા પાળી.
ચંડકોશિકની ભવભીડ ટાળી, દાસ માટે શી મરજીરે. શાસન.
ભક્ત તમારો સારો નઠારો, તારક બિરૂદ છે નાથ તમારો;
મહાવીર સ્નાત્ર મંડળને તારો, ભવોભવની ભીડ વરજીરે. શાસન.

---

આ આ. આ. વહાલા વ્રજલાલ સાથે લાગીરે લગનીયા–એ રાગ.
આ. આ. આ. આ. વહાલા વીર જિણંદ સાથે લાગીરે લગનીયા
માહરી મહારાજ૦ મન મંદિરમાં પ્રભુની, પધરાવી મૂર્તિ મેંતો.
વીરને હાથે છે મારી લાજ૦ તન મનમાં વ્યાપો કાપો પાપો

આ. આ. આ. આ. વહાલા વીર જિણંદ.
અધમ ઉદ્ધારણ સ્વામી, સેવકમાં શી છે ખામી;
સ્નાત્ર મંડળને તારો આજ. ધ્યાવું પાવું ગાવું. આ. આ. આ.

---

## શ્રી શાન્તિનાથ સ્વામીનું સ્તવન.

રાગ—સારંગ.

નમો નમો ધર્મધુરંધર ધીર, **શ્રી શાન્તિનાથ વડવીર.** નમો.
શાન્તિ જિણંદા પાપનિકંદા, તારે ભવજળ તીર. નમો.
અધમ ઉદ્ધારક શિવસુખકારક, પાપપંક હર નીર. નમો.
જીવદયા પ્રતિપાળ જિણંદ તેહું, જાણી પારેવાની પીર નમો.
પંચમ ચક્રિ ષોડશમો જિન, દોય પદવી ધર ધીર. નમો.
મોહધૂળી હર ધીર સમીર પ્રભુ, સાગર સમ ગંભીર. નમો.
ભાગે ભવભય ભીડ ભવિની, ત્રોડે કર્મ જંજીર. નમો.
નલિનીગુલ્મ વિમાન રચ્યું શુભ, છાણીમાં જિનમંદિર. નમો.
સાંકળચંદ શાન્તિજિન મંડળ, પ્રણમે પદકજ શિર. નમો.

---

## શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

રાગ—સારંગ.

નમો નમો સુમતિનાથ ભગવાન, ભવસાગરમાં યાન. નમો. ટેક.
સુમતિજિણંદા પાપનિકંદા, આપે મુક્તિ નિદાન. નમો.
ભવભયભંજન નાથ નિરંજન, ભજતાં ભવ અવસાન. નમો.
પરચા પૂરે ચિંતા ચૂરે, સાચાદેવડભિધાન. નમો.
ભવિજન નલિની પ્રબોધક અભિનવ, મોહ તિમિર હર ભાણુ. નમો.

માતરમાં મનમોહન મંદિર, નલિનીગુલ્મ વૈમાન. નમો.
સંઘ નગરપુરથી બહુ આવે, જાત્રાળુ મતિમાન. નમો.
પાપ તાપ સંતાપ ટળે સૌ, નવનિધ થાય નિદાન. નમો.
વસુખટ્ ભક્તિશશિ સંવત્સર(૧૯૬૮), ગાય સાંકળચંદ ગાન. નમો.

---

## શ્રી નેમિનાથ સ્વામીનું સ્તવન.

બલિહારી રશીયાજી ગિરધારી સુંદર શામહો—એ રાગ.

બલિહારી જઊંવારી જયકારી સુંદર શામળા તજી મુજને,
પ્રભુ તોરણુ આવી રથ નવી ફેરવોજી. ટેક.
આઠ ભવાંતર પ્રીતી, તજી મુકી રીતીજી;
પ્રીતમજી ન ઘટે યદુકુળ લાજે. સુંદર. ૧
રાણીની દયા ન આણી, પશુડાંની જાણીજી;
પ્રીતલડી સાલે એકપખી આજે. સુંદર. ૨
ઠગણી શોકલડી મારી, મુક્તિ ધૂતારીજી;
ભોળવીયા તુમ સમ કેત્તા આગે. સુંદર. ૩
પણ એ શિવવધુ સંજોગી, ઘણા પતિ ભોગીજી;
છતું સુખ તજી ભાવી કોણ માગે. સુંદર. ૪
શોકલડી જોવા જાવું, ઝટપટ આવુંજી;
હાથ ન ચાંપ્યો શિર દ્યો ભાવે. સુંદર. ૫
રાજીમતિ સતી લે દીક્ષા, પ્રભુ પાસે શિક્ષાજી;
સાંકળચંદ દંપતીના ગુણ ગાવે. સુંદર. ૬

## સામાન્ય જિન સ્તવન.

### વીસ વેશ્યાના યારી—એ રાગ-માઢ.

જિનરાજને ભજ લે, પાતક તજ લે, પ્યારા પ્રાણુ સુજાણુ;
જવું લાંબી મજલે, સંબળ સજ લે, પાતક તજ લે. પ્યારા પ્રાણુ. ટેક
જે જે નજરે નિહાળે તું ચેતન, તે તે અનિત્ય અસાર;
દુરગતિ પડતા પ્રાણીને ધારે, ધર્મ એ નિત્ય સ્વીકારરે.
સંસાર ન રઝળે, સત્ય સમજ લે, પાતક તજ લે. પ્યારા પ્રાણુ.

---

## શ્રી વીરનિર્વાણનાં દીવાળીકલ્પનાં સ્તવનો.

### અબ તો પાર ભયે અમ સાધુ—એ રાગ.

વીર નિસનેહી હું સસનેહી, મોકલીયો મને ગામરે;
વિશ્વાસી વીરે છેતરીયો, પહોંચ્યા અક્ષય ધામરે. વીર. ૧
હૈ! હૈ! વીર કર્યું અણુઘટતું, ગોયમ પભણે નાથરે;
અંત સમય છેહ! દીધો મુજને, શું હું આવત સાથરે ? વીર. ૨
ગોયમ ગોયમ કોણુ હવે કહેશે ? પ્રતિ ઉત્તર કોણુ દેશેરે;
સંઘ સહાય વીર વિણુ કોણુ કરશે ? કોણુ સંશય હવે કહેશેરે? વીર. ૩
અસ્ત થયો જિન ભાનુ આજે, મિથ્યા તિમિર છવાશેરે;
કુમતિ *કૌશિક જાગૃત થાશે, ચોર ચૂગલ વધી જાશેરે. વીર. ૪
ચૌદસહસ મુનિવર પ્રભુ તારે, મારે વીર તું એકરે;
રડવડતો મૂકી અહીં ચાલ્યા, સાંકડું થયું શિવ છેકરે. વીર. ૫
આજ લગે સ્વપ્નાંતર અંતર, મેં તુજ સાથ ન રાખ્યોરે;
મોહન મુજ મન ચોરી લીધું, તુજ મન નેહ ન દાખ્યોરે. વીર. ૬

---

* ઘુવડ.

પુણ્ય કથા પ્રભુ કોણુ હવે કહેશે?, તુજવિણુ જગદાધારરે;
ત્રિગડે બેશીને વીર વહાલા, દ્યો દર્શન એક વારરે. વીર. ૭
પણુ હું અજ્ઞ એ વાટે ચાલ્યા, ન મળે ફરી નિરધારરે;
હું રાગી મહાવીર નિરાગી, સાધ્યો સ્વાર્થ શ્રીકારરે. વીર. ૮
હું વીર વીર કહું વીર ન બોલાવે, સ્વારથીયો સંસારરે;
નિષ્ઠુર હૈડા નેહ ન કીજે, નેહથી ભવજંજાળરે. વીર. ૯
હું કોણુ કોણુ વીર નહિ કોઈ કોઇનું, રાગે ભવ દુઃખ ખાણુરે;
સહજ કલાનિધિ[1] ગોયમને તવ, પ્રકટયું કેવળજ્ઞાનરે, વીર. ૧૦
કારતક માસ અમાસની રાત્રે, ભાવદીપક થયો અસ્તરે;
દ્રવ્ય દીવાળી દેવે કીધી, પ્રકટી લોક સમસ્તરે. વીર. ૧૧

---

વહાલા વેગે આવોરે, દયા દિલ લાવોરે—એ રાગ.

વીરા વેગે આવોરે, ગોયમ કહી બોલાવોરે;
દર્શન વહેલાં દીજીએ હોજી.
તું નિસનેહી હું સસનેહી અજાણુ. દર્શન. ટેક.

સાખી ( હરિગીત ચાલની ).

**ગોયમ** ભણે ભો નાથ! તેં વિશ્વાસ આપી છેતર્યો,
પરગામ મુજને મોકલી તું મુક્તિ રમણીને વર્યો;
જિનજી હું શું માગત ભાગ સુજાણુ? દર્શન૦ ૧
શિવનગર થયું શું સાંકડું કે હતી નહિ મુજ યોગ્યતા,
એ કહ્યું મુજને હોતતો કોણુ કોણુ કોઇને રોકતા?
પ્રભુજી તારા ગુસભેદથી અજાણુ. દર્શન૦ ૨
મમ પ્રશ્ન ઉત્તર દઈ ગોયમ કહી કોણુ બોલાવશે?

---

૧ ચંદ્ર સમાન જેમની ધવળ કીર્તિ છે એવા.

કોણ સાહ્ય કરશે સંઘની શંકા બિચારી ક્યાં જશે?
પુણ્યકથા કેહી પાવન કરો મમ કાન. દર્શન૦ ૩
જિનભાણુ અસ્ત થતાં તિમિર મિથ્યાત્વ સઘળે જામશે,
કૌશિક કુમતિ જાગશે વળી ચોર ચૂગલ વધી જશે;
એકવાર ત્રિગડે બેશી દ્યો દર્શન ભાણુ. દર્શન૦ ૪
મુનિ ચૌદ સહુસ છે તાહુરે, **વીર** માહુરે તું એક છે,
મૂકી ગયા રડતો અહીં પ્રભુ ક્યાં તમારે ટેક છે?
સ્વપ્નાંતર મેં અંતર ન ધર્યો સુજાણુ. દર્શન૦ ૫
પણુ અજ્ઞ હું એ વાટ ચાલ્યા નવ મળે કોઈ અવસરે,
હું રાગવશ રખડું નિરાગી **વીર** શિવપુર સંચરે;
હું **વીર વીર** કહું વીર ન ધરે કાંઈ કાન. દર્શન૦ ૬
કોણુ **વીર** ને હું કોણુ **ગોયમ** નહિ કો કોઇનું કદા,
એ રાગ ગ્રન્થી તુટતાં વર જ્ઞાન **ગોયમને** તદા;
[1]સુર ગો તરૂ મણિ **ગૌતમ** નામે નિદાન. દર્શન૦ ૭
કાર્તિક માસ અમાસ[2] રાતે અસ્ત ભાવદીપક તણે,
ફરી દ્રવ્યદિપક જ્યોત દેવે લોક **દીવાળી** ભણે;
**વીરવજીર**[3]નાં **સાંકુળચંદ** કરે ગાન. દર્શન. ૮

---

## શ્રી મહાવીર દેવની અપૂર્વ કરૂણા

### રાગ સારંગ

### નમો નમો મંગલમય મહાવીર. એ રાગ

**મહાવીર** કરૂણારસ ભંડાર (૨) શાસનપતિ શણુગાર. મહા. ટેક
જે નિજ અપરાધીને ઉદ્ધરે, લોકોત્તર ઉપકાર. મહાવીર.

---

૧ કામધેનુ કલ્પવૃક્ષ ચિંતામણીરત્ન ૨ આસો વદી ०)). ૩ ગૌતમસ્વામીના.

ચરણુ ડશ્યો **ચંડકૌશિક** ઉદ્ધર્યો, કરૂણા અપરંપાર. 'મહાવીર.
**ઈંદ્રભૂતિ** કહે ઇંદ્રજાળીયો, કીધો તસ ગણધાર. મહાવીર.
નર હત્યારો **અર્જુનમાળી**, ઉદ્ધરીયો નિરધાર. મહાવીર.
અડદના બાકુલ સાટે તારી, **ચંદનબાળા** નાર. મહાવીર.
ચિંતા કરી **સંગમ**ની ગતિની, અદ્ભુત કરૂણાધાર. મહાવીર.
રાત દિવસ જસ રોમ રોમમાં, જગજંતુ પર પ્યાર. મહાવીર.
**સૌ જીવને કરૂં શાસન રસીયા**, ભાવદયા ભંડાર. મહાવીર.
તે વીરશાસનના અનુયાયી, આજ પ્રમાદી અપાર. મહાવીર.
**વીર પગલે વીરનંદન ચાલી**, સફલ કરો અવતાર. મહાવીર.
સ્વ પર દયા આણી **સાંકળચંદ**, કરજો ભવોદધિ પાર. મહાવીર.

---

## રાગ કાફી.

કાનુડો કામણગારોરે, સાહેલી મારો—એ રાગ.

શામળો પ્રીતમ પ્યારોરે, સાહેલી મારો શામળો પ્રીતમ પ્યારોરે;
શામળો પ્રીતમ પ્યારો, માથાનો મુગટ મારો,
નગીનો નેણાનો તારોરે. સાહેલી મારો૦ ૧
જાન જોડી લાવ્યો જોડી, જાદવો છપ્પન કોડી;
વેષ ભજાવ્યો વિછોડી રે, સાહેલી મારો૦ ૨
પશુનો પોકાર પ્યારા, સુણી રથ વાળ્યો વા'લા;
ક્યાંથી એવા શિખ્યા ચાળા રે ? સાહેલી મારો૦ ૩
શશિ સીતાને વિતાડ્યું, હરણા મારૂં બગાડ્યું;
વીરા જુનું વેર વાળ્યું રે, સાહેલી મારો૦ ૪
એમ વિરહી રાણી રોતી, આંસુ લો'તી પ્રભુ જોતી;

દૈવને ઓલંભો દેતીરે. સાહેલી મારો૦ ૫
ચોરીમાં ન હાથ ચાંપ્યો, પ્રભુ માથે હાથ સ્થાપો;
દીક્ષા શિક્ષા શિવ આપોરે. સાહેલી મારો૦ ૬
ભવ દુઃખથી વિરામ્યા, દંપતી શિવ શ્રી પામ્યા;
ભવજળનિધિ વામ્યા રે. સાહેલી મારો૦ ૭
દંપતી ગાયાં આનંદે, સેવક **સાંકળચંદે**;
ચરણ કમળ વંદેરે. સાહેલી મારો૦ ૮

---

## પરમાત્મા પ્રત્યે અરજી.

આટલી આ અરજી જિનજી ધ્યાનમાં લેજો,
જેવો તેવો પણ પ્રભુજી પોતાનો કહેજો, જિનજી ધ્યાનમાં લેજો. ટેક
અમે તમે રમીયા ભેળા નાથ અનંતી વેળા,
પ્રીતલડી પાળી સમકિત સુખલડી દેજો. જિનજી૦ ૧
અળગા જઈ બેઠા ભક્તે મનઘર પેઠા,
કબજે આવ્યા નહિ મુકું અંતરમાં રહેજો. જિનજી૦ ૨
કાગળનો કટકો કે સંદેશો નહિ પહોંચે,
કોને કહું પ્રભુને જઇને સંદેશો કહેજો ? જિનજી૦ ૩
શક્તિ નથી પણ ભક્તિ મુક્તિને ખેંચે,
લોહચુંબક જેમ લોહને તેમ નિરવેંજો. જિનજી૦ ૪
જીવાને દેહલપુરમાં મોહરાજાએ ઘેર્યો,
ધર્મરાજાને પ્રભુજી વહારે અહીં ભેજો. જિનજી૦ ૫
મોટાનો મહિમા મોટો આશરો મોટો,
શાંતિસમાજ **સાંકળચંદ**ને શિવ દેજો. જિનજી૦ ૬

---

# જિનગુણરત્નમાળા.

## મંગળાચરણ.

### શિખરિણી છંદ.

નમૂં આદિ દેવા ઋષભ રસના પાવન કરો,
વિભૂ કાપો તાપો અતુલ અમ પાપો પરિહરો;
સદા માગે સ્વામી પદકજ સુસેવા અનુચરો,
હરો આધી વ્યાધી અખુટનિધિ નાભીસુત ભરો. ૧
સદા શાંતિ સ્થાપો સકળ સ્થળ શાંતિ જિનવરા,
હરો મારા તાપો ધરમ ધીર ધોરી ધુરંધરા;
ખપે પાપોઽમાપો જપું સતત જાપો જયકરા,
ઉરે વ્યાપી આપો પરમ પદ શાંતિ મુનિવરા. ૨

### ત્રોટક છંદ.

જય નેમિ જિનેશ્વર દેવ નમો, ભવ તાપ વમો નવિ ચક્ર ભમો;
યદુવંશ દિવાકર ચિત્ત રમો, અઘ આદિ અનાદિતણાં વિરમો. ૩
પુરુષોત્તમ પાસજિણંદ ભજો, જગનાયક લાયક સેવ સજો;
કમઠાસુરપે નવિ રોષ ધરે, ધરણેન્દ્ર વિષે નવિ તોષ કરે. ૪
સમભાવ સદા વીતરાગ ધરે, ભવરોગ વિયોગ વિપાક હરે;
શુભ મંગળ કાજ વિભૂ સમરે, જય થાય સદા જિન જાપ કરે. ૫

### હરિણી છંદ.

જય જય વિભૂ સાચો જાચો મહાવીર સ્વામિને,
ગુણમણિ ગણી રાચો માચો વિભૂ પદ પામીને;
હર મમ સવી પાપો વ્યાપો સદા હૃદયાંબુજે,
ભવ ભય હરી તાપો આપો સદા સુખ માગું જે.

## શ્રી સરસ્વતિ માતાની સ્તુતિ.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

દેવી શ્રીમદ્ ભારતી ભગવતી શ્વેતાંબરી શારદા,
વીણા ગ્રંથ સુદંડ ધારિ કરમાં આપે સદા સંપદા;
તે માતા મમ વાણિમાં રહિ સદા જીહ્વાગ્ર વાસો કરે,
આ માળા જિનરાજના ગુણતણી કંઠસ્થ ભવ્યો ધરે. ૧
જે વાણી જિનરાજની સરસ્વતી પદ્માસને રાજતી,
યોગીરાજ મુખે વસી વર કવિ કંઠે ગિરા ગાજતી;
પ્રારંભે કવિ માતનામ સમરી આધી ઉપાધી હરે,
આ માળા જિનરાજના ગુણતણી કંઠસ્થ ભવ્યો ધરે. ૨

---

### રાગ કલ્યાણ.

જયકારી જિનરાજ,
ઉપકારી બલિહારી જિન તારી જઉંવારી. જયકારી જિન૦
સંસારે દુરવારે, પારાવારથી ઉતારે, જય૦
આધિ ઉપાધિ વ્યાધી, ટાળી આપો સમાધિ. જય૦
અરજી પ્રભુ સ્વીકારો, લઘુ જૈનસભા તારો. જય૦

---

## વીતરાગદેવ સ્તવન.

ઓ અલબેલા, આવો આવો આવો—એ રાગ.

ઓ જિનરાયા આવો આવો મનમંદિર મહારાજ,
શાંત સુમુરતિની સુરતિને નિરખીને હરખું હૈયામાં આજ. ઓ.
આપના નામનો જાપ જપું, ચિર પાપ ખપી ભવ તાપ નિવારૂં;
છાપ ધરૂં મન વ્યાપી રહો તન, [1]આનનથી અરજી ઉચ્ચારૂં.
ધારક વિશ્વ વિનાયક લાયક, દાયક શિવસુખ ભવજળતારૂ;
હે ઉપગારી અરજ સ્વીકારી, પ્રભુ મમ કૃતિ સુધાર,
સાંકળચંદ સભા લઘુ જૈની, ભવ સાગરથી તાર;
જીવદયા પ્રતિપાળ, ઓ જિનરાયા આવો૦



## શ્રી પાર્શ્વજિન સ્તવન.

ચાલી જા ચાલી જા અહીંથી ચુડેલ—એ રાગ.

વ્હાલાજી વ્હાલાજી પાસ જિણંદ, જરા તેં નિવારી જાદવને ઉગારી;
જય વિશ્વે વિસ્તારી ટાળ્યો દુઃખફંદ,
કરમે નચાવી ભવ ફંદે ફસાવો, દીધો છે ડૂબાવી બચાવો મુણિંદ;
બલિહારી જઉં વારી ત્હારી જિણંદ, ભવ વા'રી નિસ્તારી દ્યો સુખકંદ.
સદા શરણુ રહીને પ્રભુ ગુણુ ગાઇને,સભા લઘુ જૈને વર્તાવ્યો આનંદ.વા૦



## શ્રી મહાવીર જિન સ્તવન.

મંડપ રચ્યો આજ—એ રાગ.

જિનશાસનના શિરતાજ, મહાવીર નમું રે આજ;

1. મુખ

જય વીરજિનેશ્વર સ્વામી, જગ જનના અંતરજામી.
તુજ પદકજ સેવા પામી, ભવિ ભ્રમર રહે શિરનામી,
ગતિ ચાર ચોકને વામી, તે પામે અવિચળ રાજ. મ૦ ૧
છો પરમ ધરમના ધ્યાતા, વળી માત તાત જગ ભ્રાતા,
કર કરમ મરમથી સાતા, તજી શરમ કહું સુખદાતા;
કરુણાસાગર વિખ્યાત, જગગુરુ છો ત્રિભુવનતાજ. મ૦ ૨
હું મોહજાળમાં ફસીયો, પરછિદ્ર ગવેષણ રસીયો,
આશ્રવના ઘરમાં વસીયો, કુમતિ કુલટાએ કસીયો;
રતિ અરતિ ક્રોધ અહિ ડશીયો, કરૂં અરજી ગરીબનિવાજ, મ૦ ૩
હું વિષય કષાયે રાચ્યો, મદ આઠ ઠાઠમાં માચ્યો,
કુદેવ કુગુરુને જાચ્યો, ભવ નાટકમાં નટ નાચ્યો;
તું વીતરાગ જગ સાચો, પ્રભુ રાખો મારી લાજ. મ૦ ૪
પારસમણિના પરભાવે, જેમ લોહ કનક થઈ જાવે,
તેમ ધ્યાનાલંબન ધ્યાવે, સેવક નહિ દુરગતિ પાવે;
લઘુ જૈનસભા ગુણ ગાવે, પ્રભુ સફળ કરો સૈ કાજ. મ૦ ૫

—:*:—

## શ્રી ઋષભદેવ જિન સ્તવન.

### બ્રહ્માજી શું શું કહીએ—એ રાગ.

દાદાજી પાય લાગું, કરજોડી માફ માગું;
વિમળાચળ મંડણ ઉપકારી, ઋષભ જિણંદ જગત જયકારી;
જુગલા ધર્મ નિવારી ધારી, નીતિ....રીતિ....તાત તેં. દાદાજી. ૧
અભરાભર તુજ અખુટ ખજાનો, ત્રિભુવનના જનને નહીં છાનો;
સેવકથી અંતર છે શાનો?, આપો....કાપો....પાપને. દાદાજી. ૨

જો મમ કરણી સામું જોશો, તો અગણિત દેખાશે દોષો;
પણ નિજ બાળ ગણી પ્રભુ પોષો, તારો....સારો....કાજને. દાદાજી. ૩
અગણિત નર નારી તેં તારી, મુજ માટે શું થઈ ભિડ ભારી;
જૈનસભા લઘુ માગે સારી, ભક્તિ....મુક્તિ....રાજને. દાદાજી. ૪



## શ્રી શાન્તિનાથસ્વામીનું સ્તવન.

### આ હાર જોઇ કાંઈ કાંઈ થાય જો—એ રાગ.

વ્હાલા શાંતિનાથ મહારાજ જો, મનડું જિણંદમાં રમે;
મારા હૈયાના હાર શિરતાજ જો, વંદન કરીએ અમે.
આવો જિણંદજી, આવો મુણિંદજી, આવો મારા હૈયામાં આજ જો;
હું રે અનાદિનો દાસ તમારો, અરજી પ્રભુજી સ્વીકારો;
અરિહંતા. ભગવંતા. ગુણવંતા. હર ચિંતા, જયવંતા જિણંદજી. વ. ૧
તારો સાહેબજી, તારો મોહનજી, વારો મારા પાપો ને તાપ જો;
જન્મ જરા મરણાદિ નિવારો, જૈનસભા લઘુ તારો;
ઉપગારી....બલિહારી....જિનતારી....જાઉંવારી જયકારી જિણંદજી.વ.

---

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

### સખી વિરહી જનની પીડ વિરહી જાણે છે—એ રાગ.

જિનશાસનના શણગાર મહાવીર મન વસીયા,
પ્રભુ પામરપાળ દયાળ શિવવધુના રસીયા;
ભવરણ જય કરવા શૂર શસ્ત્ર ક્ષમા કસીયા,
કરી કર્મ રિપુ ચકચૂર મોક્ષ નગર વસીયા.

સાખી.

ચરમ જિનેશ્વર સાહેબા, અશરણ શરણુ દયાળ;
દુર્ગતિ પડતા પ્રાણિને, પ્રભુ ધારણુ કરે દયાળ, ત્રિભુવનના સ્વામી.
કેવળ કમળા ઉર હાર, સુર રહે શિર નામી.
ભવિ ભ્રમર કરે ગુંજાર, પ્રભુ પદકજ પામી;
તે ઉતરે ભવજળ પાર, દુર્ગતિ દુર વામી.

સાખી.

ઘોર ઉપદ્રવમાં રહ્યા, સ્થીર ધીર મહાવીર,
મિત્ર શત્રુને સમ ગણી,વીર પામ્યા ભવજળ તીર,ભવભ્રમણા વારી.
પ્રભુ અજર અમરપદ પાય વંદે નરનારી.
લઘુ જૈનસભા ગુણુ ગાય, જિનવર જયકારી;
પ્રણુમે સાંકળચંદ પાય, અરિહંત ઉપકારી. જિનશાસનના●

---

## શ્રી શાન્તિનાથ સ્વામીનું સ્તવન.

રહી વસી હૃદયમણી રમણી—એ રાગ.

વસી હૃદય શાંતિજિન ભક્તિ, ગુણમણિ જિનતણી છબિ સારી;
શરણે. ચરણે. તારે જ્યારે. આવી રહીએ, વસી. ૧
કુમતિના સંગથી મેં સુમતિ નિવારી છે,
અકૃતી. અરતિ. વારો. તારો. પાપ હરીએ. વસી. ૨
વિષય કષાય મોહ કોહથી કર્યાં અકાજ,
પગલે. પગલે. ભૂલ્યો. ડૂલ્યો નરભવ આ, વસી. ૩
જૈનની સભાના બાળ વંદન કરે છે આજ,
નિરખી. હરખું. સ્વામી. પામી. પદકજને. વસી. ૪

## શ્રી જિનેશ્વર ભગવાનનાં સ્તવનો.

મારા હૈયા કેરા હાર નજર ક્યાં આવશે રે—એ રાગ,

મારા જિનજી જગ શિરતાજ ગરીબને તારજ્યો રે,
કુમતિ સંગ નિવારી તાતજી ભવભિડ વારજ્યો રે;
રાગ દ્વેષ વૈરી સહુચારી. ભવરણુ જંગ મચાવ્યો ભારી,
દાસ ગણી નિજ મોહ સુભટ સંહારજ્યો રે. મારા.
ચાર [1]ચોરનો ભય છે ભારી, આતમ ધન લૂંટે છે દારી;
[2]આઠ તેર[3] અષ્ટાદશ[4] ત્રેવીશ[5] વારજ્યો રે. મારા.
અનુભવ જ્ઞાનદીપક અજુઆળો, મિથ્યા અંધકાર અઘ[6] ટાળો;
[7]બોધિબીજ આપી પ્રભુ પાર ઉતારજ્યો રે. મારા.
મનમંદિરમાં નાથ પધારો, કૃતિયો મારી તાત સુધારો;
સાંકળચંદ સભા લઘું જૈની તારજ્યો રે. મારા.

---

ચાલોજી ચાલો સૌ મળી સાથ રે—એ રાગ.

ચાલોજી ચાલો ચેતન આજ રે, જિન શરણે જઇએ;
સુખ દુ:ખની વાતો કહીએ, નરભવનો લ્હાવો લહીએ.
રહીએ સદા મન સમભાવમાં, જિનના ગુણ ગાઇએ. ચાલોજી.
ચિર મળ વારી જિનજી અંગે ક્ષીરોદક ઢોળી,
*મૃગમદ કેસર ચંદન શુદ્ધ બરાસ ઘોળી;
ભરી કનક કચોળી, જિનજીને અંગે ચોળી,
પૂજે સાધરમી ટોળી, ભવ ભવનાં પાતક ત્રોડી.

---

૧ કષાય ૨ મદ. ૩ કાઠીયા. ૪ દોષ. ૫ વિષય. ૬ પાપ. ૭ સમકિત.
* કસ્તુરી.

ભવિજન ભાવે પુષ્પ ચડાવે, જિન ગુણ ગાવે,
શિવસુખ પાવે, શરણે જિનરાજ રહીએ. આલોજી આલો૦

---

સત્ય ચરણ શરણ જગતનાથ—એ રાગ.

તરણતારણ શરણ શ્રીજિનરાજ, તાપહરણ આપ ચરણ. તરણ૦
ખપે પાપ, જપું જાપ, ધરૂં છાપ, ઉરમાં વ્યાપ;
પાય નમું આજ, થાય સિદ્ધ કાજ. તરણ૦
ઈંદ્ર ચંદ્ર સુર વૃંદ, અતિ આનંદ ગાવે છંદ;
વાગે વીણા સાજ, ગાન તાન અવાજ. તરણ૦
ભ્રાત તાત વિશ્વખ્યાત, વાત સ્વામિ કહું એકાંત;
રાખ મારી લાજ, આપ અચળ રાજ. તરણ૦

---

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

ડરમાં તું દિલ સાથ છોકરા—એ રાગ.

ધર્મધુરંધર ધીર, વીરપ્રભુ ધર્મધુરંધર ધીર;
ભવદવ હરવા નીર, વીરપ્રભુ ધર્મ૦
ઘોર ઉપદ્રવ સર્વ નિવારી, મોહ સુભટ ભવરણ સંહારી;
કર્મવહ્નિ તપ તેજે વિદારી, ઘોર પાપ કરનાર ઉદ્ધારી;
વીર વર્યા શિવરમણી સારી,
(ગદ્ય–તારા ચરણનું શરણ, મરણ ભય વારે છે)
દ્યો ભવસાગર તીર, વીરપ્રભુ દ્યો ભવસાગર તીર. ધર્મ૦ વીર. ૧
પાપ અમાપ અનાદિનાં કાપો, તાપ હરી વારો સંતાપો,
મ્હેર કરી મનમંદિર વ્યાપો, સાંકળચંદ જપે જિન જાપો,

જૈનસભા લઘુ શિવસુખ આપો;
(ગદ્ય—સંસારના કાંતારમાં સત્ય શરણુ તારૂં છે.)
જયજય જગ વડવીર, ચિરંજય, જય જય જગ વડવીર. ધર્મ. વીર. ૨

—✻—

## શ્રી મલ્લિનાથ જિનસ્તવન.

### જુઓ કેવી અજાયબી—એ રાગ.

મલ્લિનાથ મહારાજજી, વાત સુણો જિનરાજજી,
કર્યો કરમે મને રાંક (૨) કરો માફ મારો વાંક;
શરણુ કર્યું મેં આજજી, પ્રભુ શરણુ. મલ્લિ૦
કરી નિંદા અપાર (૨) કર્યો પાપ વ્યાપાર,
કહેતાં આવે છે મને લાજજી, પ્રભુ કે૦ મલ્લિ૦
નહીં જપ તપ ધ્યાન, (૨) કરી માન ભૂલ્યો ભાન;
દરીએ બૂડયું છે મારૂં ઝાજજી, પ્રભુ દ૦ મલ્લિ૦
ભજ્યા કુગુરુ કુદેવ (૨) તજી જિનરાજ સેવ,
કુમતિ નડી દગાબાજજી, પ્રભુ કુ૦ મલ્લિ૦
જપે જાપ ખપે પાપ (૨) મટે તાપને સંતાપ,
સફળ થાય સૌ કાજજી, પ્રભુ સ૦ મલ્લિ૦
કરૂં વિનતિ દયાળ (૨) સુણો પામર પાળ,
જૈનસભા શિરતાજજી પ્રભુ જૈ૦ મલ્લિ૦
પદકજ સેવ....આપો દેવ,
જય જય થાય....ભવભય જાય. મલ્લિ૦

---

## સામાન્ય જિન સ્તવનો.

શું અજબ બની નારી, અરે પ્યારી— એ રાગ.

વાહ અજબ મુરત સારી, જિન તારી,
છે કંચનવરણી કાય, અનુપમ ઉપમા નહીં થાય;
વંદે પદ નર નારી, જિન તારી. વાહ. ૧
કંઠે મુક્તાફળ હાર, શિરતાજ મણિમય સાર;
આંગી અનોપમ ધારી, જિન તારી. વાહ. ૨
કેસર ચંદન ઘનસાર, ભવિ ભ્રમર કરે ગુંજાર;
નિત્ય ભક્તિ કરે સારી, જિન તારી. વાહ. ૩
માલતિ મોગર ગુલબાસ, જાઈ કેતકી ચંપક વાસ;
પ્રભુ અંગ ચડયાં ભારી, જિન તારી. વાહ. ૪
અઘઓઘ મટે ભવતાપ, જે જપે સદા જિન જાપ;
તેં ભવ ભ્રમણા વારી, જિન તારી. વાહ. ૫
લઘુ જૈનસભા ગુણ ગાય, પ્રણમે **સાંકળચંદ** પાય;
તારો ભવજળ પારી, જિન તારી. વાહ. ૬

---

ચમકી ચમકી ચતુરા કયાં ચાલી—એ રાગ.

જિનજી (૨) મુજ પાપો કાપો, નિજ શરણે સેવક સ્થાપો;
પ્રભુજી (૨) વારો ભવ તાપો, જપું સતત તમારા જાપો. જિ૦ ૧
ભૂલ્યો (૨) નરભવની બાજી, સમ ગણિ મેં ભાજી ખાજી;
વારો (૨) કુમતિ ભય ભારી, સુમતિ આપો સુખકારી. જિ૦ ૨
તારો (૨) ભવ પાર ઉતારો, મમ કૃતિયો અધમ સુધારો;
વંદે (૨) સુર નર નિશ દા'ડી, લઘુ જૈનસભા જયકારી. જિ૦ ૩

જાવોજી જાવોજી રાજાજી થઈ તમે,—એ રાગ.

ચાલોજી ચાલોજી જિન દરબાર તમે,
ચરણ કમળ ઇંદ્ર ચંદ્રાદિ દેવ નમે;
તાપ ત્રિવિધ જિન જાપથી ઉપશમે,
સંસારમાં ભવિ ભૂલા ન ફેર ભમે;
ત્રિકરણ શુદ્ધ કરી પૂજો પવિત્ર.
ચરણે ચીત્ત, રાખી પ્રીત, ગાવો ગીત,
સુખ અમીત, લહીએ નિત્ય, મટે ભીત. ચા.
વહાલા જિણંદ તારૂં શરણ કર્યું છે અમે,
ચિત્ત ચકોર શશિ જિનમુખ દેખી ગમે;
મન મધુકર તારા ચરણકમળ રમે,
રાગ દ્વેષ વૈરી ચોર ન ચાર દમે,
જૈન સભાલઘુ કરે પોકાર.
ભર ભંડાર, સુખ દાતાર, કરજ્યો વા'ર,
દીનોદ્ધાર, ભવજળ પાર, દ્યો શિવ સાર. ચા.

---

## ભક્તિમય ભાવના.

રાગ પીલુ બરૂવો.

મોહની છે જાગીરે મોહની છે જાગીરે—એ રાગ.

ભક્તિ શુભ જાગીરે ભક્તિ શુભ જાગીરે,
જિનમુખ જોવાની લ'ય લાગી, ભીડ મુજ ભાગીરે. ભક્તિ.
ક્ષીરોદક પ્રભુ અંગ પખાળું, આતમ મેલ અનાદિનો ટાળું;
પાપ પુંજ જિન જાપથી બાળું, ઉભય વર્ગ ઉત્તમ અજવાળું. ભક્તિ. ૧

કેસર ચંદન મૃગમદ ઘોળી, અત્તર અંગ વિલેપન ચોળી;
પૂજા કરૂં ભરી કનક કચોળી, સાથ મળી સાધરમી ટોળી. ભક્તિ. ૨
આંગી અનુપમ અંગ રચાવું, માલતિ મોગર પુષ્પ ચઢાવું;
ભક્તિ સહિત ભલી ભાવના ભાવું, ગાન તાનથી જિન ગુણ ગાવું. ભ. ૩
કંસ તાલ ડફ વીણા વાજે, તાથેઈ તાથેઇ નાટક છાજે;
સાંકળચંદ ઉરે જિનરાજે, જૈનસભા લઘુ વંદે આજે. ભક્તિ. ૪

—⊱*⊰—

## શ્રી ઋષભદેવસ્વામીનું સ્તવન.

શું પિતાજી આમ જશો રાખીને રખડતાં,—એ રાગ.

શું દાદાજી આમ છેક અમને વિસાર્યા,
તાત તારા બાળને બે [1]વૈરીએ વિદાર્યા. શું દાદાજી.
નાભીના નંદ ભવ ફંદ નિવારો, શું અનાદિ દાસ તારા ધાર્યા નકારા? શું.
નાથ વિના કોણ અમને ઉગારે, ચાર ચોર ઘોર માર મારે હત્યારા. શું.
કુમતિ ધૂતારીએ કેડ ન મૂકી, શું અધમ કામ પ્રભુ કહીએ અમારાં. શું.
મોહ મલ્લે ભવરણમાં ઘેર્યા, વિષય કષાય મદ ફોજે માર માર્યા. શું.
જૈનસભા લઘુ સાંકળચંદે, ચરણ ગ્રહ્યા જિનરાજ આજ તારા. શું.

---

## શ્રી શાન્તિનાથસ્વામીનું સ્તવન.

માઢ. વીરા વેશ્યાના યારી ઉભા અટારી—એ રાગ.

પ્રભુ શાંતિજિણંદા પાપનિકંદા, પ્રણમું તમારા પાય,
તમે અચિરાના નંદા, પરમ મુણિંદા, પાપ નિકંદા, પ્રણમું. ત.

---

૧ રાગ, દ્વેષ.

શાંત સુધારસ મૂરતિની સુરતિથી, શરદશશિ લજવાય;
તેજથી રવિ ચક્રવાળ ભમીને, પશ્ચિમ જળધિમાં જાય;
નમે સકળ સુરિંદા, જ્ઞાન દિણુંદા, પાપનિકંદા, પ્રણુમું ત. ૧
ધ્યાન ધરે મતિમાન તમારૂં, નવનિધ ઋદ્ધ સિદ્ધ આય;
આધિ ઉપાધિની વ્યાધિ વિદારે, શાંતિ મહોદય થાય;
હરો ભવભય ફંદા, શીતળ ચંદા, પાપનિકંદા, પ્રણુમું ત. ૨
અજર અમર અઘઓઘ નિવારો, તારો ત્રિભુવન તાય;
પદકજ પ્રણુમે જૈનસભા લઘુ, સાંકળચંદ ગુણુ ગાય;
આજ આનંદ કંદા, શાંતિજિણુંદા, પાપનિકંદા, પ્રણુમું ત. ૩

---

### નાચ.

જય જય જય જિનરાજ નમું,
ભવ ભ્રમણુામાં ફરી ન ભમું, જય જય જય.
જિનરાયા....જિનરાયા....જિનરાયા....જિનરાયા (૨)
મન ધ્યાયા....ગુણુગાયા....સુખપાયા....સુરરાયા (૨)
નંદીશ્વરે....ભક્તિ કરે; (૨) ગીત ગાનમાં....એક તાનમાં (૨)
જયકારી સુખકારી ઉપકારી ઉદ્ધારી લ્યો,
જિનરાજ, જય જય જય જિનરાજ નમું; ભવ.

### સાખી.

ભવ નાટકમાં નાચતાં, જરી ન આવી લાજ;
લાજ તજી જિન આગળે, નાટક કરીએ આજ.
આજ આ સમાજ, નાચે છે જાચે છે માચે છે
રાચે છે. થેઈ....થેઇ....થેઈ કાર, જય જય.

---

( ગરબો )

પ્રભુ પાસ જિણંદ મને તારજ્યો રે લોલ,
તુજ દાસ કરે પોકાર રે, કુમતિ ધૂતારીને વારજ્યો રે લોલ.
રતિ અરતિમાં મન મૂંઝાય, હાં હાં રે શુભ કરણી ન કીધી;
આતધ્યાન રૌદ્રધ્યાન થાય, જ્યાં ત્યાં રે ચાલે દુરબુદ્ધિ.
રાગ દ્વેષ વૈરી ચોર ચાર, હાં હાં રે મનઘર ધન લૂંટે;
મોહમલ્લ મારે ઘોર માર, કયાં કયાં રે ચેતન જઈ છૂટે.

સાખી.

ભવ ભર દરીએ માહરૂં, ચડયું વહાણુ ચકડોળ;
સમરથ નાવિક છો પ્રભુ, નડે ન અઘવંટોળ.
ઓ પ્રભુજી રે મોહ કટકને વારો, મારી કૃતિયો અધમ સુધારો;
મને ભવ સાગરથી તારો, પ્રભુ પ્રીત અનાદિની પાળો.
ઓ જિનજી રે અવર દેવ નહીં જાચું, તુજ શાસન જાણ્યું સાચું;
કુદેવ કુગુરુ નહીં રાચું, તું પામર પાળ દયાળો.
રોષ તોષ નહીં રે રહ્યા સમપણે, કમઠ મેઘમાળી રે જે સમાન ગણે;
જરા વારિ કરી હરિ ઉપકાર, હાં હાં રે શંખેશ્વર સ્વામી.
ત્રિભુવન જન આધાર, હાં હાં રે રહે સુર શિર નામી.
જૈનસભા લઘુ તારજ્યો રે લોલ, કરજ્યો ભવજળ પાર રે;
દાસ સાંકળચંદ ધારજ્યો રે લોલ. પ્રભુ પાસજિણંદા મને.

---

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

તને સાબારા બંધુ આ વાર—એ રાગ.

વીર તારોને ભવજળ પાર, કરી ઉપકાર, ધરી પ્યાર, ઉદ્ધાર;

સંસારમાં ભય ભારી, રાગ દ્વેષ નડે હારી;
ચાર ચોરને નિવારી, હિતકારી ક્યો ઉગારી.
સંકટમાં સહાયકારી, જિનરાજ આશ તારી;
તું મુક્તિ દાતાર, પ્રભુ તારો આધાર. વીર તારોને૦

## શ્રી શિતળનાથસ્વામીનાં સ્તવનો.

### આવો આવો વિજય હમારા—એ રાગ.

વારી વારી જાઉં બલિહારી, મૂરતિ તમારી;
જગ જયકારી, શિતળ શિતળનાથ.
ધારી ધારી નયન નિહાળી, અમૃત કયારી;
મૂરતિ તમારી, જગ જયકારી. શિતળ૦

સાખી.

ભવ સાગર બૂડતા ઘણા, ઉધર્યા ભવ્ય અનાથ;
તાત તમારા બાળને, કરવો ઘટે સનાથ.
ભારી ભારી થાઉં આભારી, અહો ઉપકારી;
કુતિયો સુધારી, મેળવ શિવપુર સાથ. વારી.

### મારી સાથે ચાલો ચાલો—એ રાગ.

આજ આનંદકારી મુરતિ તમારી, શિતળ શિતળનાથ;
આવ્યો છું શરણે ચરણ તમારે, હાથ ગ્રહો જગનાથ, આજ
તાત તમારા બાળને તારો, ભવ ભય ભીડ અમારી નિવારો;
જો કરુણા નિજ અંતર ધારો, તો ભવસાગર પાર ઉતારો.
ભદ્દીલપુરના સ્વામી કુમતિ વાર વાર વાર,

કાળ અનાદિથી સેવક અમને ધાર ધાર ધાર;
સંકટ મારાં વારી કર ભવ પાર પાર પાર,
જૈનસભા લઘુ બાળ ગણીને તાર તાર તાર. આજ૦

---

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

### સખી સુખ સંસારે શું જાણીએ રે—એ રાગ.

વહાલા જિનજી જગ જયકારીરે, મારા પ્રભુજી પર ઉપકારી રે;
વહાલા વીરજી અરજી સ્વીકારી રે, પધારો જિનરાજ મન મંદિરીએરે.
અમે તરીએ ભવ ભરદરીએ, પધારો.

### સાખી.

શાસન નાયક સાહેબો, અશરણ શરણ દયાળ;
ભાવઠ ભવની વારજ્યો, વહાલા વીરજી અરજી સ્વીકારી રે, પધારો.
અર્જુનમાળી ઉદ્ધર્યો, તાર્યો મેઘકુમાર;
કરુણાનિધિ ઉદ્ધારજ્યો, વહાલા વીરજી અરજી સ્વીકારી રે, પધારો.
કર્મ વહ્નિને કાપવા, સમરથ છો જગનાથ;
કુતિયો અધમ સુધારજ્યો, વહાલા વીરજી અરજી સ્વીકારી રે, પધારો.
જૈનસભા લઘુ તારજ્યો, હરજ્યો અઘમળ તાપ;
હૃદયકમળમાં વ્યાપજો, વહાલા વીરજી અરજી સ્વીકારીરે, પધારો.

---

## ભક્તિમય ભજન.

### બાપુએ બે હાલ કીધા—એ રાગ.

કરી પાપજ જીવ રાચ્યો, ભવનાટકમાં નટ નાચ્યો;
કુદેવ કુગુરુને જાચ્યો, ધિક્કાર, આ વાર,

પરનિંદા કરી અપાર, ધરી શિર છાર, અધમ માચ્યો, કરી. ટેક.
પરિગ્રહના આરંભથી, કર્યાં કુકર્મ અપાર,
ભારભૂત જનની કરી, કર્યો ન તત્ત્વ વિચાર;
વિચાર, કર્યો ન લગાર, બન્યો લાચાર, ધિ૦ પર. ૧
મોહજાળના પાસમાં, કુમતિ પડ્યો ગમાર,
વિષયઅંધ મતિમંદથી, પર રમણીપર પ્યાર;
એ પ્યાર, સકળસંસાર, કરે ફિટકાર, ધિ૦ પર. ૨
સમકિતને શ્રદ્ધા તજી, ભજ્યા ન શ્રી જિનરાજ,
બગલો થઈ જગને ઠગ્યો, જેમ તેતરપર બાજ;
દગાબાજ, તજી નિજ લાજ, કર્યાં કુકાજ, ધિ૦ પર. ૩
સત્ય ક્ષમા શીલ આચરો, તજો અનાદિ કુટેવ,
જૈનસભા લઘુ શિખ ગ્રહી, ભજો સદા જિનદેવ;
જિનદેવ, કરી સુસેવ, લહો સુખમેવ, ધિ૦ પર. ૪

---

મારો કુંવર કોડીલો ઝુલે રે—એ રાગ.

મારો જિનજી જગ જયકારીરે, મારો પ્રભુજી પર ઉપકારી રે;
ભવ ભયભંજન પાર ઉતારો, તારૂં દર્શન આનંદકારી રે;
ચરણ કમળ વંદુ પ્રભુ પ્યારા, જન્મ મરણને જે હરનારા;
તારા મુખડાંની બલિહારી, તારી મૂરતિ મોહનગારી;
દેખી દિલ હરખાય, મને આનંદ ન માય,
મારાં પાતકડાં ધોવાય, સુખ થાય દુઃખ જાય;
તારી ભક્તિ પરમ સુખકારી રે, મારો જિનજી. ૧

---

## ત્રૈલોકદીપક–શ્રી રાણકપુર મંડન આદિજિન સ્તવન.

ભવિ તમે વંદોરે સૂરીશ્વર ગચ્છરાયા—એ રાગ.

ભવિ તમે વંદોરે રાણકપુર જિનરાયા,
પાપ નિકંદોરે સફળ કરો નિજ કાયા. એ ટેક.
મૂળનાયક શ્રી ઋષભ જિનેશ્વર, ચોમુખ પ્રતિમા ચારા;
ત્રિભુવનદીપક એ જિનમંદિર, ચાર દિશે ચૌ બારા. ભવિ૦ ૧
મૂળગભારે ત્રણ્ય માળપર, ચૌમુખ ત્રણ્ય વિશાળા;
તે ઉપર મુખ્ય શિખરપતાકા, ગયણે અડી ઉજમાળા. ભવિ૦ ૨
મુખ્ય ગભારેથી ચારે દિશ, ચાર શિખરબંધ દેરાં;
તે મધ્યે જિનરાજ બિરાજે, જગમાં ન તીર્થ અનેરા. ભવિ૦ ૩
મુખ્ય રંગ મંડપની ફરતા, ચોવીશ મંડપ રાજે;
તે સૌ પાછળ દેહેરી ચોરાશી, જિનપતિ તખ્ત બિરાજે. ભવિ૦ ૪
ચોરાશી ભોંયરાંમાં સ્થાપી, પડિમા જિનની ઝાઝી;
ઘણાં ગુપ્ત આસન છે થોડાં, દેવ પૂજી થાય રાજી. ભવિ૦ ૫
ચૌદશેં ચુંવાળીસ થંભાપર, મંદિર રચના કીધી;
નલિનીગુલ્મ અવનિપર આણી, સ્વપ્નની કરી ફળ સિદ્ધિ. ભવિ૦ ૬
ચૈત્યની કોરણી જોડણી જગમાં, અવર નથી કોઈ સ્થાને;
ક્રોડ નવાણું સોનૈયા ખરચ્યા, ધન્ય ધન્ના ધનવાને. ભવિ૦ ૭
ઘાણેરાવાસી પુણ્યરાશી, પોરવાડ શુભ જ્ઞાતી;
બારશેં બહોંતેરમાં મંદિર કરી, જગમાં કરી પ્રખ્યાતી. ભવિ૦ ૮
અષ્ટાપદ નંદીશ્વર મેરૂ, સમેતશિખર શેત્રુંજો;
અઢી દ્વીપ આદિક કરી રચના, રાખી ન ઉણમ સહેજો. ભવિ૦ ૯
મુખ્ય મંદિરના દ્વારની સન્મુખ, બે જિન મંદિર સારાં;
દર્શનથી અપ્પા હોય પરસન, ચઢે સુશ્રેણી ધારા. ભવિ૦ ૧૦

ઓગણીશેં શીત્તેર ફાગણ વદ, અષ્ટમી દિન મહા મેળો;
દર્શન કરી શુભ **સાંકળચંદે**, ટાળ્યો ભવનો ફેરો. ભવિ૦ ૧૧

## શ્રી પાર્શ્વનાથસ્વામીનું સ્તવન.

પ્રણમીએ છે પ્રેમે તમને હે વિશ્વંભરા—એ રાગ.

દીનદયાળ છો કૃપાળ પાર્શ્વજિનવરા,
બાળને નિહાળ પ્રતિપાળ દુઃખહરા. દીન૦
અજર અમર અકળ રૂપ પરમપદ વર્યા,
ચરણકમળ અમર ભ્રમર થઈ અલંકર્યા;
કરમ ભરમ વારી તાર સયળ સુખકરા. દીન૦
તરણ તારણ શરણ કરણ આવીયા અમે,
જન્મ મરણ વારી અચળ રાજ દ્યો તમે;
અખૂટ નિધિથી આપતાં શું થાય જયકરા. દીન૦
તાત ભ્રાત વાત સુણ એકાંત ભયહરા,
વિકટ સમય જાદવોની વારી તેં જરા;
જૈનની સમાજ આજ ગાય ગુણ ખરા. દીન૦

## સામાન્ય જિનસ્તવન.

અહો જિનજી સુખજ કરતા, સુખ કરતા દુઃખ હરતા,
ભવજળ તરતા શિવરમણી વરતા. અહો૰જિનજી.
તજી મદ મમતા, મન્મથ દમતા ધરતા ધિરતા;
ખમતા સમતા સુર નર નમતા, ફરી ભવમાં–નહીં ભમતાં,
અહો જિનજી સુખજ કરતા.

### સાખી.

ધન્ય ધરા પાવન કરી, ધરી ચરણાંબુજ દેવ;
ભવિ ભવભીડ સકળ હરી, કરી ઉપકાર સ્વમેવ.
જિનજી સદા મનમાં ગમતા, રહે તુજ ભક્ત નહીં ભમતા;
સંકટમાં સાહ્યકારી, જિનરાજ લ્યો ઉગારી.
ઉપકારી જઉં વારી, કૃતિયો મારી સુધારી;
તાત તારા બાળ ધારી, ભવોદધિથી ઉતારી.
જૈન લઘુ સભા તારી, કરો સદાના આભારી;
જિનજી રહો મન મંદિરે રમતા, અહો જિનજી.

---

## શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

સખી સુઝે ન કાંઇ રે, ચોટચા ચોટચા—એ રાગ.

પ્રભુજી છો દયાળ રે, તારો તારો તાત હે કૃપાળ;
પામરપાળ લ્યો સંભાળ. પ્રભુજી. એ ટેક.
રાગ દ્વેષ ચોર ચાર, ગતિ ચાર રે બજાર;
લૂંટી ઠાર મારે માર, કરૂં ક્યાં હવે પોકાર? તા૦ ૧
કર્યો કુમતિથી પ્યાર, ધર્યો છાર રે શિર ભાર;
તજી સુમતિ શ્રીકાર, કર્યો પાપનો પ્રચાર. તા૦ ૨
મોહપાસ વિષયવાસ, થયો દાસ રે નિરાશ;
તિમિર વારી કર પ્રકાશ, દીનાનાથ તારી આશ. તા૦ ૩
દીઠો નાભિજીનો નંદ, થયો મંદ રે ભવફંદ;
લઘુ જૈન બાળવૃંદ, ગાય છંદ **સાંકળચંદ**. તા૦ ૪

---

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

### સનનન સોહે સાવરીયા શામ—એ રાગ.

પાસ જિણુંદા કરૂં છું પ્રણામ, અજબ મૂરતપર વારી વારી જાઉં હું. પા.
અનળ થકી બળતાં પ્રભુ ઠાર્યો, ફણિપતિ ધરણ થયો અભિરામ;
કમઠ ધરણ સમ તુલ્ય પ્રભુને, બલિહારી સમતા ગુણગ્રામ. અ. પા. ૧
ભીડ સમય સંભાર્યા સ્વામી, હરિ પર કરી કરુણા જગશ્યામ;
જરા નિવારી વિજય વધારી, બિરૂદ ધર્યું શંખેશ્વર નામ. અ. પા. ૨
પામરપાળ દયાળ કૃપાળુ, અશરણ શરણ સફળ કરનાર;
જન્મ જરા મરણાદિ નિવારો, જૈન સભા લઘુ દ્યો શિવધામ. અ. પા. ૩

## સામાન્ય જિનસ્તવન.

### આવો કુમકુમને પગલે—એ રાગ.

મનમંદિર આવો સ્વામી, જગ જનના અંતરજામી;
જિનરાજ તમે નિરાગી, સેવક તારો છે રાગી.
પ્રભુ પ્રીત અનાદિની વારી, મુજને મૂકયો વિસારી;
કરુણાનિધિ કરુણા લાવો, નિજ દાસ કહી બોલાવો.
નહીં ખોટ ખજાને સ્વામી, શી દીઠી મુજમાં ખામી;
મમ કૃતિયો અધમ સુધારો, આ ભવસાગર નિસ્તારો.
તું સમરથ સાહેબ સાચો, હું ભવનાટકમાં નાચ્યો;
આ અરજી આપ સ્વીકારો, લઘુ જૈનસભાને તારો.

## શ્રી ઋષભદેવ જિન સ્તવન.

### કાનુડો ન જાણે મારી પીડ—એ રાગ.

મારી વ્હારે આવો ઋષભ દયાળ રે વિમળાચળવાસી. મારી૦

નરક નિગોદે ભમીયો, છેદન ભેદન ખમીયો;
નરભવ આયુ કાપે કાળ....કાપે....કરરરરરરર.
વિષય કષાયે રાચ્યો, ભવના નાટકમાં નાચ્યો;
મોહરાયે મારી તાકી ફાળ, તાકી....તરરરરર. મારી વ્હારે. ૧
કેવળકમળાના સ્વામી, જગજનના અંતરજામી;
આતમરામી ખામી ટાળ, ખામી....ખરરરરરરર.
કરમ કટકને દળજ્યો, અંતરમાં આવી મળજ્યો;
શાંતસુધારસ છાંટો આલ, છાંટો....છરરરરર. મારી વ્હારે. ૨
મરુદેવી માતા જાયા, વનિતા નગરીના રાયા;
કુમતિ કુતરીથી થરકે બાળ, થરકે....થરરરરર.
જૈન સભા લઘુ તારી, સાંકળચંદ સુધારી;
દાદાજી દ્યો શિવ શ્રેણી હાલ. શ્રેણી....સરરરરર. મારી વ્હારે. ૩



## રેકતો–શ્રી આદિનાથની વધાઇ.

### જિણંદ જશ આજ મેં ગાયો—એ રાગ.

વધાઇ જિણંદ દરબારે, આદિજિન ભક્તને તારે;
ભજન ભવદુઃખ ભય વારે, કલિમલ પંક પરિહારે. વધાઇ૦ ૧
ગીત સંગીત શુભ સાજે, ઘંટ કાંસી ઝલ્લરી વાજે;
ધપમપ મૃદંગ વિણુ વાજે, દુંદુભી અંબરે ગાજે. વધાઇ૦ ૨
અજબ છબી આજકી ભારી, સુરત પર જાઉં બલિહારી;
બની આંગી અતિ સારી, મૂરત પ્રભુની મનોહારી. વધાઇ૦ ૩
વિભો સન્મુખ જો ભાળો, મટે આવાગમન ચાળો;
દયાનિધી દેવ દુઃખ ટાળો, બિરૂદ પ્રતિપાળનું પાળો. વધાઇ૦ ૪

સ્પર્શમણિ નાથ પરભાવે, લોહ પણ હેમ થઈ જાવે;
આદિજિન મંડળી ભાવે, સાંકળચંદ હર્ષથી ગાવે. વધાઈ૦ ૫



## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

### ગોવિંદ ગુણ ગાવોરે—એ રાગ.

જિણંદ ગુણ ગાવોરે મુણિંદ ગુણ ગાવોરે—મહાભાગ્ય.
સુખકર દુઃખ હર પાસ ચિંતામણી.
ભક્તિથી ભાવના ભાવો–હાં–ધ્યાન લગાવોરે. જિણંદ.
ધારી ધારી પ્રભુને નિહાળી, પાપ પખાળી પાવન થાવોરે–મહા.
પતિત ઉદ્ધારણ, શિવસુખ કારણ,
આદિજિન મંડળ મલ્હાવોરે, પ્રભુને મોતીડે વધાવોરે–મહા. જિ.



## તપનું સ્તવન.

### મંડપ રચ્યો આજ—એ રાગ.

જગચિંતામણી જગતાજ, તપ મહિમા ગાઉં આજ. (૨)
ત્રીજે ભવ તપ જિનરાજે, વર થાનકનો કરી રાજે;
તીર્થંકર નામ ઉપાર્જે, જ્ઞાનાદિક ગુણ પર ગાજે;
એ તપપદ સૌ શિર છાજે, તે ભવજળ તરવા જ્હાજ. તપ૦ ૧
તપ વિષય કષાયને ગાળે, વળી ક્ષમાદિ ગુણ અજવાળે;
જિનઆજ્ઞાથી વ્રત પાળે, અજ્ઞાન કષ્ટ સૌ ટાળે;
તપ કર્મકાષ્ટ પરજાળે, વધારે રૂડી લાજ. તપ૦ ૨
અન્ન ખાધું મેરૂ પ્રમાણી, પીધું સાગર સમ પાણી;
પણ તૃપતિ ન પામ્યો પ્રાણી, એ ભૂલ અનાદિની જાણી;
તપ ક્ષમા સહિત કર જ્ઞાની, જે આપે અવિચળ રાજ. તપ૦ ૩

તપ કનકકેતુ આરાધે, જિનનામ કર્મ તે બાંધે;
નંદનઋષી તપપદ સાધે, ખંધક ધન્નાદિ અગાધે;
ગુણ નાગકેતુ સમ વાધે, એ તપપદનો મહીમાજ. તપ૦ ૪
તદ્ભવ મુક્તિ જિન ધારે, મનપર્યવ અવધિ પ્રકારે;
પણ તપ તપી કર્મ વિદારે, તે તપ ભવકાજ સુધારે;
ભવરણ રિપુદળ સંહારે, તપ કરે રંકને રાજ. તપ૦ ૫
તપ તપીએ બાર પ્રકારે, ખટ અભ્યંતર ખટ બાહારે;
તે કર્મ નિકાચિત વારે, જો દંભક્રિયા પરિહારે;
દ્રષ્ટાંત લખમણા ધારે, આતમ અર્પણને કાજ. તપ૦ ૬
તપ ગુણ ગાયા આનંદે, ઉછરંગે **સાંકળચંદે**;
વીરમંડળી તપપદ વંદે, ભવ સંચિત પાપનિકંદે;
વળી ધવળ મંગળ ભવિવૃંદે, જય વરતો જૈનસમાજ. તપ૦ ૭

---

## શ્રી મહાવીર સ્વામીનાં સ્તવનો.

### રૂડી રઢીઆળી રાત—એ રાગ.

વહાલો વીરજિણંદ (૨) ચાલોને અંતીમ દેવ જુહારીએ,
આજ આનંદ કંદ (૨) દેખીને જિન મુખ પાતક વારીએ;
લાગી લગની પ્રભુજીસેં આજ, હાંરે જાગી સુમતિ સખી મનમાં,
એહ....દેવ જુહારીએ, વહાલો વીરજિણંદ.

### સાખી.

ત્રિભુવનપતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસનનાયક જગ જયો, વર્દ્ધમાન વડવીર.
ભવરણ જંગ મચાવ્યો ભારી, મોહ રિપુ દળ બળ સંહારી;

સાખી.

મહાગોપ મહા સાર્થવાહ, મહા માહણ મહારાજ;
નિર્યામક મહાસારથી, ભવસાગરમાં ઝાઝ.
પંથ બતાવોરે, મુક્તિપુરીનો પંથ બતાવોરે.
દાસની આશ નિરાશ કરી ન ટળવળાવોરે,
સાજન મળવેરે, થાય સુકાજ સાજન મળવેરે.
બાંહ્ય ગ્રહી જગતાત વાત ઉરમાં લાવોરે.

સાખી.

રાજનગરમાં રાજતી, ઠવણુા ઝળહુળ ભાણુ;
પ્રસન વદન સુંદર છબી, નિરમળ ગુણમણી ખાણુ.
મહાવીર મંડળ વૃંદ (૨) સ્વામી શિર નામે પાતક વારીએ,
વંદે સાંકળચંદ (૨) દાદાજી ભવજળ પાર ઉતારીએ. વ્હાલો૦



ખીલી બહાર શું વસંતમાં અનંગની—એ રાગ
બની બહાર શ્રી મહાવીર દરબારમાં. આજે આનંદ કંદ ભવિક વૃંદ,
છંદ ગીત ગાન તાન ગાય ઉછરંગમાં,
નૃત કરેરે રસિક જન વૃંદ રંગમાં.
દેખી કરમના મરમ સરવ ખેરૂં થયાં ખરરરર,
થરકે મોહ સબળ સૈન દૈન થઈ થરરરર. નૃત.

સાખી.

કમળ પાંખડી આંખડી, સુરતી સોવનવાન;
મૂરતિ મહાવીર દેવની, અભિનવ ભાનુ સમાન.
માથે મુગટ સોહાય, છત્ર ત્રણ્ય રયણુનાંરે;
દેખી મન હરખાય, અમીરસ નયણુમાંરે.

સાખી.

શાંત સુધારસ સીંચતી, બોધિ બીજ અંકુર;
ભવિજન કુમુદ પ્રકાશિની, મૂરતિ અમીરસ પૂર.
વંદે વીર મંડળી રંગથી ઉમંગમાંરે;
ગાય **સાંકળચંદ** આનંદ થાય આજ ઉછરંગમાં
ભવિ વૈરાગ્ય રંગ તરંગમાંરે. બની.

## શ્રી પાર્શ્વનાથસ્વામીનું સ્તવન.

રાગ કલ્યાણ.

પ્રિય જૈની સજ્જનો, આનંદ આજનો પડહ જય-
બજાવો શ્રી જિનરાજ નામનો. ટેક.
સૌ મંગળમાં પહેલું મંગળ, શ્રી જિનવરનું નામ;
આધી વ્યાધી જાય ઉપાધી, સફળ થાય સૌ કામ. પ્રિય૦
મિથ્યા તિમિર હઠાવી આપે, અનુભવજ્ઞાન વિકાશ;
ભવિજન હૃદયકમળ વિકસાવે, શ્રી જિન ભાનુ પ્રકાશ. પ્રિય૦
ભક્તિ સ્તુતિ જિનવરની કરતાં, વરતે મંગળમાળ;
પ્રતિદિન ધર્મ પ્રભાવ વધે વળી, જિનશાસન ઉજમાળ. પ્રિય૦
જ્ઞાન સુધારસ પાન કરો ભવિ, ગાનતાન ધરી ધ્યાન;
માન તજો મતિમાન સજ્જનો, અંતે મોક્ષ નિશાન. પ્રિય૦
શ્રી શંખેશ્વર તું પરમેશ્વર, જગદિશ્વર જિનરાજ;
**સાંકળચંદ** સભા લઘુ જૈની, તુજ પદ વંદે આજ. પ્રિય૦

## આરતી.

અપછરા કરતી આરતી જિન આગે—એ રાગ.

અરતિ નીવારતી આરતી જિન આગે, હાંરે જિન આગેરે જિન આગે;

હાંરે કરી ભવિજન શિવસુખ માગે, હાંરે આપો ઋષભ દયાળ. અરતિ. ૧
તાલ મૃદંગ વિણા અને કાંસી વાજે, હાંરે ઘંટ ઝલ્લરી નાદ અવાજે;
હાંરે દેવદુંદુભિ અંબર ગાજે, હાંરે પ્રભુ જગપ્રતિપાળ. અરતિ. ૨
પહેલી આરતી પૂજતાં ભવિ ભાવે, હાંરે અડસિદ્ધિ નવનિધિ પ્રકટાવે;
હાંરે બીજી આરતી બંધ હઠાવે, હાંરે થાય મંગળમાળ. અરતિ. ૩
તાપ ત્રિવિધ ત્રીજી આરતી કરે દૂરે, હાંરે ચોથી આરતી ચૌગતિ ચૂરે;
હાંરે મનવાંચ્છિત ફળ સૌ પૂરે, હાંરે ટાળે ભવભય ફંદ. અર. ૪
પંચમી આરતી પંચમી ગતિ આપે, હાંરે ભવ સંચિત પાતક કાપે;
હાંરે શિવવધુ વરમાળા સ્થાપે, હાંરે ગાય **સાંકળચંદ.** અર. ૫

---

જયદેવ (૨) જય જગના સ્વામી. પ્રભુ જય જગના૦
આદિનાથ ગુણ ગ્રામી. (૨), જય અંતરજામી. જય.
પ્રથમ જિણંદ મુણિંદ, પદપંકજ પ્રણમું. પ્રભુ૦
ક્ષિતિપતિ પ્રથમ પ્રકાશક (૨) ભજતાં ભવ ન ભમું. જય.
ધ્યાનાલંબનદેવ, જિનપદ ભવિ પાવે, પ્રભુજિન.
પારસમણિ પ્રભાવે (૨), લોહ કનક થાવે. જય.
કર્મ કર્યાં ચકચૂર, ભવરણમાં ભારી, પ્રભુભવ.
નરનારી બહુ તારી, (૨), શિવપુરી શણગારી, જય.
સિદ્ધ અવસ્થા તેહ, ભવિજન મન ધ્યાવે, પ્રભુ.
આરતી અરતિ નિવારે (૨), આર્ત્તરૌદ્ર જાવે, જય.
જિનપતિ સન્મુખ નિત્ય, ભવિ ભક્તિભાવે, પ્રભુ.
આરતી પાંચ ઉતારી (૨), પંચમી ગતિ પાવે, જય.
જીવદયા પ્રતિપાળ, બિરૂદ સફળ કરજો, પ્રભુ બિ૦
**સાંકળચંદ** સુધારી (૨), તાતજી ઉદ્ધરજો, જય.

---

## મંગળદીવો.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ રાગ.

નાથજીસેં મંગળદીવો ઉતારી, ભવિ ભવસાગર કર પારી. નાથજીસેં
જગદીપક જિનરાજ સિધાવ્યા, મોક્ષપુરી નિરધારી;
દેવે દીપકમાળ દીવાળી, કીધી જગત પ્રચારી. નાથજીસેં. ૧
તે જગદીપક જિનજી આગળ, વિધિ પૂર્વક વિસ્તારી;
શ્રેણિક કુમારપાળ મહારાજે, હરખે આરતી ઉતારી. નાથજીસેં. ૨
સૌ મંગળમાં પહેલું મંગળ, જિન નામે જયકારી;
અમ ઘેર મંગળિક તુમ ઘેર મંગળિક, સંઘમાં મંગળકારી. ના. ૩
મંગળદીવો જિન ઘણું જીવો, જગજીવના હિતકારી;
તારક બિરૂદ સફળ કર સ્વામી, સાંકળચંદને તારી. નાથ. ૪

---

## કળસ.

હરિગીત છંદ.

જગતાજ શ્રી જિનરાજની સ્તુતિ રત્નમાળામાં રચી,
તે શ્રવણ કરતાં મુખ ઉચરતાં થાય અનુભવને રુચી;
અઘઓઘ પામે નાશ હૃદય પ્રકાશ થઈ ભવજળ તરો,
આ રત્નમાળ જિણંદ ગુણની કંઠમાં ભવિજન ધરો. ૧
ભક્તિ સ્તુતિ જિનરાજની ભવ રોગ વારે આપદા,
આધી ઉપાધી વ્યાધિ વારિ સાધિ લ્યો શિવસંપદા;
વળી સકળ મંગળ થાય જય વરતાય નવનિધ વિસ્તરો,
આ રત્નમાળ જિણંદ ગુણની કંઠમાં ભવિજન ધરો. ૨

# વૈરાગ્ય પ્રબંધ.

## અથ શ્રી અનિત્યાદિ બાર ભાવનાઓ.



દોહરા.

શ્રી શંખેશ્વર પાય નમી, નમું સદ્‌ગુરૂ સવાર;
વાગ્દેવી વંદન કરી, ભણું ભાવના બાર. ૧
ભાવશુન્ય જગજીવડા, ભમે ભવાબ્ધિ અજાણ;
ભવભાવઠ હર ભાવના, ભાવો ભવિક સુજાણ. ૨
પ્રથમ અનિત્ય અશરણ પછી, એ સંસાર સ્વરૂપ;
એકત્વતા અન્યત્વતા, અશુચિ આશ્રવ રૂપ. ૩
સંવર નિર્જર ભાવના, લોકસ્વરૂપ સુબોધિ;
દુર્લભધર્મ આરાધવો, ભાવના અઘ અવરોધિ. ૪
બારે ભાવના ભાવતાં, મટે મોહ ઉન્માદ;
વૈરાગી હોય આતમા, પ્રકટે અનુભવ સ્વાદ. ૫
ભાવ રસાયણ ભાવના, કરે લોહને હેમ;
પત્થર નવપલ્લવ કરે, સંત સંગ ગુણ જેમ. ૬

---

### ઢાળ ૧ લી. અનિત્ય ભાવના.

ઝાંઝરીયા મુનિવર ધન્ય ધન્ય તુમ અવતાર—એ રાગ.

અનિત્યભાવના ભાવીએજી, અનિત્ય સંસારની છાંય;

ઉગ્યો તે રવિ આથમેજી, જનમ્યો તે મરી જાય,
પુણ્યવંતા પ્રાણી જિનવાણી ધરો ચિત્ત. એ ટેક. ૧
જસ ઘર નોબત ગડગડેજી, ઝૂલે મદઝર *નાગ;
તસ મંદિર સૂનાં પડયાંજી, કાળા ઉડે છે કાગ. પુણ્યવંતા. ૨
ડાભ અણી જળબિંદુઓજી, વિણસંતા શી વાર;
ચંચળ ચપળા[1] સંપદાજી, ચળ સંસાર અસાર. પુણ્યવંતા. ૩
જળતરંગ સમ આઉખુંજી, ચંચળ લક્ષ્મિ સ્વભાવ;
ઘર ઘર માગી ભીખડીજી, મુંજરાયે કર્મ પ્રભાવ. પુણ્યવંતા. ૪
પાંડવ દાસપણે રહ્યાજી, રામ ગયા વનવાસ;
સડણ પડણ એ દેહનોજી, શો કરવો વિશવાસ. પુણ્યવંતા. ૫
દેવ પ્રભાવે બુઝીયોજી, ચક્રિ સનતકુમાર;
રાહુ ગ્રહ્યો રવિ જોઇનેજી, બૂઝયો કીર્તિધર ધાર. પુણ્યવંતા. ૬
ચળ ધન ચળ વપુ સંપદાજી, અનિત્ય સયળ સંસાર;
અનિત્ય સ્વજન મેળાવડોજી, અનિત્યભાવ જીવધાર. પુણ્યવંતા. ૭

---

દોહરા.

ક્ષણ ક્ષણ આવરદા ઘટે, ઘટે દિવસને રાત;
આજતણું હમણાં કરો, કાલતણી શી વાત. ૧
સમય સિંચાણો શિર ફરે, ઝડપે તાકી દાવ;
ધર્મ વિના શરણું નહીં, ભાવના અશરણ ભાવ. ૨



---

* હસ્તિ. ૧ વિજળી.

## ઢાળ ૨ જી. અશરણ ભાવના.

ભવિ તમે વંદોરે સૂરીશ્વર ગચ્છરાયા—એ રાગ.

તરૂવર પંખી મેળા જેવો, સ્વજન સંબંધી મેળો,
વેળાએ વિખરાઈ જવાનો, જેમ વર્ષાનો રેહુળો;
ભવિ તમે ભાવોરે, ભાવના અશરણ ભાવે,
ધર્મ સુધ્યાવોરે, અંતે શરણે આવે. એ ટેક. ૧
સ્વારથીયો સૌ કુટુંબ કબીલો, મધમાંખી સમ ધારો;
ગરજ વિત્યા પછી જિર્ણ બેલને, નીરે ન પાણી ચારો. ભવિ. ૨
વિતવહેંચે પણ વિપત ન વહેંચે, અંત સમે સૌ છોડે;
દવ બળતો દેખી તરૂપંખી, દશ દિશામાં જેમ દોડે. ભવિ. ૩
નિત્યમિત્ર કાયા ખાઈ પીને, વગડે નાંખી દેશે;
પર્વમિત્ર સમ સ્વજન સંબંધી, સ્હેજથી પાછાં વહેશે. ભવિ. ૪
સાચો મિત્ર જુહાર ધર્મ તે, શરણે રહી દુઃખકાપે;
કોઇક સમે સંભાર્યો સજ્જન, અંતે શિવસુખ આપે. ભવિ. ૫
રામગોવિંદ દ્વારામતિ બળતી, મૂકી ચાલ્યા ચરણે;
ચક્રિસુભૂમ જળધિમાં બૂડયો, દેવ ન આવ્યા શરણે. ભવિ. ૬
સંસારે શરણું કોઈ કોઈનું, નહીં એવી જિનવાણી;
જૈનધર્મ આરાધો ભવિજન, અશરણ ભાવના જાણી. ભવિ. ૭

---

### દોહરા.

મોહ જગત જંગલ વિષે, વિરચે માયા જાળ;
તેતર ઝડપે બાજ જેમ, કાળ ભરે શિર ફાળ. ૧
નાથ અનાથિ મુનિ થયા, જોઈ સંસાર સ્વરૂપ;
કર્મવશે સૌ પ્રાણિયા, કોણ ભિખારી ભૂપ. ૨

## ઢાળ ૩ જી. સંસાર ભાવના.

### નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયાં—એ રાગ.

આ સંસાર અસાર ચક્રમાં તું ભમ્યો,
છેદન ભેદન તાડન તર્જન જીવ ખમ્યો;
પુહુવિ અપ તેઉ વાયુ વનસ્પતિ ત્રસ થયો,
નરક નિગોદે સૂક્ષમ બાદરમાં ગયો. ૧

જળચર ભૂચર ખેચર ભવ કીધા ઘણા,
દેવ મનુજ ભવ કીધા રાખી નહીં મણા;
એમ લખ ચોરાશી યોનિમાં આથડ્યો,
ચાર ગતિ રૂપ ચોકે વેચાણો જીવડો. ૨

બ્રાહ્મણ ક્ષત્રી વૈષ્ય શુદ્ર જાતિ થયો,
પુરૂષ નપુંસક સ્ત્રી જાતિમાં તું ગયો;
માત પ્રિયા પિતુ પુત્ર ભવાંતરે સંભવ્યા,
રે જીવ એમ અઢારે નાત્રાં અનુભવ્યા. ૩

જે સંયોગ વિયોગ તે પળપળ જાણીએ,
માતપિતા રોવરાવ્યાં ભવોભવે પ્રાણીએ;
ભવનાટકમાં નાચ્યો વેષ નવિન કરી,
રૂપ કુરૂપ ધનિ નિર્ધની સુભાગ દુર્ભાગ ધરી. ૪

એમ સંસાર અસારનું નાટક ભાળીએ,
વિષય કષાય પ્રમાદ બે વૈરી ટાળીએ;
ભુવનભાનુજિન ચરિત્ર સુણી લે વિચારમાં,
કર્મવશે સુખ દુઃખ લે જીવ સંસારમાં. ૫

---

દોહરા.

એમ ભવચક્ર વિષે ભમ્યો, કહેતાં નાવે પાર;
સુખદુ:ખ સાથી ના મળ્યો, કોઈ ન આવ્યો લ્હાર. ૧
તે કારણ જીવ એકલો, સુખ દુ:ખ લે સંસાર;
એકાકીપણું આદરે, તો પામે ભવપાર. ૨

—※:०:※—

## ઢાળ ૪ થી. એકત્ર ભાવના.

કપૂર હોય અતિ ઉજળોરે એ રાગ.

આવ્યો પ્રાણી એકલોરે, પરભવ એકલો જાય;
પુણ્ય પાપ સાથે વહેરે, સ્વજન ન સાથી થાયરે,
પ્રાણી ધર જિન ધર્મશું રંગ, પામો સુખ અભંગરે. પ્રાણી. ટેક.
માલ રહે ઘર સ્ત્રી વળેરે, પોળે વળાવી કંથ;
સ્વજન વળે સમશાનથીરે, પ્રાણ ચલે પર પંથરે. પ્રાણી૦ ૨
સ્વારથીયો મેળાવડોરે, સ્વજન કુટુંબ સમુદાય;
સુખ દુ:ખ સહે જીવ એકલોરે, કુળમાં નહીં વહેંચાય રે. પ્રાણી૦ ૩
પ્રાણ ભોગ લખ આપીનેરે, વસુમતિ કરી નિજ હાથ;
ચક્રિ હરિ ગયા એકલારે, પૃથ્વિ ન ગઇ તસ સાથરે. પ્રાણી૦ ૪
લખપતિ છત્રપતિ સૌ ગયારે, ઋદ્ધિ ન ગઈ તસ સાથ;
હાક સુણી જન થરથરેરે, તે ગયા ઠાલે હાથરે. પ્રાણી૦ ૫
અભિમાની રાવણ ગયોરે, જગ જશ લઈ ગયો રામ;
આખર જાવું એકલુંરે, અવસર પહોંચે જામરે. પ્રાણી૦ ૬
એકાકિપણું આદર્યુંરે, મુકર્યુ મિથીલા રાજ;
વલય દૃષ્ટાંતે બુઝીયોરે, ત્યાગી થયો નમિરાજરે. પ્રાણી૦ ૭

### દોહરા.

એકાકિ તું જીવડો, તારૂં અન્ય ન કોય;
અન્યત્વ ભાવના ભાવીએ, સ્વપર વ્હેંચાણી હોય. ૧
જુદો તારો આતમા, જુદો સ્વજન તમામ;
ધર્મ કર્મ પરિવારનું, આવે નહીં તુજ કામ. ૨

--*:(:*:*--

### ઢાળ ૫ મી. અન્યત્વ ભાવના.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ રાગ.

પંચમી ભાવના ભવિયણ ભાવીએ, જીવ અન્યત્વ અનાદિરે;
તું નહીં કોઇનોરે તારૂં કોઇ નહીં, જાગ્ય ન થઇશ પ્રમાદીરે.
પંચમી ભાવના ભવિયણ ભાવીએ—એ ટેક.
કુટુંબ કબીલોરે સૌ સ્વાર્થે મળ્યો, ગરજે દાખે પ્રીતરે;
અંત સમે વહાલાં રહે વેગળાં, એ સંસારની રીતરે. પંચ. ૨
પંખીમેળોરે પ્રહ તરૂપર મળે, સાંજ સમે જાય ભાગીરે;
તેમ એ મેળોરે જાણો કારમો, પુત્ર જાય પિતુ ત્યાગીરે. પંચ. ૩
જેમ પંથીડારે પંથ વિષે મળ્યા, કોણ શું કરીએ પ્રીતરે;
રાત્રી વાસોરે પ્રહ ઉઠી ચલે, પ્રીતની રીત અનિત્યરે. પંચ. ૪
તીરથ મેળોરે જેમ તીરથે મળે, વણજ કાજ વેપારીરે;
ભાગ્ય પ્રમાણેરે ટોટો ફાયદો, લઈ નિજ ઘર જાય લ્હારીરે. પંચ. ૫
સ્નેહ સગાઇરે મતલબ જ્યાં લગી, ગરજ વિતે હોય વેરીરે;
ગરજ મટે નિજ પતિ નારે હણ્યો, કર્મે સૂરિકાંતા ઘેરીરે. પંચ. ૬
નિજ સુત હણવારે ચુલણીએ કર્યું, લાક્ષાદિક કુટ ગેહરે;
કુળ ક્ષય કીધુંરે કૌરવ પાંડવે, જો જો ભાઈના સ્નેહરે. પંચ. ૭

લોહપીંજરેરે શ્રેણિક પૂરીયો, વેહેંરયો પૃથ્વિભાગરે;
કુરણીક રાજારે પિતુદ્રોહી થયો, કેવા સુતના રાગરે. પંચ. ૮
કોણુ સુત કોણુ માતા એ ભાવથી, લહે કેવળ મરૂદેવારે;
કોણુ વીર કોણુ ગોયમ એ ભાવથી, ગૌતમ જ્ઞાન સ્વમેવારે. પં. ૯

---

### દોહરા.

લસણ સંગ મૃગમદતણો, સુગંધ ક્ષણમાં જાય;
ગંદી કાયા સંગથી, સરસ વિરસ રસ થાય. ૧
એ અશુચિ કાયાતણો, શો કરવો વિશ્વાસ;
તજે પ્રાણ જંગલ વિષે, કાયા કુટીલ નિવાસ. ૨



## ઢાળ ૬ ઠ્ઠી. અશુચિભાવના.

### કર્મ ન છૂટેરે પ્રાણીઆ—એ રાગ.

કાયા માયા છે કારમી, અશુચિ ગંદી નિર્માલ્ય;
નગર ખાળપરે નિતુ વહે, મળ મુતરની પરનાળ. કાયા. ૧
કાચનો કુંપો ભાંગ્યા પછી, કટકો આવે નહીં કામ;
તેમ દુરગંધા કાયા બની, રોમરોમ રોગ ધામ. કાયા. ૨
નર નવ દ્વાદશ નારીનાં, બારાં વહે દિન રાત;
માંસ રૂધિર અસ્થિ મિંજ ત્વચા, મેદ વિરજ સાતે ધાત. કાયા. ૩
દેખી દુરગંધ દૂરથી, મુખ મચકોડે અજ્ઞાન;
તુજ તન એવી અશુચિ ભરી, છોછ ન લાવીશ નાદાન. કાયા. ૪
નરકની બારી નારી ખરી, કયારી અશુચિ ભંડાર;
રાજધાની મોહરાયની, કૃમિ કોથળી નિરધાર. કાયા. ૫

દ્વાર અપાને મળ નિતુ વહે, રૂધિર વહે અપદ્વાર;
મોહ મુંઝાણા જગ જીવડા, સુખ માને ત્યાં સંસાર. કાયા. ૬
ચર્મ જડી પેટી મોહની, જીવ રહ્યો ગર્ભાવાસ;
ક્રમીપરે મળ મૂતરમાં વસ્યો, ઉંધે મસ્તક નવ માસ. કાયા. ૭
રક્ત બન્યો જન્મસ્થાનમાં, પાન સ્થાનમાં મુંઝાય;
કાળ અનાદિથી જીવડો, વિરમ્યો ન વિષયકષાય. કાયા. ૮
નિજ પર રૂપથી નવિ રાચીએ, તે વિણસંતા શી વાર;
કંચન સમ કાયા ક્ષણ પછી, વિણશી સનતકુમાર. કાયા. ૯
ભોજન ભરી કંચન પૂતળી, દ્વારે ઉછળી દુરગંધ;
મલ્લીમિત્ર બૂઝ્યા તેહથી, નિરખી અશુચિ પ્રબંધ. કાયા. ૧૦

---

દોહરા

હિંસા વિષય કષાય રૂપ, નિર્જરણાથી ભરાય;
બેંતાળીશ ગડનાળથી, આશ્રવ સર છલકાય. ૧
પાપપંકમાં પ્રાણીયો, મોહ મુંઝયો લપટાય;
પ્રકટે સંવર ભાનુ તો, આશ્રવ સર શોષાય. ૨



## ઢાળ ૭ મી. આશ્રવ ભાવના.

શ્રેણિક રાય હુરે અનાથી નિગ્રંથ—એ રાગ.

સાતમી ભાવના ભાવીએ, આશ્રવ પાપનું સ્થાન;
પંચાશ્રવ તજો પ્રાણિયા, હિંસાનું ફળ નર્ક નિદાનરે;
ચેતનરાય પરિહર વિષય કષાય. આશ્રવ સેવ્યારે
અધોગતિ જાયરે. ચેતનરાય૦ એ ટેક. ૧

દશમે અંગે દાખવ્યા, જેહના દુષ્ટ પ્રપંચ;
હોંશે જે હિંસા કરે, તે લહે દુઃખ દોહગ ભવસંચરે. ચેત. ૨
પિષ્ટ કુકડો વિદારીયો, નિજ માતાની આજ્ઞાય;
યશોધર કર્મે નચાવિયો, ચરિત્ર સુણી તસ થરકે કાયરે. ચેત. ૩
અલિક વયણે વસુ ભવ ભમ્યો, મંડીક લેઈ પરશ્રાસ;
સાત્યકી મુવો અબ્રહ્મથી, પરિગ્રહે બ્રહ્મદત્ત નરક નિવાસરે. ચે. ૪
સુખ વાંચ્છક સૌ પ્રાણીયા, દુઃખ વાંચ્છક નહીં કોય;
નિર્દોષી પશુ પંખીયાં, હણતાં કટુક વિપાક ફળ હોયરે. ચે. ૫
રૂપે રાચી પતંગિયો, દીપકમાં બળી જાય;
રસના ઇંદ્રિય લાલચે, ધીવર જાળમાં મીન ફસાયરે. ચે. ૬
ગંધે અલિ કેદી બને, શબ્દે મૃગ જીવ જાય;
ફરસ ઇંદ્રિના વિષયથી, ગજવર આલાન સ્તંભે બંધાયરે. ચે. ૭
એક એક ઇંદ્રિય વશ પડ્યા, પ્રાણી લહે દુઃખ ભૂર;
પંચેંદ્રિય વશ પ્રાણિયા, ભવભવ ભટકી લે દુઃખ પૂરરે. ચે. ૮
કાણી નાવા જળ ભરી, બૂડી જળધિમાં જાય;
હિંસાદિક પાપે બૂડે, આતમઝાઝ તે ભવોદધિ માંય રે. ચે. ૯
એમ જાણી આશ્રવ તજો, નિંદા વિકથા ચાર;
અવ્રત પાંચ તજે પ્રાણિયો, સંવર થઇ ઉતરે ભવપારરે. ચે. ૧૦

---

### દોહરા.

જ્ઞાનાદિક ત્રણ રત્નનું, મનન કરે દિન રાત;
પરગુણ ગ્રાહી ભવિજના, પરદોષે અજ્ઞાત. ૧
કષાયવન્હિ સમાવીએ, ઉપશમ મેઘ પ્રભાવ;
નિજ પર સમય વિચારીએ, તો હોય સંવરભાવ. ૨

---

## ઢાળ ૮ મી. સંવર ભાવના.

નરભવ નયર સોહામણું વણજારારે—એ રાગ.

સંવર ભાવના ભાવીએ, મન ભમરારે;
આશ્રવનો કરી રોધરે, મન ભમરારે.
આર્ત્ત રૌદ્રને પરિહરો, મન. ધર્મ શુકલ કર શોધરે. મન. ૧
ક્રોધ ક્ષમાથી જીતીએ, મન. માર્દવથી અભિમાનરે; મન.
માયા સરળપણે હણો, મન. તોષથી લોભ સેતાનરે. મન. ૨
સમિતિ ગુપતિથી ગોપવો, મન. વિષય કષાય પ્રમાદરે; મન.
પંચેંદ્રિય દમો પ્રાણિયા, મન. ધ્યાન ધરો સ્યાદ્વાદરે. મન. ૩
વિષય વિરસથી વારીએ, મન. માતંગ મન મસ્તાન રે; મન.
શાંત સુધારસ પીજીએ, મન. લીજીએ અનુભવ જ્ઞાનરે. મન. ૪
જીવિત મરણને સમ ગણે, મન. લાભ ખોટ સંતોષરે; મન.
માન અપમાને સુખ દુઃખે, મન. હરખ શોક નહીં રોષરે. મન. ૫
શત્રુ મિત્રને સમ ગણિ, મન. ચિંતે થઉં અણગારરે; મન.
શ્રાવક મન એમ ચિંતવે, મન. સંથારો કરૂં સારરે. મન. ૬
સાધુ ચિંતવના કરે, મન. આગમ ભણું શુભજ્ઞાનરે; મન.
પ્રતિમારૂપ સંલેખણા, મન. ક્યારે કરીશ ધરે ધ્યાનરે. મન. ૭
સત્યવચન ભાખે સદા, મન. પરધન ગણે પાષાણરે; મન.
મદનફોજ હણવા ધરે, મન. શિયલ સુ બકતર બાણરે. મન. ૮
પરિગ્રહ આરંભ નવિ કરે, મન. પરિસહ સહે બાવીશરે; મન.
દેવ મનુષ્ય ઉપસર્ગથી, મન. નિશ્ચળ રહે હરનિશરે. મન. ૯

---

દોહરા.

કર્મ રોગને ટાળવા, તપ ઔષધ સુખદાય;
ક્ષમાદિક અનુપાનથી, રોગ શોક ભય જાય. ૧
પવન મેઘને પરિહરે, પાપ હરે તપ એમ;
મટે મોહ ઉન્માદ સૌ, કર્મ નિર્જરા તેમ. ૨

—→⁂*⁂←—

## ઢાળ ૯ મી નિર્જરા ભાવના.

મહાવીરને કરૂં વંદના હું વારી લાલ—એ રાગ.

આદર ભાવના નિર્જરારે લાલ, પ્રકટે આત્મસ્વભાવ, સુખકારીરે;
કર્મઈંધન પરજાળવારે લાલ, તપ વન્હિ પ્રકટાવ. હીતકારીરે. આદર. ૧
અભ્યંતર ખટ ભેદ છેરે લાલ, બાહ્ય ભેદ ખટ ધાર; સુખ૦
ક્ષમા સહીત તપ આદરેરે લાલ, તો ઉતરે ભવ પાર. હીત. આદર. ૨
ખાધું ગિરીવર જેટલુંરે લાલ, પીધું સાગર નીર; સુખ૦
તૃપ્તિ ન પામ્યો જીવડોરે લાલ, તર્યો ન ભવજળ તીર. હીત. આદર. ૩
પર્વત જેવાં પાતકોરે લાલ, તપ વજ્રે ભેદાય; સુખ૦
દ્રઢપ્રહારી તપ આદરીરે લાલ, તદ્ભવ મોક્ષે જાય. હીત. આદર. ૪
બાહ્ય શત્રુ તપથી ટળેરે લાલ, અંતરગત રાગાદિ; સુખ૦
લબ્ધિ સિદ્ધિ પ્રકટે ખરીરે લાલ, આતમઋદ્ધિ સમાધિ. હીત. આદર. ૫
વ્રત પચ્ચખાણુ કરે સદારે લાલ, વૈયાવચ્ચ ગુરૂભક્તિ; સુખ૦
યોગવહન ઉપધાનથીરે લાલ, ફોરવે આતમશક્તિ. હીત. આદર. ૬
ચૈત્ય ભક્તિ આવશ્યક કરેરે લાલ, સામાયક પૌષધ. સુખ૦
કર્મસૂડન કનકાવળીરે લાલ, વર્દ્ધમાન તપ શુદ્ધ. હીત. આદર. ૭
પડિમા દ્વાદશ નિર્વહેરે લાલ, તપથી નિર્જરા થાય. સુખ૦

કનકકેતુ અંધકપરેરે લાલ, ધન્નો નંદન ઋષિરાય. હીત. આદર. ૮
નાગકેતુસમ તપ કરેરે લાલ, ટાળે કર્મનો મેલ; સુખ૦
જન્મ મરણ ફેરો ટળેરે લાલ, નિર્જર હોય રંગરેલ. હીત. આદર. ૯

---

દોહરા

લોકસ્વરૂપને ભાવતાં, લોકાલોક પ્રકાશ;
વસ્તુગતે વસ્તુતણો, હૃદય થાય આભાસ. ૧
કર્મઇંધન ધ્યાનાનળે, ભષ્મ થાય ક્ષણ માંય;
લોકસ્વરૂપ ધ્યાતાં થકાં, જન્મમરણ દુઃખ જાય. ૨



## ઢાળ ૧૦ મી. લોકસ્વરૂપ ભાવના.

આવો આવો જસોદાના કંથ અમ ઘેર આવોરે—એ રાગ.

તમે લોક સ્વરૂપ ભવિ ભાવના દશમી જાણોરે,
જેથી જીવાજીવ પુણ્ય પાપાદિ તત્ત્વ પીછાણોરે;
ચૌદરાજલોક છે અસંખ્ય યોજન વિસ્તારેરે,
કટિપર કર બે દઈ ઉભો પુરૂષ આકારેરે. ત. ૧
લોક ક્ષેત્રને આદિ અંત જન્મ મરણ ન ભ્રાન્તિરે,
ધર્માદિક પંચાસ્તિકાય મર્યાદાથી શાન્તિરે;
જે જંતુ અનંતાનું સ્થાન નહીં જસ ઉપમારે,
જીવ ભજવે ભવનાટક એ રંગ મંડપમાંરે. ત. ૨
તીર્છો દ્વીપ સમુદ્ર અસંખ્ય થકી જે વિંટેલોરે,
જેમાં વિધવિધ રંગ તરંગ અભંગ વસેલોરે;
કયાંય હર્ષ વધામણા થાય શોક કંઈ હોવેરે,

ક્યાંક અંધકાર ને ઉદ્યોત ક્યાંક જીવ રોવેરે. ત. ૩
*અધો આકૃતિ દધિમંથન સમે પગ જેવી જાણોરે,
તસ ઉપર તિરછા ઉર્ધ્વ તે ઉપર માનોરે;
અધોલોક છત્રાસન ઉર્ધ્વ મૃદંગ આકારેરે,
તીર્છો ઝલ્લરીસમ આકાર સિદ્ધાંત સ્વીકારેરે. ત. ૪
સાત રાજ અધો તે સાત નરક ભુવિ જાણોરે,
જે રત્નપ્રભાદિક નામે મહાદુ:ખની ખાણોરે;
સાત રાજ દેશ ઊણુ ઉર્ધ્વ તિર્યગ્ મન ધરજ્યોરે,
લોકાંતે મસ્તક સિદ્ધસિલા આદરજ્યોરે. ત. ૫
જે પીસ્તાળીશ લખયોજન વૃત્ત વિસ્તારોરે,
તેથી ઊંચે સિદ્ધ સદૈવ જ્યોતિમય ધારોરે;
જે અજર અમર અવિનાશી અને અકલંકીરે,
ચિદાનંદ લોકાલોક ભાવ લહે નિ:સંગીરે. ત. ૬

---

દોહરા.

ચૌગતિ પૂરથી નિકળવા, જૂવે અંધ જીવદ્વાર;
દ્વાર પાસ ખુજલી થતાં, ભૂલે દ્વાર ગમાર. ૧
ફેરા ફરતાં પુણ્યથી, પામ્યો નરભવ દ્વાર;
બોધિ વિણ ચિંતામણી, હાર્યો રત્ન જુગાર. ૨

## ઢાળ ૧૧ મી. બોધિ દુર્લભ ભાવના.

ધોબીડામતું ધોજે મનનું ધોતીયુંરે—એ રાગ.

જીવડા ભજ બોધિ દુર્લભ ભાવનારે,

---

* દહીં વલોવતાં જેમ બે પગ પહોળા રહે છે તેવી આકૃતિ.

જેહુથી તરીએ સંસારરે, જીવડા. એ આંકણી.
દશ દષ્ટાંતે નરભવ દોહિલોરે, પામે પુણ્યોદય અનુકૂળરે;
ક્ષેત્ર શુભ આરજ મળવું દોહિલુંરે, દોહિલું ઉત્તમ કુળરે. જી. ૧
પંચેંદ્રિય પૂરણ મળવી દોહિલીરે, દોહિલો દેહ નિરોગરે;
મારગ શ્રીજિનનો મળવો દોહિલોરે, દોહિલો સદ્ગુરૂનો સંયોગરે. જી.
સાંભળવું શ્રી સિદ્ધાંતનું દોહિલુંરે, આદરવું ચિત્ત ધરવું ક્યાં હોયરે;
સદ્દહણા કરવી સૌથી દોહિલીરે, બોધિબીજ વિરલો પામે કોયરે. જી.
અંબર ફુલ સમ સામગ્રી દોહિલીરે, પામે પુણ્યવંતો પ્રાણી કોકરે;
રાગે મુંઝાણો કાગ ઉડાડવારે, ફેંકયો ચિંતામણિ હાર્યો ફોકરે. જી.
જીવ સોદાગર નરભવ પુરમાંરે, લાવ્યો પૂરવ ભવસંચિત માલરે;
હાર્યો જુગારી સર્વ ગમાવીઓરે, ભાવિનો ભરીયો માલન હાલરે. જી.
મનહસ્તી માયા કીચડમાં પડયોરે, પામ્યો ન નીર કે તીરરે;
બોધિબીજ અમૃતપાન કર્યા વિનારે, ન ટળી ભવ ભાવઠ કેરી પીડરે. જી.
ગજ સાટે ખર મણિ સાટે કાંકરોરે, મૂરખ પણ લે નહીં એવી ચીજરે;
દોરા માટે કોણ ટોડર તોડશેરે, વિષયાર્થે બોધિ ન તજો બીજરે. જી.
નટડી ગાયનથી ક્ષુલ્લક બૂઝીયોરે, વાર્યો ભવભવનો પ્રાચિન તાવરે,
પુરોહિત પુત્રો સંવેગી થયારે, ભાખ્યો શુભબોધિ દુર્લભ ભાવરે. જી.

---

દોહરા.

દુરગતિ પડતા પ્રાણીને, ધારણ કરે સુધર્મ;
તે જિનધર્મ આરાધતાં, મટે કર્મના મર્મ. ૧
ધર્મ ભાવના ભાવીએ, ત્રિકરણ યોગે શુદ્ધ;
મિથ્યા ભર્મ નિવારીએ, પામી સદ્ગુરૂ બુદ્ધ. ૨

## ઢાળ ૧૨ મી. ધર્મભાવના.

દેશી બગ્રાઉની–ન કરી જ્ઞાનીશું ગોઠડી મેરે લાલ.

પરમ ધરમ અરિહંતનોરે, શિવસુખનો દાતાર;
ધર્મ વિના જુવો બાપડા, જીવ રઝળે ઇણુ સંસારરે.
નહીં શરણું કોઇ આધારરે, દીન દુ:ખીયા અપરંપારરે;
પીડ્યા રોગે કરે પોકારરે, ન કરી ધર્મશું પ્રીતડી પ્યારે લાલ. ૧
વપુસંજ્ઞા આહારાદિનીરે, પશુ ને મનુષ્યમાં સમાન,
ધર્મ વિશેષ મનુષ્યમાં, વિણુ ધર્મે પશુ ઉપમાનરે;
નહીં પુણ્ય પાપ જસ ભાનરે, ગણે માત પ્રિયાને સમાનરે,
ભવોદધિમાં બોળે યાનરે. ન કરી૦ ૨
આ ભવ પરભવ સુખ કરોરે, સુરતરૂ ધર્મ પ્રભાવ,
ભાવના બિજ ઉર રોપિએ, વધે સુકૃત તરૂ ગરકાવરે;
ફળ જગજશ સંપત્તિ ધારરે, ફુલ શિવસુખ સ્હેજ સ્વભાવરે,
ધર સુખદુ:ખમાં સમભાવરે. ન કરી૦ ૩
ક્ષેત્રશુદ્ધિ કરૂણા રસેરે, કરી હર મિથ્યા સાલ,
વાડ રોપી ત્રણુ ગુપ્તિની, જીવ સમિતિની નીક વાળરે;
સિંચ જિનવચનામૃત પાળરે, તજ કુમતિ કંથેર વિકાળરે,
કંદર્પ કપિ સંભાળરે. ન કરી૦ ૪
ભાવના ભાવતાં સેવતાંરે, ગૌતમ શિષ્ય અણુગાર;
પંદરશેં ત્રણુ શિવ ગયા, ભજતાં ગુરૂદેવ શ્રીકારરે;
અર્જુનમાળી ભવપારરે, શુકપરિવ્રાજક સુખકારરે,
રાય પરદેશી હિતકારરે. ન કરી૦ ૫
દુષમ સમય દુ:પસહ લગેરે, અવિચળ શાસન એહ,

જયવંતુ રહેશે સદા, ભજો ધર્મભાવના તેહરે;
તજો વિષય કષાયની ખેહરે, સજો શિલગુણ ભૂષણ દેહરે,
જાય અંતે જીવ શિવગેહરે. ન કરી૦ ૬

---

## કળસ. રાગ ધનાશ્રી.

ગાયો ગાયોરે શંખેશ્વર સાહીબ ગાયો—એ રાગ.

તમે ભાવોરે, ભવિ ભાવના બારે ભાવો,
બારે ભાવના ભાવે ભાવો, મન વૈરાગ્ય જગાવો;
કરમ કટક ભટનો જય કરવા, ભવરણ જંગ મચાવોરે. તમે. ૧
ભાવના એ મદમોહ નિવારક, તારક ભવોદધિ નાવો;
જો સુણતાં વૈરાગ્ય ન આવે, તો હોય દુરગતિ જાવોરે. તમે. ૨
શાંતસુધારસ પાન કરી મુજ, મન વૈરાગ્ય સુહાવ્યો;
ભવદવ ઉપશમ મેઘ ભાવના, ભાવ પ્રબંધ બનાવ્યોરે. તમે. ૩
રાજનગરવાસી શુભ શ્રાવક, જનક પિતાંબર પાવ્યો;
તસ સુત સેવક સાંકળચંદે, એ અધિકાર બનાવ્યોરે. તમે. ૪
શશિખટ્‌ખંડભુવિ (૧૯૬૧) વર વર્ષે, માગશરમાસ સુહાવ્યો;
પાર્શ્વજન્મદિન પૂર્ણ ભાવના, કરી પ્રભુ પાર્શ્વ પ્રભાવોરે. તમે.
ભાવના ભણીગણિ ભાવ વિચારી, મોહ સુભટને હઠાવો;
સ્વર્ગ અને અપવર્ગ સિધાવો, જગમાં સુજશ વધાવોરે. તમે. ૬

---

## અથ શ્રી ભવપ્રપંચ નાટક.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ રાગ.

જીવડા ભવનાટક નિજ ભાળીએ, પર નાટક નવિ ભાળોરે;

નિજ પગ નીચેરે આગ નિહાળીએ, ડુંગર દવ ના નિહાળોરે. જી. ૧
નાટકશાળારે ચોગતિ જાણીએ, કર્મરાય સૂત્રધારોરે;
તૃષ્ણા નટીએરે જગ ભરમાવીયો, વિદુષક મોહ વિકારોરે. જી. ૨
રાગદ્વેષ પડદા ઘડિ ઘડિ પડે, આશ્રવ દ્વાર પ્રભાવેરે;
ભવમંડપમાંરે નાચે પ્રાણિયા, વિધવિધ વેષ ભજાવેરે. જી. ૩
કોઈ ભવનાટક ભજવે પ્રાણિયા, કોઈ ભવનાટક જોતારે;
ઉલટ પલટ ભવચક્ર વિષે ભમે, ક્ષણ રાચે ક્ષણ રોતારે. જી. ૪
ચાર કષાયારે પાયા પાપના, ભવરૂપિ ભવનના જાણોરે;
પ્રાણી વિભાવેરે તે મંડપ રમે, રમે સ્વભાવે સુજાણોરે. જી. ૫
એમ ભવનાટકમાં જીવડો ભમ્યો, ભજવ્યા વેષ અનેકરે;
માત પ્રિયા થઈ પુત્ર પિતા બન્યો, માન રહ્યો ન વિવેકરે. જી. ૬
એક ઘર છપ્પન પર ભુંગળ બજે, એક ઘર કુટી ન કોડીરે;
એક પગપાળેરે એક ગજ શિર ચડે, ધર્મ કર્મની ન હોડીરે. જી. ૭
એક રોગી મુખ માંખી બણબણે, એક ભોગી ને નિરોગીરે;
વાવ્યાં બીજ તેવાં ફળ પામીએ, જાણે અનુભવ યોગીરે. જી. ૮
ક્ષણ એક રાજારે ક્ષણમાં રાંકડો, સુખ દુઃખ કર્મ પ્રભાવેરે;
હરખ શોક જ્ઞાની મન નવિ ગણે, સંપત્ અથિર સ્વભાવેરે. જી. ૯
ભવનાટક ભાળે જે ભવિજના, પરભાવે નવિ રાચેરે;
સાંકળચંદ સ્વભાવે જે રમે, ભવનાટક નવિ નાચેરે. જી. ૧૦

---

## અથ ચેતનને શિખામણ.

### ચેતે તો ચેતાવું તનેરે પામર પ્રાણી—એ રાગ.

કાળ તારે શિર ભમેરે, ચેતન પ્યારા;

મનવા તું જો વિચારી, જગમાં ન રહ્યા જારી,
રામ શંભુ કે મોરારીરે. ચેતન પ્યારા. કાળ. એ ટેક. ૧
નામ તેનો નાશ થાશે, જનમ્યો તે મરી જાશે;
ઘડી ન રાખી શકાશેરે. ચેતન૦ ૨
જેમ હોલાપર દોડે, બાજ પંખી ડોક મોડે;
કોઇને ન કાળ છોડેરે. ચેતન૦ ૩
જેની રાજઋદ્ધિ ભારે, ક્રોડ સેના સાજ સારે;
કાળને ન કોઈ વારેરે. ચેતન૦ ૪
આવ્યો તો તું મુઠ્ઠી વાળી, જવું જીવ હાથ ખાલી;
કરે માથાકુટ ઠાલીરે. ચેતન૦ ૫
લખપતિ છત્રપતિ, ગયા કૈં કરોડપતિ;
દીઠા તેં નયન વતીરે. ચેતન૦ ૬
ચક્રિ હરિ બળરાયા, ખટ ખંડમાં ન માયા;
બળતી ચ્હેમાં સમાયારે. ચેતન૦ ૭
જ઼ર જોરૂ ને જવાની, મોહની એ રાજધાની;
દુનિયાં બની દિવાનીરે. ચેતન૦ ૮
ધન ઘરણી ને ધરા, અંત વેળા થાય પરા;
પુણ્ય પાપ સાથે ખરારે. ચેતન૦ ૯
જીવ તારી જીંદગાની, એક વેળા ધુળધાણી;
કર તું સાચી કમાણીરે. ચેતન૦ ૧૦
રેંટ ઘટમાળ જેવો, વારા પછી વારો લેવો;
એક દહાડો સૌને દેવોરે. ચેતન૦ ૧૧
પણ માયાને ન તજે, પ્રાણિયો ન પ્રભુ ભજે;

સામગ્રી ન રૂડી સજેરે. ચેતન૦ ૧૨
માયા તજી ધ્યાન ધરે, સ્હેજમાં સંસાર તરે;
સાંકળો પોકાર કરેરે. ચેતન૦ ૧૩

## અથ ચેતનને ચપેટા. લાવણી.

હું નથી ગુણકા હવે હાડાની રાણી—એ રાગ.

સુણ ચેતન ચિત્તમાં ચતુર થઇ કેમ ચૂકયો,
પડી મોહજાળ જંજાળ ધર્મ નિજ મૂકયો;
પણ કાળ વ્યાલ મુખ ફાડી ભમે તુજ માથે,
જર જમીન જોરૂ નહીં જાય કોઇ સંગાથે. ૧
તન તાપ સહી ધન રળે પાપ વ્યાપારે,
કરી સંચય નહીં વાવરે ધરે ભંડારે;
આખર માલિક કોઇ થાય જાય નહીં સાથે. જર. ૨
નિજ નિજ વસુમતિ કહી ભૂપતિ જંગ મચાવે,
લખ પ્રાણ હરી રણમાં નિજ શિશ કપાવે;
તે વસુમતિ સતી ન થાય ભૂપતિ સાથે. જર. ૩
નારી દુઃખ કયારી મોહરાયની બાળી,
નિજ પ્રિયા પ્રાણથી અધિકી પતિએ પાળી;
તે કંથ વળાવી પોળ વળે ઘર પંથે. જર. ૪
જીવ જવું એક દિન દોલત દુનિયાં છોડી,
સાથે નહીં આવે કુટુંબ કબીલો કોડી;
એ સ્વજન કુટુંબ પરિવાર મળ્યો સૌ સ્વાર્થે. જર. ૫
પર અપવાદે વાચાળ સ્તુતિમાં મુંગો,

પરગુણ દ્રોહી અભિમાની રહે શિર તુંગો;
જીવ સુણે સ્વાર્થની વાત બધીર પરમાર્થે. જર. ૬
તન રંગ પતંગ સમાન પલક પલટાશે,
કર સુકૃત ચેતન હાલ પછી પસ્તાશે;
પરભવનું ભાતું થશે વાવર્યું હાથે. જર. ૭
તુજ સમય સરસ છે હાલ કાલ શું થાશે,
અંતે પિત વાત કફે કરી કંઠ રૂંધાશે;
તે સમે પ્રભુ કેમ ભજીશ મુંઝાણો માથે. જર. ૮
એમ સમજી પ્યારા પ્રાણુ ધ્યાન પ્રભુ ધરજે,
તજી રાગ દ્વેષ મમતા સમતા આદરજે;
જીવને શિક્ષા કહી **સાંકળચંદ** અનાથે. જર. ૯

---

## ચેતનને સંદેશો.

**મન માને નહીં સો ફેરા સમજાવું તો એ શું—એ રાગ.**

કર સુકૃત હાલ લાલ કાલ કરવું તે મિથ્યા માનજે,
ચળ પિપળપાન ઉદધિઉધાન સમાન એ જીવતર જાણજે.
જીવ ભ્રમર કમળમાં લપટાયો, ચિંતે જઊં ભાનુ ઉદય પાયો;
ગજ કાળ કોળીએ ઝડપાયો. કર. ૧
નિજ જનનિ કુખમાં કોલ કર્યો, ત્હેં બોલ ન પાળ્યો એક ખરો;
દુઃખ ગર્ભાવાસ તણાં વિસર્યો. કર. ૨
તું બાળપણે રમ્મત રસીયો, યોવન મદ મોહજાળ ફસીયો;
ગઈ બાજી ઘડપણ ધસમશીયો. કર. ૩
નિજ ધર્મ સ્વાર્થઘેલો ભૂલ્યો, સંસાર સુખે ફોકટ ફુલ્યો;

અહી કાચ હાથ હીરો ડૂલ્યો.　　　　કર. ૪
નિજ નિજ પૃથ્વિ કહી જંગ કરે, રણુથંભ રચી લખ પ્રાણુ હરે;
તે વસુમતિ સાથ ન જાય ખરે.　　　　કર. ૫
ધન કારણુ દેશવિદેશ ભમે, શીત ઉષ્ણુ દીનતા દુઃખ ખમે;
તે સાથ ન આવે અંત સમે.　　　　કર. ૬
પરણી શેરીથી પાછી વળે, સમશાન લગી સૌ સ્વજન મળે;
જીવ પંથ ચલે વપુ કાષ્ટ બળે.　　　　કર. ૭
દિન એક જવું ખાલી હાથે, નહીં મોહ કુટુંબ આવે સાથે;
પણુ પુણ્ય પાપ હોય સંગાથે.　　　　કર. ૮
નરભવનું ફળ લેવા ધારે, તપજપ કર શક્તિ અનુસારે;
કર ભક્તિ પ્રભુ ભવજળ તારે.　　　　કર. ૯
તું દાન દયા ને દમન કરજે, મમતા તજી સમતા આદરજે;
**સાંકળચંદ** જયકમળા વરજે.　　　　કર. ૧૦



## મનભમરાની ભ્રાન્તિ.

કયાંથી આ સંભળાય, મધુર સ્વર– એ રાગ.

સમજ મન ભમરા ભૂલ્યો ભાન, (૨)
કાળ અનાદિથી ભમતો આવ્યો, થાકયો નહીં નાદાન.　　　　સમજ.
કમળ કોષગત ભ્રમર વિચારે, કરશું પ્રભાતે પ્રયાણુ;
કાળ મતંગજ કરે કોળીયો, હાર્યો ભવ હેવાન.　　　　સમજ. ૧
ચક્રિ હરિ બળભદ્ર દશાનન, પોઢયા જઈ સમશાન;
અમર રહ્યો નહીં કોઈ જગતમાં, રંક રાય વિદ્વાન.　　　　સમજ. ૨
ગંગ તરંગ રંગ આ તનનો, જયમ સંધ્યા અસમાન;

ઉલટ પલટ છાંયો ત્યાં તડકો, અસ્તોદય શશિભાણ. સમજ. ૩
ધન ધરા માની નિજ ચેતન, વ્યર્થ કરે અભિમાન;
સાથ ન આવે દોલત દુનિયાં, પુણ્ય પાપ પ્રસ્થાન. સમજ. ૪
તન ધન યોવન કુંભ કાચનો, જ્યમ જળધિ ઉધાન;
વિણસંતા કાંઈ વાર ન લાગે, પિપળ પાન નિદાન. સમજ. ૫
અરહટઘડી ઠલવાય ભરાએ, તેમ સુખદુઃખ જીવ જાણ;
કરમ કરે તે કોઈ પણ ન કરે, હરખ શોક નવ આણ. સમજ. ૬
મનભમરા પરઘર નવ ભટકો, નિજઘર રહો સાવધાન;
**સાંકળચંદ** કહે મનભમરા, નિશદિન ધર પ્રભુ ધ્યાન. સમજ. ૭



## ગાયન ૨ જું.

પિતા શું માનવનો અભિમાન પલકમાં—એ રાગ.

અરે જીવ ભમરા ભૂલ્યો ભાન, ભમ્યો ભવરાનમાંરે.
ખરેખર નાચ્યો નટ નાદાન, ન થાકયો તાનમાંરે;
માન ગુલતાનમાંરે. અરે જીવ૦
જળ તરંગ ઉછરંગ ખલકમાં, આ. આ. આ. રે ખરે,
ચળ વાદળ વિખરાય પલકમાં, આ. આ. આ. રે ખરે;
માયામાં મસ્તાન. અરે જીવ ભમરા૦ એ ટેક.

### સાખી.

સંસાર સર આશા કમળમાં કેદ મધુકર જીવડો,
ચિંતે કરી પ્રભુ પ્રાર્થના છુટું હવે ભાનુ ચડયો;
પણ કાળ ગજ નલિની ઊખેડી ચાવતાં ભમરો રડયો,
હતભાગ્ય હાર્યો તેમ માનવ હારશે ભવ બાપડો. જીવ૦

ઉદ્યાન જળધિ પાનપીંપ્રળ વિખરતાં શો વાયદો,
જીવતર યથા જીવ જાણજે એ કાળ કુદરત કાયદો;
ભજ પ્રાણિયા અરિહંતને જે વૈદ્ય ભવરોગો હણે,
આ છંદ સાંકળચંદ મહાવીર મંડળી હરખે ભણે. જી૧૦



## મનમરકટને હિતશિક્ષા.

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી—એ રાગ.

મુરખડાં મન તું મુકને માથાકુટ ઠાલી,
હારી ભવબાજી હાથ જવું જીવ ખાલી; ટેક.
ડાભ અણી જળબિંદુ સરખું, જીવતર જીવડા જાણો;
ધર્મ ઝાઝવિણ ભવસાગરમાં, તરશો કયમ કરી પહાણોરે. મુરખડા. ૧
પાતાળમાં પાયો નાંખીને, મંદિર બેશ બનાવ્યું;
વાસ્તુ કર્યા વિણ સ્વર્ગ સિધાવે, સાથે કાંઈ ન આવ્યુંરે. મુરખડા. ૨
જગત રૂપ જંગલ ઝાડીમાં, મનમરકટ આથડીયો;
કાળ વ્યાલ વશ ફાળ ચૂકિયો, ચૌગતિ કૂપમાં પડિયોરે. મુરખડા. ૩
પ્રપંચથી પૈસા પેદા કરી, પાપ એકલે બાંધ્યું;
સ્વજન સંબંધી ગીધના ટોળે, ફોલી ફોલીને ખાધુંરે. મુરખડા. ૪
ચેતન ચેતી મનમરકટને, જ્ઞાનરશીથી બાંધો;
વિષય કષાય તજો સાંકળચંદ, અંતે શિવસુખ સાધોરે. મુરખડા. ૫



### પ્રભાતિયું-ઝુલણા છંદ.

ચેત તું ચેત તું ચિત્તમાં આતમા, પ્રાણુ પરલોકનો છે વિહારી;
બાજ તેતરપરે ફાળ તાકી ભરે, કાળ પણ ફાળ દે સત્ત હારી.

અથિર તનધન સગ્ગા અથિર સુખ સાધનો,અથિર સંસાર આ સિંધુ ખારો;
જાગ્ય તું જાગ્ય તું જીવ નિદ્રા તજી, પ્રભુસમે ધર્મનો મર્મ ધારો. ૧
જીવવું વર્ષ શત આયુ કલ્લોલ વત્, લોભનો થોભ નહીં કોઈ કાળે;
સમયમાં ના સજે અંતમાં શું ભજે, વાત પિત કફ વિષે નાડ ચાલે;
વ્યાધિની વેદના શુદ્ધ નહીં ચેતના, તે સમે નવગમે ધર્મ સારો. જા. ૨
અંધ નગરી ફરે દ્વાર કર ના ચડે, ખાજ આવે જતાં દ્વાર પાસે;
એમ ભમતાં જડયો સ્હેજ આવી ચડયો, મનુષ્યભવ દ્વાર આ વાર ભાસે.
રંક હાથે ચડયો રત્ન ચિંતામણી, રાગવશ કાગનો હોય ચારો. જા. ૩
જીવ નટ નાચિયો નાચ ભવ ભવનમાં, તદપિ નહીં વિરમ્યો કોઇ વેળા;
ચાર ગતિ વેદના છેદના ભેદના, સ્વજનના વિરહને થાય મેળા.
માત પુત્રીપણે પુત્રી દારાપણે, ઉલટ ભવચક્રનો ભેદ ન્યારો; જા. ૪
ક્યાંથી અહીં આવવું પ્રાણિયા ક્યાં જવું, શું કર્યું આજ શુભ કામ જીવે;
એમ ધરી ધારણા પાપથી જે હઠે, ભવ તરે જઇ સુધા સ્વાદ પીવે.
જ્ઞાનની વાતમાં રાગ પરભાતમાં, સાંકળે સાંકળ્યા આ વિચારો; જા. ૫

---

## મનવાને પ્રબોધ.

### પીયુને પ્રેમ સંશચી જાણી—એ રાગ.

મનવા તું જો મનમાં ધારી, કાળ ભમે દિન રાત;
મોહ મદિરાપાન કરીને, ભૂલ્યો ભાન કુજાત. મનવા૦
કરમ કટક ભટ ભારી, રણ જંગ મચાવે દાંડી;
તાકી મારે ઘા કારી, ઝટપટ નાંખે સંહારી.
વિષય કષાય વિષે જીવ રાચ્યો, માચ્યો મદ અભિમાન;
ભવનાટકમાં નાચી જાચી, થાકયો ન નટ નાદાન. મનવા. ૧

નરભવ નગરીમાં આવ્યો, સોદાગર સોદો લાવ્યો;
ભવસંચિત માલ ગમાવ્યો, ભાવિનો ભેદ ન પાવ્યો.
તૃષ્ણાકજ સંસાર સરોવર, જીવ ભ્રમર મુંઝાય;
કાળ મતંગજ કરે કોળિયો, મધુકર મન પસ્તાય. મનવા. ૨
માનવભવ મણિ તું ડૂલ્યો, ફોકટ ભવફંદે ફૂલ્યો;
જ્યમ મસ્ત માંકડો ઝૂલ્યો, બાજીગર બાજી ભૂલ્યો.
ચેતનજી ચતુરાઈ ન ચૂકો, મૂકો ન પ્રભુનું ધ્યાન;
સાંકળચંદ સભા લઘુ જૈની, માગે ભવ અવસાન. મનવા. ૩

---

રાગ પીલુ-ઇસ તન ધનકી કોન બડાઈ—એ રાગ.

તન ધન યૌવન નહીં કછુ અપના, જૈસે સુખ સંસારકે સ્વપના. તન.
માલ ખજીના કુટુંબ કબીલા, અંત સમે ફોકટ સબ લીલા. તન. ૨
ગંગ તરંગ રંગ ઈસિ તનકા, જૈસે સંધ્યા રંગ ગગનકા. તન. ૩
છોડ ચલે સબ દુનિયાદારી, પુન્ય પાપ જાવે દોય લ્હારી. તન. ૪
બેગ ચલે લેઈ તનકી ઝોળી, ફૂંક દીએ જેસી ફાગુન હોળી. તન. ૫
ખાખ હોત ઇસ તનકી પલકમેં, કબુઅ ન આયા જીવ ખલકમેં. તન.
ચેતન રાગ દ્વેષ ઓર મમતા, તજ કષાય કર સંગત સમતા. તન. ૭
સાંકળચંદ સુસંત પ્રભાવે, આવાગમનકો ભય મીટ જાવે. તન. ૮

---

## ચેતનને સંદેશો.

ગર્ભાવાસ રાખ્યો રે કૃપા તને—એ રાગ.

ચેતન ચેતો રે ચિત્ત ચતુરાઈ કરી,
એક દિન જાવું રે આ દુનિયાં વિસરી;

માત પિતા સુત દારા ભગિની, મોહ કુટુંબ પરિવાર.
અંત સમે સૌ અળગાં રહેશે, આવે નહીં કોઈ લ્હાર;
પુણ્ય પાપ બેલીરે, સાથે આવે સાથ કરી. ચે૦ ૧

મહેલ ઝરૂખા સુંદર વાડી, લાડી ગાડી તુખાર;
ધન તણો ભંડાર ભર્યો પણ, સુનો સૌ સંસાર.
જમપુરી જાવુંરે, વાટ દીસે અઘરી; ચે૦ ૨

મધુસંચય કરી દાન ન દીધું, ન કર્યું મધુકરે પાન;
કાળ કસાઇએ લૂંટી લીધું, ઘશી પગ ખોયા પ્રાણ.
એમ આ વૈભવ હારીરે, જવું જીવ જો તું જરી; ચે૦ ૩

જબ લગે ઘટમાં પ્રાણ બિરાજે, તબ લગે આળપંપાળ;
પ્રાણ પડે તવ દૂર હઠે સૌ, ન કરે કોઈ સંભાળ.
અડશો માં અભડાશોરે, સૌ કહે મુખ ઉચરી; ચે૦ ૪

સ્વજન સંબંધી કૂટે પીટે, હાય હાય કરી ફોક;
કાંડો કાંડો ઘડીય ન રાખો, એમ કહી મૂકે પોક.
જગમાં નહીં કોઈ કોઇનુંરે, સ્વારથનાં સખરી; ચે૦ ૫

ટુટી ફૂટી વાંસની ખટુલી, બાંધી મુંજનો બંધ;
ચાર જણા ચોંપે લઈ ચાલે, ભાર વહી નિજ ખંધ.
સમશાને જઈ બાળેરે, ખોરી ખોરી રાખ કરી; ચે૦ ૬

મનભમરા પરઘર નવિ ભટકો, નિજ ઘર રમજો રંગ;
રાગ દ્વેષ મમતાને વારી, ભજ પ્રભુ સમતા સંગ.
**સાંકળચંદ** કહે ના'વેરે, આવાગમન ફરી; ચે૦ ૭

—❖—

## તનનો ભરોસો શો ?

**તાતનો ભરૂંસો નથીરે, મનેરે મારા—એ રાગ.**

તનનો ભરૂંસો નથી રે, ચેતન તારા તનનો ભરૂંસો નથીરે;
ચંચળ જળ કલ્લોલ આવરદા, ફોકટ રહ્યો મથીરે. ચેતન તારા૦
જનમ્યો જે નર જગતમાં, તે નિશ્ચે મરનાર;
આશા ઉમ્મર જેવડી, તૃષ્ણાનો નહિ પાર. તનનો૦ ૧
છત્રપતિ લખપતિ ગયા, ગયા નૃપતિ કૈ લાખ;
જસ ફુંકે જન ફાટતા, બાળી કીધા રાખ. તનનો૦ ૨
ખમા ખમા પરિજન કરે, રાવણ સમ અભિમાન;
નામદાર નર વહી ગયા, ઠામ ઠર્યા સમશાન. તનનો૦ ૩
પરિગ્રહના આરંભથી, કર્યાં કુકર્મ અપાર;
પાપે પૈસા મેળવી, બન્યો શેઠ શાહુકાર. તનનો૦ ૪
લોક ભણે લખપતિ થયો, પણ હાર્યો નિજ ખેલ;
તુજ સાથે શું આવશે, તપાસ તારો મેળ. તનનો૦ ૫
નિજ હાથે જે વાવરે, તે પોતાનું થાય;
પછી વધારો જે વધે, માલિક ઓર ગણાય. તનનો૦ ૬
મધપૂડો માંખી રચે, દાન ન કીધું પાન;
લૂંટનારો લૂંટી ગયો, ઘશી પગ ખોયા પ્રાણ. તનનો૦ ૭
હજી વખત છે હાથમાં, કર શુભ સુકૃત કામ;
પરમારથ પ્રીતે કરી, કરો અમર નિજ નામ. તનનો૦ ૮
ભવનાટકના ભવનમાં, ભજવ્યા, વિધવિધ વેષ;
રાય રંક ખગ પશુ બન્યો, લહ્યો ન તત્ત્વપ્રવેશ. તનનો૦ ૯

આતમ અર્પો નિર્મળો, પ્રભુ ચરણે ચિત્ત લાય;
તાપ મટે જિનજાપથી, સકલ મહોદય થાય. તનનો૦ ૧૦

## ફના દુનિયાં.

આશાગોડી–કામ છે દુષ્ટ વિકારી—એ રાગ.

દોલત દુનિયાં હારી, જવું જીવ દોલત દુનિયા હારી; ટેક.
જનમ્યું તેહ જવાનું નકી, કોઇ રહ્યું નહિ જારી;
પળની ખબર નહિ પ્રાણીને, કાળ ભમે શિર દા'ડી. જવું. ૧
પાંડવ કૈરવ રામ ગજાનન, કંસ ગયા મોરારી;
રાવણુ યોદ્ધો રણુમાં હાર્યો, કીધી કાષ્ટ પથારી. જવું. ૨
સત્યવાદી હરિશ્ચંદ્ર ગયા વળી, હાકમને અધિકારી;
વીર ગયા ને ધીર ગયા કઈ, અમીર ગયા નિરધારી. જવું. ૩
મહા મલ્લ યોદ્ધા ગત પામ્યા, રણુમાં યશ વિસ્તારી;
ચક્રવર્તિ નિજ વૈભવ મૂકી, ચાલ્યા એકલહારી. જવું. ૪
માત પિતા સુત નૌતમ નારી, પ્રીત પલકમાં વિસારી;
પાપ પુન્યનો પલ્લો બાંધી, જાય ખલક જો વિચારી. જવું. ૫
પાપ પ્રયોગે પુંજી વધારી, અધિક કરી રખવારી;
કોડી એક ન સાથે આવે, હસ્તક ઓર જનારી. જવું. ૬
અંત સમે સૌ વૈભવ ફોકટ, સત્ય ધર્મ સુખકારી;
સાંકળચંદ સદા પ્રભુ ધ્યાને, દુર્ગતિ દૂર થનારી. જવું. ૭

## ભવબાજીના ભૂલાવો.

હૃદય સદ્બુદ્ધિ નહીં ધારી—એ રાગ.

અરે જીવ ભૂલ્યો ભવ બાજી, થયો પરનિંદાથી રાજી;

માન મદ મત્સરમાં ગાજી, વક્ર થઈ બેઠો મન વાજી.
પરદારાના દેહ દીપકમાં, સ્નેહ પતંગ સપડાય;
જીવન જશ સળગાવી મૂકે, ઘર ઘર નિંદા થાય;
થાય પરમેશ્વર ઇતરાજી, જાય ઇજ્જત જગમાં ઝાઝી. અરે૦ ૧
ખળ છળ ચળ ચિત્ત જ્યાં ત્યાં ઘાલે, નિજ મુખ ચાટ ગમાર;
મુગ્ધા ફંદ કુચ્છંદ ફસાવી, રંગે રમ્યો વિજાર;
ભારભૂત થયો નીચ રાજી, છાર શિર ધર્યો દગલબાજી. અરે૦ ૨
બગ પરે ઠગ થઈ જગને ધૂતી, લૂંટયો પરધન માલ;
વિટલજટિલ પરે પડ્યો કીચમાં, જડ્યો ન જળ સ્થળ તાલ;
તાલ બગડ્યો બગડી બાજી, હાલ બેહાલ બન્યો પાજી. અરે૦ ૩
નિજ સ્વારથમાં સૌથી પહેલો, પરમારથનો ચોર;
કુડ કપટનો ભર્યો કોથળો, લબાડ લંઠ કઠોર;
ઢોર સમ ગણી ભાજી ખાજી, તોરથી જનની તુજ લાજી. અરે૦ ૪
ઇર્ષાળુ અભિમાની હલકો, ચાડી ચૂગલીખોર;
પરધન હરવા કરે પ્રપંચો, ફરે હરાયું ઢોર;
ચોર ચિત્ત ચૂક્યો તુ બાજી, ગઈ તુજ અક્કલ કયાં ઝાઝી. અરે૦ ૫
દેહ ક્ષણિક આયુ છે ચંચળ, જળકલ્લોલ પ્રકાર;
મધુબિંદુસમ ફોકટ આશા, ખાવો આખર માર;
દ્વાર કજ ભીડયાં ભમરાજી, કાળ ગજ ચાવે મુખમાંજી. અરે૦ ૬
મનસાગર સંકલ્પ તરંગો, વિવેકવ્હાણ શ્રીકાર;
સ્મરગિરિ સંકટ દૂર નિવારી, વેગે ઉતરે પાર;
ધાર તે વીરલા જગ કાજી, નમે તસ પાય દેવતાજી. અરે૦ ૭
સુકૃત કરવા તન મન ધનથી, ભીડો હૈયે હામ;
નિશદિન આળસ દૂર નિવારી, જપો પ્રભુનું નામ;

કામ સૌ સફળ થાય આજી, રહે જગનાથ સદા રાજી. અરે૦ ૮
સદાચાર સદ્બુદ્ધિ નીતિ, સત્ય શિયલમાં ધીર;
ક્ષમા દયા ને સરલ સ્વભાવી, પરદુઃખ ભંજન વીર;
ચિરંજય કીર્તિ રહે ગાજી, ગાય સાંકળચંદ વાહવા



## ગુમાનની ઘેલાઇ.

કર કરૂણા જગનાથ, રંક પર કર કરૂણા—એ રાગ

ચેતન તજ અભિમાન, ગુમાની ચેતન તજ અભિમાન;
ભૂલ્યો ભમરા ભાન, ગુમાની ચેતન તજ અભિમાન.
લઘુતાથી પ્રભુતાપદ પાવે, પ્રભુતા તો હલકાઈ બતાવે;
નીચપણું દુનિયાંમાં થાવે, અહંકાર ઉરમાં જો લાવે;
જનમંડળ અપવાદ લગાવે, (ગદ્ય) **નમૃતા શરીરનું ભૂષણ છે;**
નમે તેજ નીતિવાન, વડો જગ નમે તેજ નીતિવાન. ચેતન. ૧
ગર્વ થકી રાવણ રણ હાર્યો, દુર્યોધનને ભીમે માર્યો;
ગર્વે કરણ રહ્યો નહીં વાર્યો, અર્જુન યોદ્ધે રણ સંહાર્યો;
મન સ્થિર કરી અભિમાન નિવારો,
(ગદ્ય) **માની તે અજ્ઞાની સમજવો.**
મન મરકટ નાદાન, સાન ગઈ મન મરકટ નાદાન. ચેતન. ૨
જનમ્યો તેહ જવાનો જાણો, અમરપટો કોઇએ નથી આણ્યો.
દિલ્લીપતિ અભિમાન ભરાણો, પૃથુરાજ બંધન બંધાણો;
સંગરાય રણ રંગે ઘવાણો, (ગદ્ય) **બળનો ગર્વ સર્વનો નાશ કરે છે.**
અહંકાર અજ્ઞાન, તજો સૌ અહંકાર અજ્ઞાન. ચેતન. ૩
નેતર નમ્ર થઈ વળી જાવે, વાંસ વધી વન્હિ સળગાવે;

ગજપતિ પ્રૌઢપણું બતલાવે, સુંઢ ભરી શિર છાર ઉડાવે;
લઘુ પણ દીપક ઘર દીપાવે, (ગદ્ય) લઘુતા તેજ પ્રભુતા જાણવી.
લઘુતાથી સન્માન, મળે શુભ લઘુતાથી સન્માન. ચેતન. ૪
મિથ્યા માન કરો નહીં પ્રાણી, આયુ અથિર લક્ષ્મી ચળ જાણી;
જ્ઞાન માન આતમ ગુણ હાની, પંડિતની શુભ કોમળ વાણી;
અભિમાન કરશે અજ્ઞાની, (ગદ્ય) અભિમાન નરકનું સ્થાન છે.
તજ સાંકળચંદ માન, સદા તું તજ સાંકળચંદ માન. ચેતન. ૫



## કાયા અને જીવનો સંવાદ.

ચેતો તો ચેતાવું તનેરે, પામર પ્રાણી—એ રાગ.

કાયા જીવને કહેછેરે ઓ પ્રાણપતી,
લાડ તો લડાવ્યાં સારાં, કદી ન કર્યા તુંકારા;
આજ તો રીસાણા પ્યારારે, ઓ પ્રાણપતી. ૧
ભેળા બેશીને જમાડી, બાગ બગીચાને વાડી;
ફેરવી બેસારી ગાડીરે, ઓ પ્રાણપતી. ૨
અત્તર ફુલેલ ચોળી, કેસર કસુંબા ઘોળી;
રમ્યા રંગ રસ રોળીરે, ઓ પ્રાણપતી. ૩
શણગાર તો સજાવી, આભૂષણોને પે'રાવી;
મોજ મુજને કરાવીરે, ઓ પ્રાણપતી. ૪
રોજતો હસીને રહેતા, પાણી સાટે દૂધ દેતા;
આજ મૌન ધારી બેઠારે, ઓ પ્રાણપતી. ૫
સજ્જનની એવી રીતિ, જેની સાથે કરે પ્રીતિ;
વગડે ન મૂકે રોતીરે, ઓ પ્રાણપતી. ૬

કરૂં છું હું કાલાંવાલાં, મુજને ન મૂકો વહાલાં;
સાથે રાખોને છોગાળારે, ઓ પ્રાણપતી. ૭

રાગ ઉપરનો પદ બીજું.

જીવ કાયાને સુણાવેરે, ઓ કાયા ભોળી;
કાયા તું કામણગારી, પાશમાં પડયો હું તારી;
પ્રભુને મૂક્યા વિસારીરે, ઓ કાયા ભોળી. ૧
તારી સાથે પ્રીતિ કરી, જરી ન બેઠો હું ઠરી;
પાપની મેં પોઠ ભરીરે, ઓ કાયા ભોળી. ૨
ઘણીવાર સમજાવી, હઠીલી ન સાન આવી;
મુજને દીધો ડૂબાવીરે, ઓ કાયા ભોળી. ૩
નીતિનો પ્રવાહ તોડયો, અનીતિનો પંથ જોડયો;
સજ્જનનો સંગ છોડયોરે, ઓ કાયા ભોળી. ૪
સદ્‌ગુણને નિવાર્યા, દુર્ગુણને વધાર્યા;
કથન ન કાન ધાર્યારે, ઓ કાયા ભોળી. ૫
આતમા હું ચિદાનંદી, કાયા તું દીસે છે ગંદી;
તારી સંગે રહ્યો મંડીરે, ઓ કાયા ભોળી. ૬
સોબતે અસર આવે, લસણનો સંગ થાવે;
કસ્તુરી સુગંધ જાવેરે, ઓ કાયા ભોળી. ૭
બગડયો હું તારી સંગે, રમ્યો પર રામા રંગે;
કુડાં કૃત્ય કીધાં અંગેરે, ઓ કાયા ભોળી. ૮
પારકી થાપણ રાખી; આળ ઓર શિર નાંખી;
જુઠી મેં તો પૂરી સાખીરે, ઓ કાયા ભોળી. ૯

પ્રાણ પાંજરામાં પ્યારી, રહ્યોછું કરાર ધારી;
કાયા ના'વે કોઈ લ્હારીરે, એ કાયા ભોળી. ૧૦
મારો છેડો છોડો કાયા, કારમી લગાડો માયા;
તારાથી ભોળા ઠગાયારે, એ કાયા ભોળી. ૧૧
કાયાની માયાને છોડી, શુકરાજ ગયા ઉડી;
પ્રાણ પાંજરાને ત્રોડીરે, એ કાયા ભોળી. ૧૨
અનીતિનાં કામ તજો, નિંદા તજી પ્રભુ ભજો;
**સાંકુળાની** શિખ સજોરે, એ કાયા ભોળી. ૧૩



## આત્મબોધ.

### મરાઠી ચાલની ઠુમરી.

જીવ જો વિચારી આ ઘડી, મદ ફોજ ચાર દિશા ચડી;
ભવચક્રમાં ભૂલો ભમ્યો, સુખ દુઃખ સંકટ બહુ ખમ્યો;
સંસારથી નહિં વીરમ્યો, થાકયો નહિ ભવ આથડી. જીવ૦ ૧
નિજ સ્વાર્થમાં રાચી રહ્યો, પરમાર્થને ભૂલી ગયો;
વિત મેળવી રાજી થયો, જપ ના વળ્યો જરી પાઘડી. જીવ૦ ૨
પર છિદ્ર મુખથી ઉચ્ચરી, નિજ ઢાંકપિછોડી ધરી;
પર લક્ષ્મિ છળ કરીને હરી, ભરી આભ સાચે બાથડી. જીવ૦ ૩
પરદારથી પ્રીતિ કરી, તેં પાપની પોઠી ભરી;
નિંદા અધમ મુખ ઉચ્ચરી, શું હાથ આવી રાખડી. જીવ૦ ૪
નિજ દેહને લોભે દમ્યો, શિત તાપ સહી વનમાં ભમ્યો;
ત્હેં ધૂળનો ઢગલો ધમ્યો, જડી ભાગ્ય બિન નહીં દામડી. જીવ૦ ૫
સુમતિ સતીથી વિરમ્યો, કુમતિ કુરંડાથી રમ્યો;

કુદેવ કુટગુરૂને નમ્યો, સમકિતની જડ વીછડી. જીવ૦ ૬
નિજ શત્રુને મિત્રો કર્યાં, વળી ચોરને ચિત્તમાં ધર્યાં;
અઘ ઓઘ તારા વિસ્તર્યાં, કયાં દુષ્ટ મતિ આવી નડી. જીવ૦ ૭
માતા પિતા સુત ને ત્રિયા, વળી બંધુવર્ગની વિક્રિયા;
એ મોહ કુટુંબતણી ક્રિયા, સંસારમાં બેડી જડી. જીવ૦ ૮
જિનરાજને ભજ જીવડા, ભવસિંધુમાં નાવિક વડા;
કર **સાંકળા** પ્રભુની સદા, શુભ બંદગી પાયે પડી. જીવ૦ ૯



## પંથીડા અને મુસાફરખાનું.

### જંજાળીજીવડે મુક્તિની જુક્તી ન જાણી—એ રાગ.

પંથીડા પ્યારા મુસાફરખાનું ન તારૂં,
ઉચાળો ભરશો અણધાર્યો નિરધારૂં. પંથીડા.
વાદળગોટો જળપરપોટો, ખેલ જગતનો ખોટો;
કાયા કાચો કુંભ પકડશે, કાળ કંઠનો ટોટોરે. પંથીડા. ૧
પર્ણકુટીમાં રહ્યો મુસાફર, કાયમનો હક્ક માગી;
પવન પ્રચંડે પડે કુટી તવ, જાય મુસાફર ભાગીરે. પંથીડા. ૨
અવધે જીર્ણ ઝરૂખો પડશે, નિશ્ચે હંસા જાણો;
નવિન મહેલ પણ વાવાઝરડે, પડે અચિંત્ય અજાણ્યોરે. પંથીડા. ૩
એક દિન જીવ વિના કાયાની, તાણી બાંધશે ઝોળી;
સ્વજન સંબંધી કુટી બાળશે, જેમ ફાગણની હોળીરે. પંથીડા. ૪
પંથીડા પરદેશ જવાનું, એક દિન નિશ્ચે જાણો;
**સાંકળચંદ** કહે સતસંગે, જગનો નાથ પિછાણોરે. પંથીડા. ૫



## ચેતના રાણીની વિનતિ.

ગર્ભાવાસ રાખ્યોરે—એ રાગ. ધીશના પદનો.

વહાલા ઘેર આવોરે, પિઉ મારા પ્રાણપતી;
પરઘર ભમતાં આવેરે, આળ છતી અછતી. વાહાલા૦ ૧
કાળ અનાદિથી ચાર ગતિમાં, ઘર ઘર ભટકયો નાથ;
છેદન ભેદન દુઃખ સહ્યાં પણ, આવ્યો ન હીરો હાથ.
વાતુલ સ્વાન પ્રમાણેરે, પામ્યો જરી ન રતી. વહાલા૦ ૧
સુમતિ સલુણી છાંડી વા'લમ, રમીયા કુમતિ સંગ;
મિત્ર કર્યા બે વૈરી ચોરને, બળ્યા તમારા ઢંગ.
ઢોર હરાયે ખાધોરે, જ્યાં ત્યાં માર અતી. વાહાલા૦ ૨
કર્મરાય બાજીગર બાજી, ખેલે જગ ચોપાટ;
ત્રણ દંડ પાસા સોગટડાં, સોળ કષાય સંગાથ.
મોહ શિકારી જીવનેરે, બાંધે જાળ વતી. વાહાલા૦ ૩
કાચો કુંભ કાય કારમી, વિણસંતા શી વાર;
ઉલટ પલટ પલટાય પલકમાં, કર્માધિન સંસાર.
કોણ ભૂપતિ ભિખારીરે, સુખ દુઃખ પૂર્વકૃતિ. વાહાલા૦ ૪
ગુણરાગી થઈ દોષ ન જોશો, દોષ કરો નિજ દૂર;
આત્મસ્વભાવે રમો સલુણા, સુખ વિલસો ભરપૂર.
કુમતિ ઘરથી કાઢીરે, મનાવો સુમતિ સતી. વાહાલા૦ ૫
ચેતના રાણી રાયજીને વિનવે, પ્રકાશીએ નિજ રૂપ;
બહિરાતમ તજી અંતર આતમ, થા પરમાત્મ સ્વરૂપ.
સાંકળચંદના સાહેબરે, લહો જીવ શિવ ગતી. વાહાલા૦ ૬

---

## સંસાર સ્વરૂપ. પદ ૧ લું

### વાહાલા વેગે આવોરે—એ રાગ.

જીવ જો વિચારીરે, કાળ ભમે દા'ડીરે;
પ્રભુને વિસારી મૂકયા પ્રાણીએ હોજી,
જીવ તારા ધર્મનો મર્મ સંભાળ. પ્રભુને૦ ટેક.

સાખી. ( હરિગીત પ્રમાણે )

કોઇ જાય આજે કાલ કોઈ સ્થાઈ રહ્યો નહીં જાણીયો,
પંથી ટકયો નહીં કોઈ પણ પરદેશવાસી પ્રાણીયો;
કાયા ગઈ નહિ કોઈની લ્હારીરે. પ્રભુને૦ ૧
તન રંગ ગંગ તરંગ રંગ પતંગ સમ પલટાયછે,
ચળ પાન પીંપળ કાન કુંજર વાદળી વિખરાય છે;
ગંદી કાયા મળમૂત્ર કયારીરે. પ્રભુને૦ ૨
અથિર તનધન સ્વજન મેળો અંતમાં અળગો થશે,
જીવ જવું ખાલી હાથ આખર સાથ નવ કોડી જશે;
મૂર્ખો મમતા રાખે અનાડીરે. પ્રભુને૦ ૩
મોહાંધ ઘેલો મસ્ત થઈ તાતો કષાય વિષે થયો,
પરંદારથી રંગે રમી કામાંધ કુટમાર્ગે વહ્યો;
શિક્ષા રૂડી કાન ન ધારીરે. પ્રભુને૦ ૪
હિંસા મૃષા ચોરી અને ચૂગલી કરી રાજી થયો,
પૃથ્વિ તણું ધન પામવા પામર કુકર્મ કરી રહ્યો;
ભક્તિ મુક્તિ જુક્તિ ન ધારીરે. પ્રભુને૦ ૫
દિન એકમાં ઘડી દોય ભજ ભગવાનને ભક્તિ થકી,
ભક્તિ થકી મુક્તિ મળે સતકર્મમાં જો રહે ટકી;
શિક્ષા ભલી સાંકળે ઉચ્ચારીરે. પ્રભુને૦ ૬

---

## સંસાર સ્વરૂપ. પદ ૨ જું.

સંસાર સમજ લે શાણા મુસાફરખાનુ—એ રાગ.

એક દિન પંથીડા પ્યારા પંથે જવાનું,
કોઈ નથી રહ્યું ને કોઈ ન રેહેવાનું પ્યારા પંથે જવાનું.
સ્વજન સબંધી મેળો વર્ષાનો વે'ળો પ્યારા, ( ૨ )
પંખીનું ટોળું આખર ઉડીને જવાનું, પ્યારા પંથે જવાનું,
એક દિન પંથીડા પ્યારા પંથે જવાનું.

સાખી ( હરિગીતની ).

જીવિત યોવનરૂપ લાવણ્ય પ્રિય સમાગમ કારમા,
ચપળ લક્ષ્મિ અથિર વૈભવ ડાભ જળબિંદુ સમા;
શો ગર્વ કરવો પ્રાણીયાં ઉઠી જવું પળવારમાં,
કોણ પત્ર લખશે પ્રેમનો સંસારના પરિવારમાં.
દાન દયા પરમારથ ધાર પ્યારા. ( ૨ )
**સાંકળચંદ** તા'રે જેથી સ્હેજ તરવાનું, પ્યારા
પંથે જવાનું. એકદિન પંથીડા પ્યારા પંથે જવાનું.

---

## સુખ દુઃખમાં ભક્તિભાવ.

વિમળા નવ કરશો ઉચાટ કે વહેલાં આવશું રે—એ રાગ.

પ્યારા પ્રાણ સદા સુખ દુઃખમાં ભજ ભગવાનનેરે,
જીવડા જવું અચિંત્યું વશ કર મન મસ્તાનનેરે. ટેક.
રૂડું તનમંદિર શણગાર્યું, આખર માટીમાં મળનારૂં;
હંસા ઉડી જવાનું સાચું માનનેરે. પ્યારા. ૧
જુઠી કાયા જુઠી માયા, જુઠી જનનિ જુઠી જાયા;

જુઠો સબ સંસાર સાચ ધર ધ્યાનનેરે. પ્યારા. ૨
વાદળ ગોટો જળપરપોટો, આ તન રંગ પતંગજ ખોટો;
કાળ ભમે શિર રંક રાય વિદ્વાનનેરે. પ્યારા. ૩
સદા ન સરખા કોઇના દહાડા, અસ્તોદય રવિ શશિને ઘાડા;
જ્યાં ભરતી ત્યાં ઓટ થાય મહીરાણુનેરે. પ્યારા૦ ૪
જ્યાં છપ્પન પર ભુંગળ વાગે, ત્યાં ખર ભૂંકે લાંબે રાગે;
હર્ષ શોક નહીં થાય જોઈ મતિમાનનેરે. પ્યારા૦ ૫
સંત સમાગમ કરીએ ભાવે, સતસંગે સજ્જનતા આવે;
વિનય નમ્રતા ગુણ પ્રકટે ગુણવાનનેરે. પ્યારા૦ ૬
પરધન પત્થર તુલ્ય પ્રમાણો, પરરમણિ માતા સમ માનો;
તજીએ પર નિંદા ઇર્ષા અભિમાનનેરે. પ્યારા૦ ૭
પરમારથ સમ પુણ્ય ન જાણો, પર પિડા સમ પાપ ન માનો;
ધરીએ સત્ય ક્ષમા સંતોષ નિશાનનેરે. પ્યારા૦ ૮
જ્ઞાન રસીથી મન કપિ બાંધો, ચેતન આતમ ઋદ્ધિ સાધો;
દિવ્ય ચક્ષુથી જોશો પરમ નિધાનનેરે. પ્યારા૦ ૯
સજ્જન મન સદ્બોધે રીઝે, દુર્જન મન પાષાણુ ન ભીંજે;
સાંકળચંદ ન બોધ થાય હેવાનનેરે. પ્યારા૦ ૧૦

---

## સુખદુઃખમાં સમભાવ.

રાગ પ્રભાત. શ્રી રે સિદ્ધાચળ ભેટીએ—એ રાગ.

સુખ દુઃખમાં સમતા ધરો, સંસારમાં ભાવે;
સુખને છેડે દુઃખ પડે, દુઃખ પછી સુખ આવે. સુખ. ૧
રાવણ સરખો રાજવી, ઉન્મત્ત અભિમાની;

દશ મસ્તક રણમાં પડયાં, સારી લંકા લૂંટાણી. સુખ. ૨
જ્યાં તડકો ત્યાં છાંયડો, છાંયો ત્યાં તડકો;
ધવળ ચંદ્રમાં ક્યાં જઈ?, કાળો ડાઘો અડક્યો. સુખ. ૩
અસ્તોદય રવિ શશિતણા, ઘટમાળા ફરતી;
ચઢતી પડતી સર્વને, જ્યાં ઓટ ત્યાં ભરતી. સુખ. ૪
એકદિન રામ વને ગયા, સતી સીતા ખોવાણી;
એકદિન રાવણ મારીને, જાનકી ઘેર આણી. સુખ. ૫
રાજપાટ પાંડવ તજી, રહ્યા ગુપ્ત પ્રદેશે;
એકદિન એવો આવીયો, ફરી આણ સ્વદેશે. સુખ. ૬
સુખદુઃખ કર્મે જે લખ્યું, ભોગવવું જાણી;
બંધ સમે ચિત્ત ચેતીએ, પાપ કરીએ ન પ્રાણી. સુખ. ૭
વિપત વિષે ધિરજ ધરે, સંપતમાં સમતા;
સુખદુઃખ દેહ ધરમ ગણી, તજે સંતો મમતા. સુખ. ૮
જો સુખમાં સુકૃત કરે, તો દુઃખ ન આવે;
સાંકળચંદ તિમિર હઠે, રવિ ઉદય પ્રભાવે. સુખ. ૯



## સુમતિ સ્ત્રીનો પતિપ્રત્યે બોધ.

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી—એ રાગ.

સુમતિના સ્વામી કુમતિથી કેમ ભરમાયા?,
જુઠાં નખરાં જોઈ કુમતિનાં, સુમતિથી રીસાયારે,
સુમતિના સ્વામી કુમતિથી કેમ ભરમાયા? ટેક.
કુમતિ કૂડો નેહ બતાવી, અવળે મારગ દોરે;
પ્રપંચ માયા જાળે નાંખી, આતમધન સૌ ચોરેરે. સુ૦ ૧

પ્રથમ પિઉથી કુમતિ કુટિલા, હાવભાવ દેખાડે;
સંચિત ધનનો નાશ કરાવી, નાંખે દુર્ગતિ ખાડેરે. સુ૦ ૨
ચાર ચોરને બે વૈરી વળી, આઠ ધૂતારા ભુંડા;
તેર દુષ્ટ અષ્ટાદશ ત્રેવીશ, કામ કરાવે કુડારે. સુ૦ ૩
એ સઘળા કુમતિના સાથી, કુમતિ રાહે ચાલે;
પરમ હંસ ચેતન રાજાને, નિજ સત્તાથી ખાળેરે. સુ૦ ૪
ચિદાનંદના સરળ પંથમાં, કંટક ઉભા રોપે;
મોહ સહોદર કુમતિ કેરો, ચેતનજી પર કોપેરે. સુ૦ ૫
કરમ કટક ભટને ભંભેરી, મોહે વશ કરી લીધા;
ભવરણમાં ચેતન રાજાને, બંધિવાન કરી દીધારે. સુ૦ ૬
સતી સુમતિ પતિની વારે, ધર્મ વીરો તેડાવે;
સમકિત સેનાપતિ સેના લેઈ, ધર્મરાય ઝટ આવે રે. સુ૦ ૭
કુમતિના ભાઈ મોહ મલ્લથી, ધર્મરાય ત્યાં કોપ્યા;
કરી યુદ્ધ ચેતન છોડાવી, વિજય વાવટા રોપ્યારે. સુ૦ ૮
કુમતિનો પડછાંયો સ્વપને, ચેતનજી નવ લઇએ;
સાથી સંગાથે એ કુમતિને, દેશવટો ચિર દેઇએરે. સુ૦ ૯
સુમતિરાણી સાથ સલુણા, રમો સદા સમભાવે;
શિવવધુને સુમતિ પરણાવે, સાંકળચંદ ગુણ ગાવેરે. સુ૦ ૧૦

---

## આત્મસ્વરૂપ.

નાથ કેસે ગજકો બંધ છોડાયો—એ રાગ.

અપ્પા જો નિજ સ્વરૂપ વિચારી,
સબ જૂઠી દુનીયાદારી. અપ્પા જો૦ ટેક.

તનધન યોવન કુટુંબ કબીલો, વિણુસે વારંવારી;
અવિનાશી આનંદમય મૂર્તિ, અપ્પા તું અવિકારી. અપ્પા. ૧
ત્રિભુવનસ્વામી આતમરામી, સત્તાનો અધિકારી;
કનકોપલવત્ કર્મ મેલથી, ઢંકાણો આવારી. અપ્પા. ૨
આતમરાજા વીર્ય ફોરવો, શક્તિ અનંત તમારી;
મોહ પ્રબળ દળથી ભવરણમાં, જંગ મચાવો ભારી. અપ્પા. ૩
તનરથ મનજી સારથી ખેડે, રાયજીએ કરી સ્વારી;
જ્ઞાન લગામથી ઇંદ્રિય હયપર, કાબુ રાખો ભારી. અપ્પા. ૪
એ રથ સન્માર્ગે સંચરશે, વિષય કુપંથ નિવારી;
તો ભવસાયર ઊતરી વરશે, જયશ્રી જીવ નિરધારી. અપ્પા. ૫
આતમરાજા અનુભવ તાજા, જો નિજ નયન ઉઘાડી;
સહજકલાનિધી કોઈ ન સાથી, પુણ્ય પાપ હોય લ્હારી. અપ્પા. ૬

---

## સુખદુઃખનો ચકાવો.

### ત્રોટકવૃત્ત.

સુખ દુઃખ શરીર ધરમ માની, નવ હર્ષ શોક કરીએ જ્ઞાની;
દુઃખ અંતે સુખ સંભવ થાવે, સુખ પાછળ દુઃખ ભાવે આવે. ૧
ઘટમાળ રેંટ વારા ફરતી, જ્યાં ઓટ તીહાં નિશ્ચે ભરતી;
જળ સ્થળ જીવને ચઢતી પડતી, સ્થિર છાંય ન ઠામ રહે ઠરતી. ૨
અસ્તોદય રવિ શશિ નિત્ય કરે, લક્ષ્મી ઘરઘર ફરતીજ ફરે;
જ્યાં છપ્પનપર ભુંગળ વાગે, ત્યાં ખર ભૂંકે લાંબે રાગે. ૩
જીવ જવું ખરે ખાલી હાથે, નિત્ય કાળ ભમે સૌને માથે;
વિત્ત વપુ વૈભવ ના'વે સાથે, પણ પુણ્ય પાપ હોય સંગાથે. ૪

વસુધા ન રહી સ્થિર એક ઘરે, ભિન્ન ભિન્ન ભર્તાર અનેક કરે;
બલસેં ન રહી છલસેં ન રહી, વસુધા નહીં ભૂપતિ સાથ ગઈ. ૫
સૌ ભૂપ કહે અપની અપની, કોઈ સાથ ન ગઈ ફાટી કફની;
રાવણ રણધીર કને ન રહી, રઘુનાથની સાથ ન પાથ ગઈ. ૬
દળ ક્ષોણી અઢાર વિનાશ થયાં, પાંડવ કૌરવ ભુમિ મૂકી ગયા;
જદુનાથે મનાવી રીસાઇ ગઈ, વસુધા કોઈ સાથ સતી ન થઈ. ૭
તન ચોવન ધન ચંચલ ચપળા, સ્થિર ઠામ ન એક રહે કમળા;
અભિમાન ન સંપતિમાં કરીએ, વિપતી આવે દિલ નવ ડરીએ. ૮
જે રાજ્ય પ્રજાપર પ્યાર ધરે, તસ આણ પ્રજાપર નિત્ય ફરે;
નિજ પુત્ર પુત્રી ગણી ન્યાય કરે, તે રાજા શ્રી યશ સ્હેજ વરે. ૯
શ્રીપતિ ભૂપતિ અભિમાન તજી, નિજ નિજ ધર્મે ચાલે સમજી;
તસ જય કમળા જગમાં પસરે, યશ કીર્તન સાંકળચંદ કરે. ૧૦

---

## સંસારરૂપ ઘંટીચક્ર.

ઓધવજી સંદેશો કહેજો શામને—એ રાગ.

આ સંસાર અસાર ચક્ર ઘંટી જૂવો,
સુખ દુઃખ અસ્તોદયનાં બે પડ ત્યાંયજો;
ઘંટીગાળો કાળરૂપ ઘંટી તણો,
કણ રૂપ જીવ સકળ તેમાં ઓરાયજો. આ૦ ૧
હાથો મોહ ધુતારો આંટા ફેરવી,
ઘંટી યંત્ર ભમાડે વારંવારજો;
મોહ મુંઝાણા જીવો કણ ભરડાય છે,
છેદન ભેદન સંકટનો નહીં પારજો. આ૦ ૨

દયા માંકડી ધર્મ ખીલડો જાણીએ,
જીવોનાં રક્ષણુ કરતા દાતારજો;
શરણુ કરે જે જીવો તે ભાઈ બેનનું,
મરણુ લહે નહીં કણુ જીવો નિરધારજો. આ૦ ૩
સત્ય ક્ષમા સંતોષ દયા દિલ ધારીએ,
પરધન પત્થર પરસ્ત્રી માત સમાનજો;
પર અપવાદ ન ભાખે પરમાર્થે રમે,
જીવ્યો તે જગમાં પામે સન્માનજો. આ૦ ૪
દોલત દુનીયા મૂકી એક દિન ચાલવું,
તજ અભિમાન શો તન ધનનો વિશ્વાસજો;
સાંકળચંદ સ્વભાવ વિષે રમીએ સદા,
કરીએ સદ્ગુણુ મંદિર અંદર વાસજો. આ૦ ૫

---

## અંત સમયની આરાધના.

### ચોપાઇ.

આ સંસાર અસારે સાર, ધર્મ પરમ આધાર અપાર;
દુરગતિ પડતાં ધારણુ કરે, સુખે ભવોદધિ જીવ નિસ્તરે. ૧
તે જિનભાષિત ધર્મ શ્રીકાર, બીજા પાપતણા વ્યાપાર;
ધર્મ તે દોષ રહિત જાણીએ, દોષ સહીત અધરમ માનીએ. ૨
વિનય મૂળ જે ધર્મે દયા, સકળ જંતુપર રાખે મયા;
અપરાધીને પણુ ઉદ્ધરે, તે જિનશાસન ભવ ભય હરે. ૩
અંતસમયની આરાધના, નિજ આત્માર્થે કહું સજ્જના;
કાળ વિનયાદિક આઠ પ્રકાર, જ્ઞાનાચાર વિષે અતિચાર. ૪

તેમજ આઠ દર્શનાચાર, નિ:શંકિત વિગેરે અતિચાર;
જાણુ અજાણે લાગ્યું પાપ, ત્રિકરણ યોગે માગું માફ. ૫
લોભ મોહથી હિંસા કરી, સૂક્ષ્મ બાદર જીવ સંહરી;
હાષ્ય ક્રોધ ભય લોભે કર્યું, મિથ્યા ભાષણ મુખ ઉચ્ચર્યું. ૬
રાગ દ્વેષથી પરધન હર્યું, તે સૌ હું વોસિરાવું ખરૂં;
તિર્યંચ મનુષ્ય ને દેવ સંબંધ, સેવ્યાં મૈથુન વિવિધ પ્રબંધ. ૭
તે સૌ મન વચ કાયે કરી, હું વોસિરાવું છું ફરી ફરી;
ધન ધાન્ય પશુના ભંડાર, લોભ વશે નહિ રાખ્યો પાર. ૮
પુત્ર કલત્ર મિત્ર ધન ધાન્ય, બંધુ ગ્રહાદિક આરત ધ્યાન;
જે મમતા મેં રાખી અતી, સૌ વોસિરાવું છું મનવતી. ૯
રાત્રે ચૌવિધ કીધો આહાર, માફી માગું વારંવાર;
ક્રોધ માન માયા ને લોભ, રાગ દ્વેષનો રહ્યો ન થોભ. ૧૦
ઇત્યાદિક ચારિત્રાચાર, તેમાં કીધો દુષ્ટાચાર;
જે પાતક કરી રાખ્યું જમા, ત્રિકરણ યોગે માગું ક્ષમા. ૧૧
બાહ્યાભ્યંતર તપ આચાર, કપટાદિક કીધો વ્યવહાર;
મન વચ કાયતણા અતિચાર, મિથ્યા દુષ્કૃત યાચું સાર. ૧૨
ધર્મતણા અનુષ્ઠાને જેહ, વીર્ય ગોપવ્યું રાખી દેહ;
વીર્યાચારતણા અતિચાર, હું વોસિરાવું વારંવાર. ૧૩
મેં કદી કોઇને માર્યો હોય, વચન અસિથી છેદ્યો કોય;
પરનાં હરી લીધાં ધન માલ, માગું મિથ્યાદુષ્કૃત હાલ. ૧૪
ઉપકારી પ્રત્યે અપકાર, કરીને રાચ્યો અપરંપાર;
સ્વજન અન્ય કે શત્રુ મિત્ર, ક્ષમા કરો સૌ પરમ પવિત્ર. ૧૫
સૌમાં રાખું બુદ્ધિ સમાન, એ દિવસનો છું મેમાન;

ક્ષમા કરો સૌ મારો વાંક, હું પામર કીડા સમ રાંક. ૧૬
તિર્યંચપણામાં તિર્યંચ સાથ, નરક વિષે નારકીની સાથ;
દેવપણામાં દેવ સંગાથ, મનુષ્યપણે માનવીની સાથ. ૧૭
કર્યા હોય જે વૈર વિરોધ, ક્ષમા કરો ખામું છું ક્રોધ;
જીવિત યૌવન લક્ષ્મી રૂપ, પ્રિયસમાગમ મોહ સ્વરૂપ. ૧૮
જળતરંગ ને કુંજર કાન, ચંચળ વિદ્યુત્ વેગ સમાન;
જન્મ જરા વ્યાધિ ને મર્ણ, પીડિત પ્રાણને ધર્મજ શર્ણ. ૧૯
તે જિનભાષિત શ્રી જિનધર્મ, ઘોર કર્મના છેદે મર્મ;
સ્વજન જેહ તે પરજન થયા, પરજન તેહ સ્વજન સંભવ્યા. ૨૦
જન્મે છે પ્રાણી એકલો, જાય મરી પરભવ એકલો;
સુખદુ:ખને પોતે અનુભવે, પુત્ર કલત્ર ન ભાગી થવે. ૨૧
આત્માથી છે અન્ય શરીર, ધન ધાન્યાદિક અન્ય જરૂર;
બંધુવર્ગ પણ અન્ય વિકાર, કોઈ ન તુજ મિથ્યા સંસાર. ૨૨
છતાં મોહ શો રાખે મૂઢ, જ્ઞાની ભેદ લહે આ ગૂઢ;
માંસ હાડ રૂધિરાદિક જેહ, સપ્ત ધાતુમય અશુચિ દેહ. ૨૩
બુદ્ધિમાન્ નવ રાખે મોહ, પર્ણકુટીમાં જીવ આરોહ;
ભાડાનું ઘર છોડી જવું, ગયા ઘણા પહેલાં નથી નવું. ૨૪
લાલનપાલન કરીએ અતી, પણ અંતે રહેવાનું નથી;
કાયર ને ધીર નિશ્ચે મરે, રાય રંક કોઈ નવ ઉગરે. ૨૫
પણ ફરીથી મરવું નવ પડે, વિબુધ જનો એ રીતે મરે;
હજો શરણ મમ અરિહંત સિદ્ધ, સાધુ અને જિનધર્મ પ્રસિદ્ધ. ૨૬
દયા માત ને તાત સ્વધર્મ, સહોદર સાધુ સ્વધર્મિ પર્મ;
શાન્તિ પ્રિયા ને પુત્ર સંતોષ, એ મમ સત્ય કુટુંબ અદોષ. ૨૭
ઋષભાદિક જે જિન ચોવીશ, બીજા ભરત ઐરવત શેષ;

મહાવિદેહ ક્ષેત્રે અરિહંત, નમસ્કાર કરૂં છું આદ્યંત. ૨૮
સિદ્ધ પ્રભુને કરૂં પ્રણામ, કર્મ ચૂરી પામ્યા આરામ;
ગચ્છ ધુરંધર ગુણ છત્રીશ, પ્રણમું આચારજ નિશદિશ. ૨૯
ઉપાધ્યાયને કરૂં પ્રણામ, શિષ્ય ભણાવી સારે કામ;
દયા દમન સાધુને નમી, કર્મ નિકાચિત ટાળું ખમી. ૩૦
મન વચ કાયે સાવદ્ય યોગ, તજતાં હરીએ ભવ ભય શોગ;
ઉપશમ સંવરને આદરૂં, આશ્રવને મનથી પરિહરૂં. ૩૧
માત પિતાને સ્ત્રી પરિવાર, કોઈ ન આવે ચેતન લ્હાર;
એકાકી તું આવ્યો અરે, જવું એકલું તારે ખરે. ૩૨
તો તારે તેથી શો મોહ, ન કરીશ આત્મા તું નિજ દ્રોહ;
તાત તે તનય ભવાંતર થાય, પુત્ર પિતા તેનો સોહાય ૩૩
માતા કોઈ ભવમાં સ્ત્રી થાય, તે સ્ત્રી પાછી માત કહાય;
ઉલટ પલટ સંસાર સ્વરૂપ, ચાર ગતિ માનું અંધકૂપ. ૩૪
ચોરાશી લખ યોની માંય, વૈર વિરોધ કર્યા અન્યાય;
ક્ષમા માગું છું મન વચ કાય, ખમજો સૌ જીવ કરી પસાય. ૩૫
આ ભવ પર ભવ કીધો રાગ, પરથી કીધો દ્વેષ અથાગ;
તે સર્વે હું મન વચ કાય, મિથ્યાદુષ્કૃત માગું ભાય. ૩૬
જે સુકૃત આ ભવમાં કર્યું, પરભવથી આ ભવ ઉદ્ધર્યું;
કૃત કૃત્ય માનું તે હું સાર, પુણ્ય પાપ આવે દોય લ્હાર. ૩૭
છ પ્રકારની આરાધના, દુષ્કર્મોની જે ગરહણા;
પ્રાણીથકી ખમત ખામણા, શરણ ચાર બારે ભાવના. ૩૮
નમસ્કાર ને અનશન જાણ, શક્તિ પ્રમાણે કરૂં પ્રમાણ;
વિનયથકી નામી કર ભાળ, ખમી ખમાવું ભવ જંજાળ. ૩૯

અંત સમે આ આરાધના, સંક્ષેપે આરાધે જના;
નિશ્ચે ભાવી ભવ સુધરે, સાંકળચંદ ભવ જળ નિસ્તરે. ૪૦



## પહોંચ્યાનો પરવાનો કોણે મોકલ્યો ?

**મન માને નહિ સો ફેરા સમજાવું તોય શું થાય—એ રાગ.**

નહિ ખબર કે પત્ર પહોંચ્યાના પરવાના કોઇએ ન મોકલ્યા,
સૌ કુટુંબ કલત્ર મુકી ગયા પણ કોઈ ન ફરી આવી મળ્યા. ટેક.
સામ્રાજ્ય ઋદ્ધિ સિદ્ધિ ભારી, સુત માત તાતને સન્નારી;
મારૂં મારૂં કહે સંસારી, નહિ ખબર કે પત્ર૦ ૧
એ મમતા મોહ સહીત જાવે, પણ ત્યાંની ખબર ન કોઈ કહાવે;
અહીં મુખ બતલાવા નવ આવે, નહિ ખબર કે પત્ર૦ ૨
પિતુ પત્ર પાઠવે નહિ ભાવે, સંદેશો પુત્ર નહિ કહાવે;
એ ગુપ્ત ભેદ વિરલા પાવે. નહિ ખબર કે પત્ર૦ ૩
માંખોએ મધુરૂં મધ કીધું, નહીં ખાધું દાન નહિં દીધું;
પણ લૂંટારે લૂંટી લીધું, નહિ ખબર કે પત્ર૦ ૪
ચણી હવેલીયો જોવા જેવી, પણ વાસ્તુ કર્યા વિણુ ચ'ય સેવી;
અહા ! દૈવ તણી ગતિ છે કેવી ?, નહિ ખબર કે પત્ર૦ ૫
ધન સંચ પ્રપંચે પાપ બાંધ્યું, ગીધ સમ સ્વજને ફોલી ખાધું;
નવ મોકલ્યું માલીકને આધું, નહી ખબર કે પત્ર૦ ૬
હાથે કીધું આવે સાથે, રહ્યું બાકી તે બીજા હાથે;
જાય પુણ્ય પાપ દોય સંગાથે, નહિ ખબર કે પત્ર૦ ૭
કોઈ આજ કાલ કોઈ પાંચ દશે, સૌ જન એ વાટે સંચરશે;
કરશે જેવું તેવું ભરશે, નહિ ખબર કે પત્ર૦ ૮

ખંખેરી હાથ ખરે ખાલી, ઓચિંતાનું જાવું ચાલી;
શી કરવી માથાકુટ ઠાલી ?, નહિં ખબર કે પત્ર૦ ૯
જે પંથી પહોંચ્યા તે જાણે, બીજાની ચિંતા નવ આણે;
સાંકુળચંદ કહે ન મળે ટાણે, નહિ ખબર કે પત્ર૦ ૧૦

—※—

## માનવભવ પ્રભાત.

### રાગ પ્રભાત.

તમે ચાલોને ચેતનજી પ્યારા સિદ્ધાચલ જઇએ—એ રાગ.

તમે જાગોને આતમ અલબેલા, વ્હાણુલાં ભલાં વાયાં રે;
સત્ય સ્વરૂપ વિચારો વહાલા, *જગજનનીના જાયા રે. તમે. ૧
વેરણ નિદ્રાવશ થઇ ચેતન, કાળ અનાદિથી ઘોરે રે;
ચાર લૂંટારા આઠ ધૂતારા, સંચિત ધન બધું ચોરે રે. તમે. ૨
તન મઠમેં અદ્ભુત યોગીશ્વર, પૂર્વ અભ્યાસથી આયો રે;
યોગ તજી જૂઠી માયાની, લાલચમાં લપટાયો રે. તમે. ૩
ભુત ભરાયો મન ભરમાયો, કોડી ન એક કમાયો રે;
નીર ન પાયો તીર ન પાયો, હસ્તી કીચ ફસાયો રે. તમે. ૪
સુમતિ સતી નિજ ઘરથી કાઢી, કુમતિ સંગે રાચ્યો રે;
પરપુદ્ગળ પરપરણુતિ સંગે, મદમત્સરથી માચ્યો રે. તમે. ૫
કટ્ટા વૈરી કેડ ન મૂકે, મોહ વિવેક તજાવે રે;
તનરથ વિષય કુપંથે દોરી, વિધ વિધ વેષ ભજાવે રે. તમે. ૬
તૃષ્ણા દોર ચડી મન મર્કટ, ઇત ઊત કુદકા મારે રે;

---

* જગતરૂપ જનનીના જાયા અથવા તો જગતમાં એવી કોઇ જનની નથી કે જેને ઉદર આ જીવ જન્મ્યો નથી.

કાળ અટારો ફાળ ચૂકાવી, ચોગતિ કૂપમાં ડારે રે. તમે. ૭
નરભવ ભોર ભયો અબ ચેતન, જાગી જો આકારો રે;
સાંકળચંદ સમય વહી જાતાં, પસ્તાવો પછી થાશે રે. તમે. ૮

## ઘેલો મુસાફર.

ભેરવી–કામ છે દુષ્ટ વિકારી, અહા ! પ્રભુ૦ ! એ રાગ.

મસ્ત ભયો તન ધનમેં, મુસાફર! મસ્ત ભયો તન ધનમેં;
ઉઠ જાનાં એક છીનમેં, મુસાફર ! મસ્ત ભયો તન ધનમેં. એ ટેક.
ઇસ તન ડેરા છોડ ચલેગા, હંસા પરભવ વનમેં;
મીટ્ટીકા મઠ પુંક દીએગા, મનકી રહેગી મનમેં. મુસાફર૦ ૧
અક્કડ ફૂક્કડ મુછ મરોડત, ત્રાસ પડાવત જનમેં;
પર્ણકુટી જાળવતાં આખર, ગીર પડેગી પવનમેં. મુસાફર૦ ૨
તન ધન વૈભવ સુપના જેસા, સંધ્યા રંગ ગગનમેં;
પલકી ખબર નહિ પ્રાણીને, રાવ રંક હોય છીનમેં. મુસાફર૦ ૩
કયા અભિમાન કરે મનમર્કટ, સાંકળચંદ સ્વજનમેં;
તન ધન અર્પણ કર પરમારથ, મન ધર પ્રભુકે ભજનમેં. મુસાફર. ૪

## દૈવની અકળકળા!

જીવ તું શીદને ચિંતા કરે, કર્મને કરવું હોય તે કરે—એ રાગ.

અરે જીવ હર્ષ શોક શો ધરે, દૈવને કરવું હોય તે કરે. એ ટેક.
થાવાનું તે નિશ્ચે થાશે, લખ્યા લેખ નવ ફરે;
ચઢતી પડતી વારા ફરતી, ખેલ જગતનો ખરે. દૈવને૦ ૧
દશી વીશી જળ સ્થળ ને જીવની, ભરતી ઓટ અનુસરે;

ઉલટપલટ ગતિ કાળચક્રની, રાય રંક થઈ ફરે. દૈવને૦ ૨
ખમા ખમા પરિજન પોકારે, ફૂલ શય્યા પાથરે;
છપ્પન પર જ્યાં ભુંગળ વાગે, ત્યાં ખર ભૂંકે ખરે. દૈવને૦ ૩
ગજ ઝુલે ને હય ખોંખારે, નોબત વાગે ઘરે;
વૈભવ જાતાં વાર ન લાગે, આત્મઘાત કરી મરે. દૈવને૦ ૪
દિનમાન પણ સરખો ન રહે, ઋતુ ઋતુ વધઘટ કરે;
સદા ન સરખા કોઇના દા'ડા, ગર્વ ન સમજુ ધરે. દૈવને૦ ૫
કુર કપુરનું ભોજન એક દિન, ભાજી એક અવસરે;
એક દિન ચઢવા સુંદર વાજી, એક દિન પાંઉથી ચરે. દૈવને૦ ૬
સુખદુ:ખ ઉદયે આવ્યું તે સહી, જ્ઞાની સમતા ધરે;
રોગ શોક ભય દીનતા ભાળી, મૂરખ મુંઝાઇ મરે. દૈવને૦ ૭
સુખદુ:ખ એ સૌ કર્મ તમાસા, નાટક નવ નવ કરે;
પર નાટક દેખી શું રીઝો, વેષ વિવિધ જીવ ધરે. દૈવને૦ ૮
સંપત્તિથી છલકાય ન જ્ઞાની, વિપત્તિથી નવ ડરે;
સાંકળચંદ કહે ચળ વૈભવ, લક્ષ્મી ઠામ ન ઠરે. દૈવને૦ ૯



## મનુષ્યનું કૃત્યાકૃત્ય.

( સરસ્વતીચંદ્ર નાટકમાંનો પરણીને પસ્તાવું—એ રાગ. )

જનમીને મરવું, વળી પાછું અવતરવું, ઉંધે મસ્તક અધર લટકવું;
લખ ચોરાશી ફરવું, એવા દુ:ખથી ડરવું રે, ધ્યાન પ્રભુનું ધરવું. ૧
ક્રોધ માન માયા મદ મત્સર, લોભે પરધન હરવું;
કુમતિ વશ કામાંધ બનીને, પર રમણીથી હળવું;
એવા દુ:ખથી ડરવું રે, ધ્યાન પ્રભુનું ધરવું. ૨

પ્રપંચપાસે વિશ્વાસીને, લાલચ દેઇ છેતરવું;
નિરઅપરાધી પશુ પંખીનું, નાહક જીવતર હરવું,
એવા દુઃખથી ડરવું રે, ધ્યાન પ્રભુનું ધરવું. ૩
મોહુ મદિરા પાન કરીને, નહિ કરવાનું કરવું;
ચોરી ચાડી ચૂગલી કરીને, પેટ પાપથી ભરવું,
એવા દુઃખથી ડરવું રે, ધ્યાન પ્રભુનું ધરવું. ૪
સત્ય ક્ષમા સંતોષ દયાથી, પરહિત કરી દુઃખ હરવું;
સદાચારની સરલ વાટમાં, સમતા સહિત વિચરવું,
એવા ગુણુથી મરવું રે, ફરી ફરી નહિ અવતરવું. ૫
ભક્તિ સ્તુતિ વૈરાગ્ય વાસના, વાસિત મનસર ભરવું;
શત્રુ મિત્રમાં સમદષ્ટિથી, વૈર વિરોધ વિસરવું,
એવા ગુણુથી મરવું રે, ફરી ફરી નહિ અવતરવું. ૬
કરૂણા પ્રમોદ મૈત્ર્યાદિકથી, સફળ જીવન નિજ કરવું;
આશ્રવ ટાળી સંવર પંથે સાંકળચંદ સંચરવું,
એવા ગુણુથી મરવું રે, ફરી ફરી નહિ અવતરવું. ૭

---

## આશાની અભિલાષા.

### રાગ—કાફી.

વિરમે ન વન્હિ[1] આશા, ઇંધન[2] ધનની પિપાસા; વિરમે ન૦ ટેક.
આશા અગનિ ધન ઇંધનથી, તૃપ્તિ ન પામે પિશાચા;
જો સંતોષ જળે ન બૂઝાવે, ભસ્મ કરે ઘરવાસા;
કઠણુ એ કર્મ તમાસા. વિરમે ન૦ ૧

---

૧ અગ્નિ. ૨ કાષ્ટ—લાકડાં.

શત સહુસ્ત્રે લખ કોટિની આશા, રાજ્ય મળે તોય આશા;
સદા જુવાની આશા બાઇને, જીવને ઘડપણ જાસા;[1]
પડે પછી ઉંધા પાસા. વિરમે ન૦ ૨
માય ન સાગર દ્વીપ નગ[2] ભૂમાં, થાય ન ગયણે સમાસા;
અમલ અખિલ[3] આલમમાં એનો, જ્યાં ત્યાં આશા નિવાસા;
વધે ધન વધુ અભિલાષા. વિરમે ન૦ ૩
અંગ ગલિત શિર પળીત દંત વિણુ, ખાવાના હોય સાંસા;
વક્ર વળે વપુ[4] નેત્ર નાક મુખ, ચૂવે તોય અતિ આશા;
શ્વાસ તક આશા પ્યાસા. વિરમે ન૦ ૪
આશા મોહરાયની બેટી, લઘુ ગુરૂ જન તસ દાસા;
રહે વિરક્ત વીરલ તસ ગુણના, સાંકળચંદ રચે રાસા;
સુખી સંતોષી નિરાશા. વિરમે ન૦ ૫



## આત્મ પ્રબોધક પદ.

### રાગ ભૈરવી-આખી આલમને ઠગનારી —એ રાગ.

મન ભમરા ભૂલ્યો ભવ બાજી, જગ જંજાળથી રહ્યો રાજી-ટેક.
[5]અલી કંજ[6]પાયો, મોહે મુંઝાયો, (૨) કાળ મતંગજ[7] મુખ ઝડપાયો,
મનકી રહી મનમાંજી. મન ભમરા ભૂલ્યો૦ ૧
નીર ન પાયો, તીર ન પાયો, (૨) મસ્ત હસ્તી ભવ [8]કીચ ફસાયો,
વ્યર્થ કરે પતરાજી. મન ભમરા ભૂલ્યો૦ ૨

---

૧ સંદેશો. ૨ પર્વત. ૩ બધી. ૪ શરીર. ૫ ભમરો. ૬ કમળ.
૭ મોટા હાથી. ૮ કાદવ.

[1]વ્યાલ વિંટાયો, ભવ કુપ પાયો, (૨) [2]મધુબિંદુમાં મન લલચાયો,
અધર રહ્યો તરૂ બાઝી. મન ભમરા ભૂલ્યો૦　　　　૩
આધી ઉપાધી, વળી [3]વપુ વ્યાધી,(૨)રહી ન સમાધી સુકરણી ન સાધી,
હાર્યો બાજી પાજી. મન ભમરા ભૂલ્યો૦　　　　૪
ભવ આથડીયો પુણ્ય પ્રબળીયો, (૨) નરભવ ચિંતામણી કર ચડીયો,
કાગ ઉડાડે ગાજી. મન ભમરા ભૂલ્યો.　　　　૫
કર શુભ કરણી, ભવ નિસ્તરણી, સાંકળચંદ સમય અનુસરણી,
બાજી કર બધી તાજી. મન ભમરા ભૂલ્યો૦　　　　૬

---

## અધ્યાત્મ–પદ.

કાયાનો રંગ કાચો રે, રૂપે શું મન રાચો રે—એ રાગ.

ઉડી જવું ભમરારે, આવે ન સાથ દમડારે, જિનરાજ ભજો–ટેક.
આજકાલ કોઇ વરસ છ માસે, જરૂર જીવડા જાવું;
અમરપટો કોઇએ નથી આણ્યો, શું છત જોઈ છલકાવું ?
જુવે ન વાટ જમડારે, ઉડી જવું ભમરારે, આવે ન સાથ દમડારે. જિ.
લાડી વાડી ગાડી વહાલી, કાયા માયા કુડી,
બાજીગર બાજી સંકેલી, જાય પડી રહે મુડી;
અરે ડાહ્યા ડમરારે, ઉડી જવું ભમરારે, આવે ન સાથ દમડારે. જિ.
વાદળ ગોટો જળપરપોટો, ખેલ જગતનો ખોટો;
સાંકળચંદ સમયપર આવી, કાળ પકડશે ટોટો;
રહ્યા અમર નહિ અમરારે,ઉડી જવું ભમરારે,આવે ન સાથ દમડારે.જિ.

---

૧ સર્પ. ૨ મધનું ટીપું. ૩ શરીર.

## અનિત્યતા દિગ્દર્શન.

### હાય થઇ અતિ હાનિ—એ રાગ.

રહ્યું અમર ન કોઈ જારી, કરે શિદ મારામારી? રહ્યું૦ ટેક.
બાળ કાળ જીવ સરલપણાથી, વ્યતિત કરે સુખવાસ;
પછી વિદ્યાભ્યાસ પિપાસ, (૨) વિનોદ વિલાસ. મસ્ત યારી....રહ્યું.
તરૂણપણે જર જમીન જોરૂની, લાલચમાં લપટાય;
કરી પ્રપંચ મન મકલાય, (૨) પ્રભુ ન ભજાય. મોહ ભારી....રહ્યું.
વૃદ્ધપણે મન ગાત્ર ગળે પણ, આશાનદી ઉભરાય;
અંતે તે ભવોદધિ માંહ્ય, (૨) વિલય થઈ જાય. ગતિ ન્યારી....રહ્યું.
ક્ષણમાં ભસ્મ થનાર પતંગિયો, કેમ ઉડે આકાશ ?;
ચળકે કુશ બિંદુ પ્રકાશ, (૨) નિમીષમાં નાશ. થાય વા'રી....રહ્યું.
વાસ્તવિક સ્થિતિ જીવની એવી, પડે ન પાર ઉમેદ;
પણ મોહ કષાયથી ખેદ, (૨) કરે છળભેદ. રાત દા'ડી....રહ્યું.
જીવન રેખા ચંચળ જાણી, ભજ પ્રભુ નામ અખંડ;
કર સુકૃત સાંકળચંદ, (૨) સદા આનંદ. લહો ભારી....રહ્યું.

---

## સંસાર ચિત્ર.

### મારા મનના માલિક મળીયારે, થઇ પ્રેમવશ પાતળીયા—એ રાગ

જીવ ભમરા ડાહ્યા ડમરારે, આવે ન સાથે દમડા. ટેક.
રાય રંક સૌ ખાલી હાથે, આવ્યા તેમ ગયા ઉડી,
કોઈ સાથ ન ગઈ છત સુડી; પણ માયા મમતા ભુંડી;
જીવ તજે ન આશા કુડી. જીવ૦ ૧
તન ત્રોડી પાઈ પાઈ કરી ભેગી, મંદિર માળ ચણાવે,

તે સાથે કાંઈ ન આવે, પ્રિયા પોળથી પતિને વળાવે;
સુત ખાલી હાથ બતાવે. જીવ૦ ૨
ચિંતે ઓર ને બને ઓર અહા! પ્રતિકુળ દૈવ પ્રભાવે,
ત્યાં તારૂં જોર ન ફાવે, પણ રહે ન આત્મ સ્વભાવે;
નિત્ય આર્ત્ત રૌદ્ર મન ધ્યાવે. જીવ૦ ૩
કુડ કપટ છળભેદ કરીને, પાપ પોટલો બાંધે,
**સાંકળચંદ** સાધ્ય ન સાધે, ઉંડા ભવોદધિ અગાધે;
ડૂબે નારક દુઃખ વાધે, ત્યાં પિડે પાપી જમડારે,
આવે ન સાથે દમડા. જીવ૦ ૪



## મન પ્રબોધક પદ.

સંસાર સમજ લે શાણા, મુસાફરખાનું—એ રાગ.

સહેજ શિખામણ મનવા, માની લે મારી;
પળવું પર પંથે એક દિન, દુનિયા વિસારી. મનવા૦ ટેક.
પર્ણકુટીના જેવી કાચી કાયાની માયા,
પવન ઝપાટે પળમાં ઢળી પડનારી. મનવા૦ ૧
સંભાળી પાળી પોષી પણ નહિ રહેનારી,
એક દિન જંગલમાં જઇને ડેરા દેનારી. મનવા૦ ૨
સેજ તળાઈ ફુલની ચાદર ખુંપે વહાલા,
સમશાને જઇને કરવી કાષ્ટ પથારી. મનવા૦ ૩
ખોખરી હુણી આખર વાંસની ઘોડી વહાલી,
લાડી વાડી ને ગાડી નહિ આવે લા'રી. મનવા૦ ૪
શેરી તક નારી ચઢે લગાંસગાં ને સંબંધી,
વળશે વળાવી કાયા ભસ્મ થનારી. મનવા૦ ૫

ભક્તિ કર પ્રભુની પ્યારા લે તું ભલાઈ,
સાંકુળચંદ કુડી કાયા માટી થનારી. મનવા૦ ૬

## પ્રાણુ પિંજર.

આંખ વિના અંધારૂંરે—એ રાગ.

પંખી વિના કોણુ મ્હાલેરે, પાંજરીયામાં પંખી વિના કોણુ મહાલે,
હંસા પાંજરીયું તારૂં, નથી કાયમ રહેનારૂં;
જાણું ન પડશે આજ કાલેરે. પાંજરીયામાં૦ ૧
જબ ગયા પંખી ઉડી, પડ રહ્યા માળા મુડી;
જમડા આવીને ટોટો ઝાલેરે. પાંજરીયામાં૦ ૨
વ્યાપારી ઉઠી ચાલ્યો, હાટ મૂકીને હાલ્યો;
દેણા લહેણાનો હિસાબ આલેરે. પાંજરીયામાં૦ ૩
ધમણ પડી રહી છાની, અંતર અગનિ બુઝાની;
કોંડ મૂકીને લુહાર ચાલેરે. પાંજરીયામાં૦ ૪
પરણી ડહેલીથી વહેલી, ચ્હેડુ લગી સગા સંબંધી;
ખાલી પાંજરીઉં ખોરી બાળેરે. પાંજરીયામાં૦ ૫
પિંજર સાંકુળચંદ ગાવે, ભજ મન પ્રભુને ભાવે;
જન્મ મરણુના ફેરા ટાળેરે. પાંજરીયામાં૦ ૬

## બાજીગરની બાજી.

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી.
એ રાગ. (મહાશ્વેતા.)

ભૂલ્યો ભમરા બાજી રાજ, ભૂલ્યો ભમરા બાજી.

ભુંડા કેમ કરે પતરાજી રાજ ! ભૂલ્યો. ટેક.
કમળકોષગત ભ્રમર વિચારે, કરશું પ્રયાણુ પ્રભાતે;
કાળ મતંગજ કરે કોળીયો, હા ! હાર્યો એકાન્તે રાજ. ભૂલ્યો. ૧
બાજીગર ભવ બાજી ખેલે, ચાર ગતિ ચોપાટે;
સોળ સોગઠડાં ચૌદિશ માંડયાં, સોળ કષાયનાં ઠાઠે રાજ. ભૂલ્યો. ૨
રાગ દ્વેષ રંગિત દોય ખાસા, ઉલટ સુલટ પડે પાસા;
સુખ દુઃખ દાવ પડે પ્રાણીના, દેખે કર્મ તમાસા રાજ. ભૂલ્યો. ૩
ચૌગતિરૂપ ચોપાટને જીતી, અપ્પા નિજ પુર પેસે;
પરમાનંદ અખંડ જ્યોતમાં, અજર અમર થઈ બેસે રાજ. ભૂલ્યો. ૪
પણુ ભવબાજી રમતાં હારે, ફરી ચૌગતિમાં ભટકે;
અધવચ શ્રેણી ચઢતાં કર્મો, ભવસાગરમાં પટકે રાજ. ભૂલ્યો. ૫
ભક્તિ સ્તુતિ વૈરાગ્ય વાસના, સદાચાર શુભ પાળે;
દાન દયાને ઇંદ્રિ દમનતા, સ્વર્ગ ને અપવર્ગ ભાળે રાજ. ભૂલ્યો. ૬
ભવબાજી જીતે કોઈ કાજી, જે હોય પ્રભુને પ્યારા;
**સાંકળચંદ સમય ફરી ન મળે, પડ પાસા પોબારા રાજ.** ભૂલ્યા. ૭



## વિધિની વિડંબના.

### ચોપાઇ.

રાજહસ્તી મદથી એક સમે, બંધન ત્રોડી પુરમાં ભમે;
ઘર પાડે ઉખેડે ઝાડ, ચીસ પોકારે ફાટે પહાડ. ૧
હા ! હા ! કાર થયો તત્કાળ, બીએ તરૂણુ બુઢ્ઢા ને બાળ;
નાસે નર નારીના થોક, રડે કુટે કોઈ મૂકે પોક. ૨
મહિયારી પનિહારી માંહ્ય, દોડયાં હોંકારો સુણી ત્યાંય;

મહીમટકી જળબેડું પડચાં, પુટી ગયાં બેઉ હડફે ચડયાં. ૩
પનિહારી મુખથી બહુ રડે, જાન થયું ઘેર સાસુ લડે;
મહિયારી તો હસે અપાર, જોઈ અચરજ પામે નર નાર. ૪
ડાહ્યો નર પૂછે તે વાર, મહિયારી કેમ હસે અપાર;
મહિયારી કહે સુણુ મમ વાત, કેને જોઉં કેને રોઉં ભ્રાત ?. ૫
મારા દુ:ખની કાંઈ હદ નથી, મુખથી કહેવાયે નવ કથી;
કહે દક્ષ માંડી કહો વાત, સુણી દુ:ખ તુજ લેઉં સાક્ષાત. ૬

---

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી.—એ રાગ.

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી;
મને કર્મે કરી મહીયારી રાજ, શું કહું કથની મારી.—એ ટેક.
શિવપુરીના માધવદ્વિજની હું, કામલતાભિધ નારી;
રૂપ કળા ભર જોબન ભાળી, ઉર્વશી રંભા હારી રાજ. શું. ૧
પારણે કેશવ પુત્ર પોઢાડી, હું ભરવા ગઈ વારી;
શિવપુરો દુશ્મન રાયે ઘેરી, હું લુંટાઈ પનિહારી રાજ. શું. ૨
સુભટે નિજ રાજાને સોંપી, રાયે કરી પટરાણી;
સ્વર્ગનાં સુખમાં પણ પતિ માધવ,વિસરે નહીં ગુણખાણી રાજ. શું. ૩
વર્ષ પંદરનો પુત્ર થયો તવ, માધવ દ્વિજ મુજ માટે;
ભમતો યોગીસમ ગોખેથી, જાતાં દીઠો વાટે રાજ. શું. ૪
દાસી દ્વારા દ્વિજ બોલાવી, દ્રવ્ય દઈ દુ:ખ કાપ્યું;
ચૌદશ નિશિ મહાકાળી મંદિર, મળશું વચન મેં આપ્યું રાજ. શું. ૫
કારમી ચૂંકે ચીસ પોકારી, મહિપતિને મેં કીધું;
એકાકી મહાકાળી જાવા, તુમ દુ:ખે મેં વ્રત લીધું રાજ. શું. ૬

વિસરી બાધા કોપી કાળી, પેટમાં પીડ થઈ ભારી;
રાય કહે એ બાધા કરીશું, તતક્ષણુ ચૂંક મટી મારી રાજ. શું. ૭
ચૌદશ રાત્રે રાજા સાથે, એકાકી પગપાળી;
મહિપતિ આગળ ને હું પાછળ, પહોંચ્યા બેઉ મહાકાળી રાજ. શું. ૮
ભૂપતિએ નિજ ખડ્ગ વિશ્વાસે, મારા કરમાં આપ્યું;
મંદિર દ્વારે જબ નૃપ પેસે, તવ મેં તસ શિર કાપ્યું રાજ. શું. ૯
રાયને મારી પતિને જગાડું, ઢંઢોળતાં નવ જાગે;
નાગ ડસ્યો પતિ મરણુ મેં જાણ્યું, ઉભય ભ્રષ્ટ થઇ ભાગ્યે રાજ. શું. ૧૦
નાંઠી વનમાં ચોરે લૂંટી, ગણિકાને ઘેર વેચી;
જાર પુરૂષથી જારી રમતાં, પાપ લતા મેં સીંચી રાજ. શું. ૧૧
માધવસુત કેશવ પિતુ શોધે, ભમી ગણિકા ઘર આવ્યો;
ધન દેખી દુધ જયમ મંજારી, ગણિકાને મન ભાવ્યો રાજ. શું. ૧૨
ગણિકાએ દ્વિજ મુજને સોંપ્યો, જાણ્યો ન મેં લલચાવ્યો;
ધિક્ ધિક્ પુત્રથી જારી ખેલું, વિધિએ નાચ નચાવ્યો રાજ. શું. ૧૩
જારી રમતાં કાળ વિત્યો કંઇ, એક દિન મેં કરી હાંશી;
કયાંના વાસી? રાજ કયાં જાવું, તવ તેણે અથથી પ્રકાશી રાજ. શું. ૧૪
દ્રઢ મન રાખી વાત સુણી મેં, ગુપ્ત મેં રાખી મારી;
વિપ્રને કહ્યું નિજ દેશ સિધાવો, મેં દુનીયાંને વિસારી રાજ. શું. ૧૫
પુત્ર વળાવી કહ્યું ગણિકાને, હા! હા! ધિક્ મુજ તુજને;
મહાપાતકની શુદ્ધિ માટે, અગ્નિ શરણુ હો મુજને રાજ. શું. ૧૬
સરિતા કાંઠે ચ’ય સળગાવી, અગ્નિ પ્રવેશ મેં કીધો;
કરમે નદીના પુરમાં તણાણી, અગ્નિયે ભોગ ન લીધો રાજ. શું. ૧૭
જળમાં તણાતી કાંઠે આવી, આહેરે જીવતી કા’ડી;
પાપિણીને સંઘરી ન નદીએ, આહેરે કરી ભરવાડી રાજ. શું. ૧૮

તે ભરવાડણ દહીં દૂધ લઈ હું, વેચવા પુરમાં પેઠી;
ગજ છૂટયો કોલાહલ સુણીને, પનિહારી ને હું નાઠી રાજ. શું. ૧૯
પનિહારીનું ફુટયું બેડું, ધ્રુસકે રોવા લાગી;
દહીં દુધની મટુકી મમ ફુટી, પણ હું હસવા લાગી રાજ. શું. ૨૦
હસવાનું કારણ તેં પૂછયું, વિરા મેં અથ ઇતિ કીધું;
કેને જોઉં ને કેને રોઉં હું, દૈવે દુઃખ મને દીધું રાજ. શું. ૨૧
મહીયારીના દુઃખની કહાણી, સુણી મુર્છા થઈ દ્વિજને;
મુર્ચ્છા વળી તવ હા! હા! ઉચરે, દ્વિજ કહે ધિક્‌ધિક્‌ મુજને રાજ. શું. ૨૨
માતાજી તે પુત્ર તમારો, હું ઉભો નિરભાગી;
હા! હા! મુજ પાપીને ગળજ્યો, પૃથ્વિમાતા જાગી રાજ. શું. ૨૩
મા દીકરો બહુ કરી પસ્તાવો, જ્ઞાની ગુરૂને મળીયા;
ગુરૂની દીક્ષા શિક્ષા પાળી, ભવના ફેરા ટળીયા રાજ. શું. ૨૪
એક ભવે ભવબાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા;
નાનાવિધ ભવોભવ સાંકળચંદ, ખેલે કર્મ તમાસા રાજ. શું. ૨૫

—→⁑:o:⁑←—

## દૈવને ઓલંભો.

રાગ પરજ–આશો ગજબ કર્યો ગોર ભુંડા—એ રાગ.

આ શો ગજબ કર્યો કાળ ભુંડા? કર્યા અંતરના ઘા ઊંડા, આ શો. ટેક
વિશ્વ જવાહીરમાંથી રત્નો, લુંટારા ત્હેં લૂંટયા;
ભુંડા ભૂખ ભાંગી નહિ તારી, અમૂલ્ય હીરા ખૂટયા. આ શો. ૧
રામ કૃષ્ણ પાંડવ ને કૌરવ, રાવણ સમ મહિપાળે;
કાષ્ટ પથારી કરી સિધાવ્યા, કર્યો કોળીયો કાળે. આ શો. ૨
ધીર વીર વિક્રમ ન રહ્યા કોઈ, પણ્ડિત અને પુરાણી;

ગયા જિતેંદ્રિય મહાવીર જેવા, કાળે ભુજ નવ જાણી. આ શો. ૩
ચક્રી હરિએ પ્રાણુને સાટે, પૃથ્વિ કરી એક હાથે;
હાથ ખંખેરી ગયા એકલા, વસુમતિ ગઈ નવ સાથે. આ શો. ૪
પૃથ્વિના બે પડ કરી યોદ્ધા, પૃથ્વિ માંહ્ય સમાયા;
હાકમ ને અધિકારી રહ્યા નહિં, ગયા રંક ને રાયા. આ શો. ૫
ભદ્રબાહુ સિદ્ધસેન હેમસૂરિ, રહ્યા અમર ન અચંબા;
વિમળ વસ્તુ જઘડુ ધનશ્રેષ્ઠિ, ત્રુટયા ધર્મના સ્તંભા. આ શો. ૬
દાઝયાપર ત્હેં ડામ દીધો ને, ક્ષતપર ક્ષાર લગાડયો;
વિષમ કાળ વિક્રાળ અનાડી, ખેલ ત્હેં બધો બગાડયો. આ શો. ૭
પણ શો દોષ દૈવને દેવો ? ભાવી ભાવ થવાનું;
ઉત્પત્તિ સ્થિતિ ને લય સૌનો, જનમ્યું તેહ જવાનું. આ શો. ૮
જ્યાં ભરતી ત્યાં ઓટ થવાંનો, જ્યાં છાંયો ત્યાં તડકો;
મૂવા પછી નહિ પુત્ર પાઠવે, એક કાગળનો કટકો. આ શો. ૯
રાગ દ્વેષ તજી ઉપશમ ઝીલે, ભજે સદા પ્રભુ પ્રીતે;
**સાંકળચંદ** અમર આત્મા તે, જન્મ મરણને જીતે. આ શો. ૧૦

---

## આત્મોપદેશક દોહરા.

આવે પ્રાણી એકલો, જાય એકલો આપ;
સાથી પુત્ર કલત્ર નહિ, સાથ પુણ્યને પાપ. ૧
પ્રપંચથી પેદા કરે, સ્વજન ખાય લઈ લાગ;
સુખ દુઃખ ભોક્તા પ્રાણીયો, સ્વજન ન લે કાંઇ ભાગ. ૨
પુત્ર મિત્ર તુજ દેખતાં, થયા લાખ જન રાખ;
એક દિન જીવડા આપણે, બળી થવું છે ખાખ. ૩

ક્ષણુ ક્ષણુ આવરદા ઘટે, ઘટે દિવસ ને રાત;
આજ તણું હમણાં કરો, કાલ તણી શી વાત ? ૪
ભોગ દેઈ લખ પ્રાણના, વસુમતી કરી નિજ હાથ;
રાવ રંક ક્ષણમાં ગયા, ગઈ ન પૃથ્વિ સાથ. ૫
છત્રપતિ લખપતિ ગયા, ગઈ ન ઋદ્ધિ સાથ;
જાલમ જોદ્ધા સૌ ગયા, ખંખેરી દોય હાથ. ૬
કાદવ કીટ સમ માનવી, લેશ ન કર અભિમાન;
**હું તું આ સંસારમાં, બે દિનના મેમાન.** ૭
સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ. ૮
માટે ભક્તિ સ્તુતિ કરી, જપ જીવડા પ્રભુ નામ;
સદાચાર પાળી સદા, કર પરમારથ કામ. ૯
કરે દ્રોહ નહિ પારકો, સૌ જીવ બંધુ સમાન;
દયા દાન ઇંદ્રિયદમન, જિવનમુક્ત જીવ જાણ. ૧૦

---

## મનુષ્યની ફરજ

માફ અપરાધની માગું—રાગ કવ્વાલી.

ધર્યો મ્હેં દેહ માનવનો, વિના પર્માર્થ દાનવનો;
ખરેખર કીટ કાદવનો, માફ અપરાધની માગું. ૧
દેહ ધરી સ્વાર્થ નિજ સાધ્યો, સ્વપર ઉપકાર વિણ લાધ્યો;
પાપનો પોટલો બાંધ્યો, માફ અપરાધની માગું. ૨
જીભે અપવાદ પર બોલી, પરાયાં છિદ્રને ખોલી;
આળ શિર ઓર પર ઢોળી, માફ અપરાધની માગું. ૩

સંત ગુણ ના સુણ્યા કાને, મસ્ત શૃંગાર ગિત ગાને;
લંબાવ્યો હાથ નવ દાને, માફ અપરાધની માગું. ૪
નેત્રે જગનાથ ના નિરખ્યો, સ્ત્રીઓનાં રૂપ જોઈ હરખ્યો;
સંત ને લંઠ ના પરખ્યો, માફ અપરાધની માગું. ૫
સુગંધી નાકથી લીધી, ન જગ સુવાસના લીધી;
ન રહી આચારની શુદ્ધી, માફ અપરાધની માગું. ૬
દયા નવ પ્રાણીની રાખી, અલિક વાણી મુખે ભાખી;
કુડી વાતે પૂરી શાખી, માફ અપરાધની માગું. ૭
કરી નિંદા અને વિકથા, કરી પરને પિડાથી વ્યથા;
ગમાવ્યો સર્વ કાળ વૃથા, માફ અપરાધની માગું. ૮
નીતિના માર્ગને છોડયો, અનીતિ પંથમાં દોડયો;
સુખે એક રાત ના પોઢયો, માફ અપરાધની માગું. ૯
ગર્વની ઘેલછા કીધી, ક્રોધ વિષ પ્યાલી મ્હેં પીધી;
કપટની જાળ બહું ગુંથી, માફ અપરાધની માગું. ૧૦
કરી હિંસા મૃષા ચોરી, કરી પરદારથી જારી;
પરિગ્રહ મેળવ્યો ભારી, માફ અપરાધની માગું. ૧૧
ગરિબની હાય બહુ લીધી, પ્રપંચે મેળવી ઋદ્ધિ;
ન આવે સાથ એ ઋદ્ધિ, માફ અપરાધની માગું. ૧૨
થયો પરદ્રોહથી રાજી, રહ્યો મોટાઈમાં ગાજી;
અરે બગડી બધી બાજી, માફ અપરાધની માગું. ૧૩
પ્રભુ આજ્ઞા ન મ્હેં પાળી, વ્યાજ સાટે મૂડી ટાળી;
પ્રતિજ્ઞા કાંઈ નવ પાળી, માફ અપરાધની માગું. ૧૪
અમલથી મૂર્ખ હરખાયો, કેફથી કેર વરતાયો;

અમલ નહિં એ જૂલમ પાચો, માફ અપરાધની માગું. ૧૫
પુંજી લખ ક્રોડની જોડી, રંક દુઃખ ના લહ્યું દોડી;
કમાચો એક નહિં કોડી, માફ અપરાધની માગું. ૧૬
ભરી નિજ પેટ પંપાળ્યું, ભૂખ્યાનું દુઃખ ના ભાળ્યું;
બળ્યું એ પેટ પરજાળ્યું, માફ અપરાધની માગું. ૧૭
કરી નહિં દેશની ભક્તિ, તરી નહિં કોમ કે વ્યક્તિ;
કુટુમ્બ તાર્યું ન નિજ શક્તિ, માફ અપરાધની માગું ૧૮
જગતના તાતજી દેવા, કરી નહિં આપની સેવા;
કરી નિજ સ્વાર્થની સેવા, માફ અપરાધની માગું. ૧૯
અરે ઓ! દૈવ ઇન્સાફી, નથી મમ પાપની માફી;
ડાળ વિશ્રામની કાપી, માફ અપરાધની માગું. ૨૦
સદાચારે સદા ચાલે, દીન દુઃખ ભૂખ જો ટાળે;
**સાંકળચંદ** રહે ન જંજાળે, માફ પ્રભુ વાંકની આલે. ૨૧

---

## મોહદત્તાખ્યાન.

### દોહરા.

ભવપટ્ટ ઉપર ચિતર્યું, **મોહદત્તનું** ચિત્ર;
મૂર્તિમંત સાક્ષાત આ, મોહ ચરિત્ર વિચિત્ર. ૧
કથા સુણી આ મોહની, જો નવ કંપે કાય;
ભારે કર્મિ જાણવો, મોહથી વિમુખ ન થાય. ૨
મોહવશે જીવ બાપડા, ભમે ભવાબ્ધિ અજાણ;
એકજ ભવમાં પ્રાણીયા, પામે દુઃખની ખાણ. ૩
**સુવર્ણદેવા વનદત્તા, તોસલને મોહદત્ત;**

મોહદત્ત નાયક કથા, પાત્ર અન્ય આદ્યંત. ૪
મોહદત્તે ભવ ભવનમાં, ભજવ્યા વિધ વિધ પાઠ;
પાઠક વાંચી પ્રેમથી, તજો મોહનો ઠાઠ. ૫

---

## ઢાળ પહેલી.

આવો આવો જશોદાના કંથ અમ ઘેર—એ રાગ.

લક્ષ્મિનું ક્રિડા ઘર કોશલદેશ બિરાજેરે,
વસુધા વનિતાના ભાળ તિલક સમ છાજેરે;
મનહર કોશલ્યા પાટપુરી ત્યાં પ્રભાવીરે,
માનુ અલકાપુરી અવનિતળ સ્વર્ગથી આવીરે. ૧
ત્યાં ન્યાયનિપુણ કોશલ નામે મહારાજારે,
પુત્ર પુત્રી સમાન પ્રજા પાળે ગુણ ઝાઝારે;
તેને તોસલ નામે પુત્ર વિદ્વાન પ્રતાપીરે,
જે સદ્‌ગુણનો ભંડાર કીર્તિ જગ વ્યાપીરે. ૨
રૂપે મદન કે જયંત કુમાર દીસે અલબેલોરે,
ફરે પુરમાં નિરંતર રાજકુમાર એકેલોરે;
એકદા તે નગરશેઠ દ્વાર નીચે થઈ ચાલેરે,
જુવે ઉંચું તો મેઘમંડળમાં ઉગ્યો શશિ ભાળેરે. ૩
ધારી જોયું તો બાળાનું વદનકમળ તેણે દીઠુંરે,
જોયું બાળાએ કુંવરનું વદન મદનસમ મીઠુંરે;
મન સાથે પરસ્પર પ્રેમનો પ્યાલો પીધોરે,
નિજ કરથી કુમારે સ્પર્શ હૈયાનો કીધોરે. ૪
વામ કર નાભિપર ધરી તર્જની દાખી નિશાનીરે,

સ્ત્રીએ આપી દક્ષિણ કરથી કૃપાણ એધાનીરે;
પ્રેમ બાંધ્યો પરસ્પર કુમુદિની ચંદ્ર પ્રમાણેરે,
ઘડી જપ ન વળે દશ કામ અવસ્થા આ ટાણેરે. ૫
શીતળ ચંદનથી સંયોગિને શીતળતારે,
તે ચંદન લેપથી વિરહીનાં મન બળતાંરે;
એક રાત્રે સજી **તોસલ** ઘેર બાળાને આવેરે,
જ્યાં બેઠી બાળા ત્યાં ગોખે ચડયો મન ભાવેરે. ૬
બેઠી શૈયામાં અવળે મુખે ધીમે પાછળ પેઠોરે,
નિજ કરથી બાળાનાં બે નેત્ર ઢાંકી પુંઠે બેઠોરે;
કોમળ કરસ્પર્શથી બાળાએ મનમાં વિચાર્યુંરે,
મારા અંતરનો છે એ ચોર નિશ્ચય તેણે ધાર્યુંરે. ૭
મને મુકી દ્યો સૌભાગ્યના નિધિ કહે તે બાળારે,
કરી નેત્ર શિથિલ બોલ્યો હસતાં લે ગુણ માળારે;
થઈ ઉભી વિનયથી આપ્યું આસન સત્કારેરે,
કહે કુંવર ઈચ્છું સંગમ બાળા નિવારેરે. ૮
કરે શીલનું રક્ષણ સુકુળા બોલી બાળારે,
કહે કુંવર ભલે તો હું જાઊં છું કરશો ન ચાળારે;
એમ કહી જેવો ઉઠયો કે બાળાએ છેડો ઝાલ્યોરે,
વહાલા હૃદય ચોરી કયાં જાઓ મંદિર મમ મહાલોરે. ૯
મમ વાત સુણી યોગ્ય લાગે તે કરજો ભાવેરે,
તમે ચતુર શિરોમણી નાથ છો સરળ સ્વભાવેરે;
કહું કર્મની કથની સુણી દળજ્યો દુઃખ ધામોરે,
**સાંકળચંદ** વહાલા વિના કયાં વાત વિસામોરે? ૧૦

## ઢાળ બીજી.

### શું કહું કથની મારી રાજ—એ રાગ.

કર્મતણી ગતિ ન્યારી રાજ, કર્મતણી ગતિ ન્યારી;
શું સમજે જીવ સંસારી રાજ, કર્મતણી ગતિ૦ ટેક.
કર્મ કરે તે ન કરે રાજા, ન કરે માવિત્ર સાંસા;
ક્ષણુમાં ઉલટ સુલટ કરી વિધવિધ, ખેલે કર્મ તમાસા રાજ. ક. ૧
નગરશેઠ **નંદનની** હું પુત્રી, રત્નરેખા મમ માતા;
અતિ વલ્લભ હું માત પિતાને, સુવર્ણદેવા વિખ્યાતા રાજ. ક. ૨
યોવન વય પામી તવ તાતે, હરિદત્તને પરણાવી;
પરણી તત્ક્ષણ ઝાઝ ચડયો પતિ, થાય ન મિથ્યા ભાવી રાજ. ક. ૩
એક રાત્રી પણ પતિ મમ સાથે, વાસ ભવનમાં ન મહાલ્યો;
પિતુ ઘર સ્થાપી નાથ નમેરો, લંકાપુરીએ ચાલ્યો રાજ. ક. ૪
બાર વરસ થયાં ખબર ન આવી, પતિના મરણ જીવનની;
ભરયોવન વય વહાલા ખીલી, થઈ અતિ વ્યથા મદનની રાજ. ક. ૫
વિરહાનળથી દાઝી શીતળ, ચંદન ન કરે શાન્તિ;
દશ અવસ્થા કામની જાગી, સ્વપ્ને ન સુખની ભ્રાંન્તિ રાજ. ક. ૬
સરખી સમાણી સખીયો મારી, પ્રીતમથી કરે કેલી;
દેખી હૃદય બળે મમ વહાલા, હું કેવળ દુઃખ વેલી રાજ. ક. ૭
અજાકંઠ આંચળસમ એળે, જન્મ વૃથા ગયો ઠાલો;
નિશ્ચય કીધો મરવાનો તવ, ગોખથી દીઠો વહાલો રાજ. ૮
મોહન મનમંદિરમાં વસીયા, અરસ પરસ ઉલ્લસીયા;
સંગમની કરી સંજ્ઞા જે તમે, તે સમજી હું રસીયા રાજ. ક. ૯
હૃદય સ્પર્શ કરી તર્જની સ્થાપી, નાભી ઉપર પ્રિય મારા;

હૃદયવસી તું સંગમ ઈચ્છું, એમ સૂચવીયું પ્યારા રાજ. ક. ૧૦
હાથ બતાવી ખઞ્જના બળથી, બોલાવ્યા મેં વહાલા;
રંગરસીયા મમ મંદિર આવ્યા, પીવા પ્રેમરસ પ્યાલા રાજ. ક. ૧૧
જો તુમ સાથે રંગે રમું તો, કુળ મસી કુચડો લાગે;
એ અપવાદે ડરૂં તો નિશ્ચય, વિરહથી મરવું આગે રાજ. ક. ૧૨
વ્યાઘ્રતટિની ન્યાયે હું વચમાં, ફસાઈ ગઇ છું પ્યારા;
યોગ્ય જેમ લાગે તેમ કરીને, રક્ષણ કરો નિરધારા રાજ. ક. ૧૩
પ્રાણનાથ હાથે મમ લજ્જા, વિરહાનળથી ઠારો;
અલબેલા આવ્યા મમ આંગણુ, કરૂં સત્કાર તમારો રાજ. ક. ૧૪
પ્રેમયુક્ત પ્રેમદાની માર્મિક, વાણીએ વ્યાકુળ કીધો;
કરી કોટિ તવ કુંવરે પ્રિયાને, પ્રેમરસ પ્યાલો પીધો રાજ. ક. ૧૫
રંગભર આશુક માશુક રમીયા, રાત્રો ક્ષણ સમ ભાસે;
નિજ નામાંકિત મુદ્રિકા આપી, કુંવરે પ્રિયાને ઉલ્લાસે રાજ. ક. ૧૬
શેષ રાત્રી રહી તવ તે તોસલ, કુંવર ગયો નિજ સ્થાને;
આઠ માસ તક પ્રતિદિન આવે, જારતણી પેરે છાંને રાજ. ક. ૧૭
ગર્ભવતી થઈ સુવરણદેવા, પ્રસરી વાત સ્વજનમાં;
દાસીદ્વારા રત્નરેખાએ, જાણી થઈ ખીન્ન મનમાં રાજ. ક. ૧૮
રત્નરેખાએ નંદીશેઠને, વાત બની તે જણાવી;
કોપ્યો શેઠ ગયો નૃપ પાસે, રાયને અથથી સુણાવી રાજ. ક. ૧૯
રાય કહે સુણો શેઠજી શાણા, પુત્રી તમારી તે મારી;
કરી તપાસ હું પુત્ર મિત્રનો, ન્યાય કરીશ નિરધારી રાજ. ક. ૨૦
અન્યાયે કદી રાજ ન ચાલે, વધે ગુનાહ નિશ દા'રી;
ન્યાયનિપુણ એ મહારાજાની, સાંકળચંદ બલિહારી રાજ. ક. ૨૧



## ઢાળ ત્રીજી.

### કામ છે દુષ્ટ વિકારી—રાગ આશાગોડી.

ન્યાયતણી બલિહારી, જગમાં ન્યાયતણી બલિહારી;
ન્યાયે **રામે** જળમાં પત્થર, તારી કીર્તિ વધારી;
અન્યાયે વસુ આસન અંતરિક્ષ, ચૂર્ણ થયું નિરધારી. જ. ૧
**તોશલ** ને **કોશલ** રાજાએ, તેડાવ્યો તે વારી;
રાજકુમાર સંતાયો ન જડ્યો, કોપ્યો મહિપતિ ભારી. જ. ૨
રાયે ગુપ્ત તપાસ કરી તો, ગુનોહ કુંવરનો અપારી;
સાંખું નહિ અપરાધ સચિવજી, કુંવરને નાંખો મારી. જ. ૩
વધસ્થાને જઈ કુંવરની સાથે, મંત્રીએ વાણી ઉચ્ચારી;
સ્વામીપુત્ર તું તે મુજ સ્વામી, કેમ હણું આવારી. જ. ૪
તુજ કુળનો હું દાસ અસલથી, હણુતાં થઉં દુરાચારી;
છાના નાશી જાઓ કુંવરજી, **તોસલ** નામ વિસારી. જ. ૫
કોઈ ન જાણે તોસલ એવી, યુક્તિ કરજો વિચારી;
સુખ દુઃખમાં સવધાન તું રહેજે, સદા ધર્મને સંભારી. જ. ૬
શિક્ષા દેઈ વળાવી નૃપને, રીઝવ્યો યુક્તિ વિચારી;
તોસલ **પાટલીપુત્રે** પહોંચ્યો, રાયનો આશ્રય ધારી. જ. ૭
પુષ્પ પૂજાય સુગંધે જ્યાં ત્યાં, રાયે સત્કાર્યો ભારી;
દૈવ રૂઠે દુઃખ પોઠ પડે શિર, સહીએ શોક વિસારી. જ. ૮
સંપત્તિમાં છલકાય ન જ્ઞાની, વિપત્તિએ ધૈર્ય સ્વીકારી;
**સાંકળચંદ** સદા સુખ દુઃખ એ, કર્મ તમાસા વિચારી. જ. ૯

## ઢાળ ૪ થી.

રાગ રામગ્રિ–વૈદરભી વનમાં વલવલે—એ રાગ.

કર્મને શરમ ન કોઇની, રાય રંક સમાન;
સુવરણદેવાને શિર ઉગ્યું, દુઃખ ઝાડ નિદાન. કર્મને. ૧
પુરમાં પ્રસરી વાત તે, પવને ઉડીને જાય;
ક્ષતપર ખાર લાગ્યો ઘણો, જ્યાં ત્યાં ફટ ફટ થાય. કર્મને. ૨
પાપણી સાપણીએ બધાં, બોળ્યાં પરીયાં સાત;
લોક દેખાડે આંગળી, જાણી જાણી કરે વાત. કર્મને. ૩
એક દુઃખ અપવાદનું, બીજું ગર્ભનું દુઃખ;
ત્રીજું પ્રીતમના વિરહનું, મળે સ્વપ્ને ન સુખ. કર્મને. ૪
મન ચિંતી મધ્ય રાત્રીએ, નાઠી એકેલી જાત;
પાટલીપુત્રનો સાથ ત્યાં, મળ્યો ગઈ તેની સાથ. કર્મને. ૫
ગર્ભના ભારે ચલાય નહીં, ચાલે ધીમી ચાલ;
સાથથી છૂટી પડી યથા, જુથથી મૃગલીની બાળ કર્મને. ૬
તાલ હિતાલ તમાલને, જંબુ કદંબ જંબીર;
દિગ્મુઢ પેઠી ગહન વને, ભૂલી ભાન શરીર. કર્મને. ૭
વાઘ વરૂ ને દીપડા, ભરે મૃગપતિ ફાળ;
બાવરી તે બની બાપડી, ભાળે સન્મુખ કાળ. કર્મને. ૮
ભૂખી તરશી તે આથડે, પ્રકટ્યું પૂર્વનું પાપ;
તોસલ તોસલ કહી રડે, જપે પ્રીતમ જાપ. કર્મને. ૯
પડતી લથડતી રોતી ઘણું, ઘોર અંધારી રાત;
મૂર્છા ખાઈ ધરણી ઢળી, થયાં શિથિલ ત્યાં ગાત્ર. કર્મને. ૧૦
એવે સમે તે રાતમાં, તેને પ્રસવ્યાં બે બાળ;

એક પુત્ર પુત્રી જાણી, વધી ઉલટી જંજાળ. કર્મને. ૧૧
મંદ મંદ વાયો વાયરો, આવ્યું દેવીને ભાન;
હા! વત્સ હા! વત્સ બોલતી, ગઈ શુદ્ધિ ને સાન. કર્મને. ૧૨
માત પિતા પ્રીતમ અને, કર્યો સ્વજનોએ ત્યાગ;
શરણુ હવે સુત તાહરૂં, હોજો ભાઈ મહાભાગ્ય. કર્મને. ૧૩
બાળપણે માતા પિતા, યોવનવયમાં ભરતાર;
વૃદ્ધા પુત્રને આશરે, રહે નહિ સ્ત્રી નિરાધાર. કર્મને. ૧૪
પતિ નામાંકિત મુદ્રિકા, બાંધી પુત્રને કંઠ;
નિજ નામાંકિત મુદ્રિકા, પુત્રી કંઠ ધરંત. કર્મને. ૧૫
ઉતરીય વસ્ત્રના અંચળે, બાંધ્યા ભિન્ન ભિન્ન બાળ;
દેહશુદ્ધિ માટે ગઈ, ઝોળી વૃક્ષની ડાળ. કર્મને. ૧૬
આવી વાઘણુ તે સમે, શોધે કુમળું માંસ;
નિજ બચ્ચાંને કારણે, ઝોળી ઉઠાવી ખાસ. કર્મને. ૧૭
વસ્ત્ર વચેથી મુખે ગ્રહ્યું, આજુબાજુ બે બાળ;
પુત્રી છૂટી પડી વાટમાં, ચૂકી વાઘણુ તાલ. કર્મને. ૧૮
પાટલીપુત્રના રાયનો, આવ્યો દુત તે ઠામ;
પુત્રી લીધી પુત્રી કરી, સોંપી નિજ સ્ત્રીને તામ. કર્મને. ૧૯
વનદત્તા અભિધા ધરે, પાળે પુત્ર સમાન;
વાઘણુ લેઈ જાય વેગથી, પુત્ર લોભી નિધાન. કર્મને. ૨૦
પાટલીપુત્રના રાયનો, પુત્ર શબરશીલ નામ;
વાઘણુ વીંધી બાણુથી, પડયું વસ્ત્ર તે ઠામ. કર્મને. ૨૧
જોતાં પુત્ર રતન જડયો, ગણી પુત્ર પ્રમાણુ;
વ્યાઘ્રદત્ત ઠવી નામને, આપ્યું રાણીને દાન. કર્મને. ૨૨

પુત્ર પુત્રી સમ યુગલનું, થાય પાલણુ બે ઠામ;
સુવરણુદેવાની શી ગતિ?, રૂઠ્યા તસ શિર રામ. કર્મને. ૨૩
શુદ્ધિ કરી નિજ શરીરની, આવી ઝોળી જે ઠામ;
ઝોળીને બાળ દીઠાં નહિ, ઢળી ધરણી તે તામ. કર્મને. ૨૪
હા! હા! દૈવ ત્હેં શું કર્યું, વીરા વાળ્યું ત્હેં વેર;
લૂંટારો કોઈક લૂંટી ગયો, થયો અકરાકેર. કર્મને. ૨૫
કરતી વિલાપ અતિ ઘણો, રૂવે પશુ વનવૃક્ષ;
સાંકળચંદ નિરાધારનો, દૈવ આધાર દક્ષ. કર્મને. ૨૬

---

## ઢાળ ૫ મી.

રાગ સોરઠ-વિમળા નવ કરશો ઉચાટ કે વહેલાં—એ રાગ.

વહાલા પ્રાણજીવન મમ વ્હારે વહેલા આવજોરે;
નિજ દાસીની સુણી આ અરજી કરૂણા લાવજોરે. વહાલા. ટેક.
કુળ શીલ લજ્જા લોપી પ્યારા, તુમ માટે રહો નાથ ન ન્યારા;
દુ:ખ દરીયામાં ડૂબી નાથ બચાવજોરે. વહાલા. ૧
માત પિતા તમને બહુ વહાલી, પ્રાણ થકી અધિકી સંભાળી;
કેમ વિસારી તાતજી આવી મનાવજોરે! વહાલા. ૨
પરિકર સ્વજનો સાથે જમતી, સખીઓ સાથે રમતી ભમતી;
સુખના દિવસ ગયા કયાં દૈવ બતાવજોરે? વહાલા. ૩
માત તાત મૂકયાં પ્રિય માટે, ઘરના કચરાની જેમ રાતે;
તજી પ્રિય ગયા શું પ્રેમનો પાઠ પઢાવજોરે! વહાલા. ૪
અભાગિણીનાં રત્ન ઝુંટાવ્યાં, ઝૂલાવ્યાં કે નહિ હુલરાવ્યાં;
રડતી હીંડતી કહે પ્રભુ વ્હારે આવજોરે. વહાલા. ૫

પગલાં વાઘણનાં જોઈ કંપી, બાળ હણ્યાં એ પશુએ ઝડપી;
વાઘણ પગલે ગઈ પ્રભુ પંથ બતાવજોરે. વહાલા. ૬
પહોંચી આભીરણના વાસે, રાખી પુત્રી સમ નિજ પાસે;
કાળ વિત્યો બહુ વિરહની વ્યથા મટાડજોરે. વહાલા. ૭
પાટલીપુત્ર ગઇ પછી બાળા, ભાવી થકી દુતઘર પગપાળા;
કહે દુત વનદત્તાને તમે સંભાળજ્યોરે. વહાલા. ૮
તનુજા માતાને નવ જાણે, માતા પુત્રીને ન પિછાણે;
સાંકળચંદ સંસ્કારથી સ્નેહ જણાવજોરે. વહાલા. ૯

---

## ચોપાઇ.

વાઘણથી છોડાવ્યો બાળ, શબરશીલ કરે પુત્ર તે કાળ;
અનુક્રમે તે મ્હોટો થાય, રાજકુમરમાં રમવા જાય. ૧
હતું વ્યાઘ્રદત્ત તેનું નામ, નામ પ્રમાણે કરતો કામ;
મહા મોહથી મોહિત રહે, મોહદત્ત તેને સૌ કહે. ૨
મોહદત્ત વનદત્તા જેહ, સગાં ભાઇ ભગિની છે તેહ;
સુવરણદેવાં છે તસ માત, તોસલ રાજકુમાર છે તાત. ૩
એકજ નગરે સૌ તે મળ્યાં, દેશ વેષ ભિન્ન નવ અટકળ્યાં;
એહ કુટુમ્બની વિપરીત વાત, વૈરાગે રંગીત વૃત્તાંત. ૪
નવયોવન થયાં બન્ને બાળ, સૌભાગ્ય યોવનની પરનાળ;
મદને મારી બેઉ પર ત્રાપ, પ્રકટયું પૂરવ ભવનું પાપ. ૫

## ઢાળ ૧ ઠી.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી.—એ રાગ.

કર્મની કહાણીરે છે અતિ કારમી, કહેતાં કંપે કાયરે;
એકજ ભવમાંરે વેષ વિચિત્રથી, નાચે જીવ નટ્ટરાયરે. કર્મ૦ ૧
એકદા વસંતેરે કામયાત્રા મિષે, વનદત્તા માત સાથેરે;
જોવા ચાલીરે પુર ઉદ્યાનમાં, સખીયો લેઈ સંગાથેરે. કર્મ૦ ૨
મોહદત્તે ભાળી તે વનદત્તા, પ્રીત પરસ્પર વાધીરે;
દર્શન જળથીરે પ્રેમવૃક્ષ વધ્યું, સ્નેહ ગાંઠ ગાઢ બાંધીરે. કર્મ૦ ૩
રાગે રંગાણીરે ભાળી વનદત્તા, સમજાવી બહુ પેરરે;
વત્સ પિતા તુજ વિરહે વ્યાકુળા, લેઈ ગઈ માતા ઘેરરે. કર્મ૦ ૪
મદને પિડયોરે મોહદત્ત તીહાં, આકુળ વ્યાકુળ થાયરે;
વનદત્તા પણ અનંગ પિશાચથી, દુઃખ ભર નિજ ઘર જાયરે. ક૦ ૫
પિતુઘર આવીરે કેવળ દેહથી, પણ ચિત્ત મોહન પાસેરે;
વિરહાનળથીરે દાઝી ચંદને, ઠંડક ન વળે સુવાસેરે. કર્મ૦ ૬
બીજે દિવસે રે તેજ ઉદ્યાનમાં, સખી માતા સહ જાયરે;
કર્મની કથનીરે કહીએ કેટલી, વાટમાં વિપરીત થાયરે. કર્મ૦ ૭
વાટે જાતાંરે દીઠી તોસલે, જાણ્યો ન દેવીએ કંથરે;
દેશ વેષ રૂપ દેવીનાં ફર્યાં, કંથ ભૂલ્યો પૂર્વપંથરે. કર્મ૦ ૮
વનદત્તાનારે રૂપ યોવન દ્રહે, બૂડયો રાજકુમારરે;
પરણી વિલસુંરે સુખ સંસારનાં, સફળ કરૂં સંસારરે. કર્મ૦ ૯
ખડ્ગ ત્યાં ખેંચ્યુંરે મૂઢે મોહથી, બોલ્યો વિપરીત બોલેરે;
લજ્જા લોપીરે કુળ પુર લોકની, ચડયો ચિત્ત ચકડોળેરે. કર્મ૦ ૧૦
સુણ વનદત્તારે જીવવું હોય તો, ભોગવ મુજથી ભોગરે;

કર મુજ શરણુંરે કે કર ખડ્ગનું, વિધિએ વિરચ્યો યોગરે. કર્મ૦ ૧૧
સુવરણદેવારે વ્હાર પોકારતી, રાખો અમને ક્ષેમરે;
આ કોઈ પાપીરે મુજ પુત્રી હણે, વ્યાધ હરિણીને જેમરે. કર્મ૦ ૧૨
નિસુણી બુમ તે કદળી ગ્રહ થકી, નિકળ્યો મોહદત્ત બ્હારેરે;
નિર્લજ પાપીરે અબળાને હણે, રક્ષક છું હું આ વારેરે. કર્મ૦ ૧૩
એમ સુણી તોસલ ખડ્ગનો, ઘા કરે મોહદત્ત પર જ્યારેરે;
કાર્યકુશળ વંચે તે ઘાવને, પછી સામો ઘા મારેરે. કર્મ૦ ૧૪
યમ ઘર પહોંચ્યોરે તોસલરાજવી, વનદત્તા તે ભાળીરે;
પ્રાણજીવનનેરે પ્રિય કરી દાખવ્યો, પીધી પ્રેમરસ પ્યાલીરે. કર્મ૦ ૧૫
ધિક ધિક કૃત્રિમ કુડા મોહને, ધિક ધિક મદનની માયારે;
સાંકળચંદ એ મોહના પાશમાં, ભાઇ બેન સપડાયારે. કર્મ૦ ૧૬

---

## ઢાળ ૭ મી.

કપૂર હોય અતિ ઉજળોરે, કાજળ હોય અતિ શ્યામ—એ રાગ.

મોહ મુંઝ્યાં પ્રાણી શિરેરે, ઉગે દુઃખનું વૃક્ષ;
ભાન રહે ન ગમ્યાગમ્યનુંરે, જાણે ન ભક્ષ્યાભક્ષ્યરે.
પ્રાણી મ પડો મોહના પાસ, મોહથી નરકે નિવાસરે;
પ્રાણી મ પડો મોહના પાસ૦ એ ટેક. ૧
દઢ આલિંગન દઇ લીધીરે, વનદત્તાને કુંજ માંહ્ય;
પ્રેમદા પણ પુલકિત થઇરે, ક્રિડા કરવા જ્યાં જાયરે. પ્રાણી૦ ૨
તત્ક્ષણ દિવ્ય ધ્વનિ થયોરે, ધિક ધિક મોહ પિપાસ;
તાત હણી માતા દેખતાંરે, ભગિનીથી ભોગ વિલાસરે. પ્રાણી૦ ૩
સાંભળી મોહદત્ત ચમકીયોરે, જૂવે તો ન મળે કોય;

ફરી ફરી રોકે કુકર્મથીરે, ત્રણ વાર ધ્વનિ હોયરે. પ્રાણી૦ ૪
ખડ્ગ ધરી કર ક્રોધથીરે, કહે કામાંધ તે ઠામ;
ભંગ કરે કોણ રંગમાંરે, ચાર દિશે જૂવે તામરે. પ્રાણી૦ ૫
ધર્મમૂર્તિ ચારણ મુનિરે, દીઠા નયણે મહાભાગ્ય;
ખડ્ગ મૂકી ચરણે નમ્યોરે, બોલ્યો ગદ્ગદ્ ગદ્ વાગરે. પ્રાણી૦ ૬

પ્રભુ મમ માતા દેખતાંરે, પિતુ વધ કેમ બે'ન ભોગ;
કૃપા કરી કહો સાહ્યબારે, હું પડયો મોહ સંજોગરે. પ્રાણી૦ ૭
ભાવદયા ભવિની ધરીરે, કહે મુનિ મોહ પ્રપંચ;
મોહદત્તે ધૂરથી સુણીરે, મોહકથા વિધિ સંચરે. પ્રાણી૦ ૮

કંપી કાયા કુંવરનીરે, સુણી નિજ ચરિત્ર વિચિત્ર;
મુજ સરખા મહા પાપીયારે, કેમ થાય સ્વામી પવિત્રરે. પ્રાણી૦ ૯
ધિક મુજને ધિક મોહનેરે, દીઠું પ્રત્યક્ષ મેં પાપ;
એકજ ભવમાં મુનિવરારે, છાપી મેં પાપની છાપરે. પ્રાણી૦ ૧૦
સુવરણદેવા વનદત્તારે, અધો મુખ નયને નીર;
પશ્ચાતાપે પિગળ્યાંરે, કર્મ કથા સુણી સ્થીરરે. પ્રાણી૦ ૧૧

વિરમ્યો મોહદત્ત કામથીરે, વૈરાગે મન રંગ;
દુઃખનું મૂળ અજ્ઞાન છેરે, જ્ઞાન વસ્યુ મમ અંગરે. પ્રાણી૦ ૧૨
સાગર સમ મુજ પાપ છેરે, વડવાનળ સમ આપ;
શોષણ કરી પ્રભુ ઉદ્ધરોરે, તો પ્રતિપાળની છાપરે. પ્રાણી૦ ૧૩

કહે મુનિ ભવસાગર વિષેરે, સંજમ ઝાઝ સમાન;
તે નૌકા ચઢી ઊતરોરે, ભવોદધિ પાર ધિમાનરે; પ્રાણી૦ ૧૪
કુંવર કહે પ્રભુ દીજીએરે, દીક્ષા શિક્ષા સાર;
કહે ગુરૂ હું ચારણ મુનિરે, વહી શકું ગચ્છનો ન ભારરે. પ્રાણી૦ ૧૫

અધુના ધર્મનંદન સૂરીરે, કોસંબીપુરી વિશ્રામ;
સંજમ લે તે ગુરૂ કનેરે, ધર્મધુરંધર ધામરે. પ્રાણી૦ ૧૬
કોસંબી જઈ મોહદત્તેરે, સંજમ લીધું શ્રીકાર;
મૂર્તિ પ્રત્યક્ષ એ મોહનીરે, તજી ઉતર્યો ભવ પારરે. પ્રાણી૦ ૧૭
મોહપાશ પડ્યા પ્રાણીયારે, એકજ ભવે લહે દુઃખ;
ભવોભવ મોહથી દુઃખ મહારે, સાંકળચંદ ન સુખરે. પ્રાણી૦ ૧૮

## શ્રી સીમંધરસ્વામીને જીવાજીએ લખેલો પદ્યબંધ પત્ર.

### ઢાળ ૧ લી.

આવો આવો જશોદાના કંથ અમ ઘેર આવોરે.—એ રાગ.

સ્વસ્તિશ્રીરે મહાવિદેહક્ષેત્ર પુંડરગિણી નગરેરે,
ત્યાં ત્રિભુવનનાથ સીમંધરસ્વામી વિચરેરે;
શુભસ્થાન પરમ પૂજ્ય પરમ કૃપાળ દયાળુરે,
છોજી ગુણનિધિ તીર્થંકર મહારાજ મયાળુરે. ૧
પુરૂષોત્તમ પામરપાળ સ્વયંબુદ્ધ સાચોરે,
મહાસાર્થવાહ નિર્યામક ગોપ ન કાચોરે;
મહામાહણ ધર્મ દાતાર ભવિક જીવ ત્રાતારે,
મિથ્યામત વારક તારક શિવસુખ દાતારે. ૨
જગબંધુ જગદાધાર જગતગુરૂ દેવારે,
સુર નર કિન્નર મુનીશ્વર જસ સારે સેવારે;
ચોત્રીશ અતિશય યુત પાંત્રીશ વાણીથી શોભેરે,
અષ્ટાદશ દોષ રહિત રતિપતિ જોઇ ક્ષોભેરે. ૩
સંશયવારક તારક મમ કર પ્રભુ ચડિયોરે,

ઈંદ્ર ચંદ્ર રવિ ગિરી ગુણ લેઈ વપુ શુભ ઘડિયોરે;
ઇત્યાદિક એક સહસ્ર અડગુણથી બિરાજોરે,
સીમંધરસ્વામી મહારાજ જગતમાં છાજોરે. ૪

લખીતંગ ભરતદક્ષિણાર્ધ દેહપુરમાંથીરે,
તુમ દાસ જીવાજી કર્મવશે છે અનાથીરે;
ક્રોડ ક્રોડ વાર વંદન પ્રભુજી અવધારોરે,
એક વાર સેવકને હસીને બોલાવી ઉદ્ધારોરે. ૫

મમ અવગુણ સામું મહેર કરી નવ જોશોરે,
નિજ બાળ ગણીને દયાળ પિતા મમ પોષોરે;
સમાચાર અત્રના સાહેબજી ધરો કાનેરે,
આ નગરના મેહેતા તુમ આણા નવિ માનેરે. ૬

---

## ઢાળ ૨ જી.

સુણ ચતુરસુજાણ પરનારીશું પ્રીત કબુ નવ—એ રાગ.

સુણો સાહેબજી દેહપુરી નગરીના દુઃખની વારતા.
અહીંના મહેતા પ્રભુ આણા નવ માને મદ બહુ ધારતા;
અહીં મનવોજી મંત્રી મોટો, ક્રોધોજી કોટવાળ ખોટો;
મોહોજી ફોજદાર ચોન્ટો. સુણો૦ ૧

કુબુદ્ધિ પટેલ બિરાજે છે, કામોજી દેશાઇ રાજે છે;
માનોજી વજીર અહીં ગાજે છે. સુણો૦ ૨

લોભોજી કાજી છે કૂડો, નિંદાજી ચોવટિયો ભૂંડો;
માયાજી ખીજમતિયો લૂંડો. સુણો૦ ૩

ઉમરાવ રાગ ને દ્વેષ ફરે, ખટપટ ઈર્ષ્યાજી શેઠ કરે;

મિથ્યાત્વ અમીર ધનમાલ હરે. સુણો૦ ૪
તૃષ્ણા છડીદારે જગ લૂંટયો, અણજાણ્યો ગણી મુજને કૂટયો;
તે કાળ ભૈરવ સમ બહુ રૂઠયો. સુણો૦ ૫
આવ્યો ચઢી કર્મરાય બેટો, પલ્લીપતિ મોહરાય ચેટો;
કિલ્લો દેહલપુરીનો વીંટયો. સુણો૦ ૬
તે પ્રચંડ પરિણામી કુડો, આશય નહીં તેનો કાંઈ રૂડો;
ચોબદાર જરાસંગ તસ ભૂંડો. સુણો૦ ૭
ચૌદે પ્રગણાં ઉજ્જડ કીધાં, ઘરઘર તાળાં તેણે દીધાં;
આતમધન સૌનાં હરિ લીધાં. સુણો૦ ૮

---

## ઢાળ ૩ જી.

હાંરે મારે આસો માસે શરદ પૂનમની રાતજો—એ રાગ.

હાંરે મારે ચૌદ પરગણાંનાં સુણજો પ્રભુ નામજો,
શિરપુરી ધ્રૂજે કર્ણપુરી ઉજ્જડ થઈરે લોલ;
હાં. નાસાપુરીમાં વાસતણું નહીં ઠામજો,
રસના લબુકે દંતપુરી ભાંગી ગઈરે લોલ. ૧
હાં. હૃદયપુરી ધડકે કરપુરી થરરાટજો,
લોચનપુરી બેહાલ બની તે નિતરેરે લોલ.
હાં. માલ ન ખપતો પેટલાદને હાટજો,
બંધ થઈ જઠરાગ્નિ દુકાન ભિતરેરે લોલ. ૨
હાં. ચરમપુરી લબડે પગપુરી થઇ સ્થિરજો,
નરમ થઈ સ્તનપુરી મળદ્વારપુરી ચડીરે લોલ;
હાં. ચૌદે પ્રગણાં ઉજ્જડ કર્યાં અધીરજો,

હાહાકાર થયો વસ્તી નિર્ધન પડીરે લોલ. ૩
હાં. જીવાજી ભરદરીએ બેઠો હાલજો,
નોકર ચાકર તન દેઈ કામ ન કોઇ કરેરે લોલ;
હાં. દેહલપુર જન્મ્યો લાચાર છું લાલજો,
કરૂણાના સાગર વિણ પ્રભુ કોણ ઉદ્ધરેરે લોલ. ૪
હાં. તું મોટો છેટે પડીયો જિનરાજજો,
વિકટ પંથ વચમાં નદી સાગર ડુંગરારે લોલ;
હાં. પાંખ નથી આવું કેમ ઉડી આજજો,
લબ્ધિ નથી વળી દેવ ન સાધ્ય વસુંધરારે લોલ. ૫
હાં. સામગ્રી વિણ મોહથી સમર ન થાયજો,
મહેર કરી પ્રભુ ધર્મરાયને મોકલોરે લોલ;
હાં. સમકિત સેનાપતિની મળશે સ્હાયજો,
સુકૃત સામગ્રીથી મળશે જય ભલોરે લોલ. ૬

---

## ઢાળ ૪ થી.

### સાંભળજો સજજન નર નારી—એ રાગ

પત્ર જીવાનો વાંચી પ્રભુજી, ધર્મરાય સંભારેજીરે;
હજુર ધર્મ આવ્યા કરી આજ્ઞા, ચડો જીવાજી વ્હારે,
રક્ષણ કરીએજીરે,દુરગતિ પડતા જીવ,ધારણ ધરીએજીરે. એ આંકણી. ૧
ધર્મરાય એ ધર્મ તમારો, શરણાગતને તારોજીરે;
તો દેહલપુર જઈ જીવાને, ત્રિવિધ તાપથી ઉગારો. રક્ષણ. ૨
મંત્રિ સુબુદ્ધિ સેનાપતિ સમકિત, ચરણ કરણ ભટ લેજોજીરે,
મહા ધીઠ છે મોહ ધૂતારો, સાવધાન બહુ રેહેજો. રક્ષણ. ૩

સામ દંડ ને ભેદથી સમજે, તો જઇને સમજાવોજીરે;
આખર યુદ્ધ કરી ભવરણમાં, મોહરાયને હઠાવો. રક્ષણ. ૪
તહુત્તિ કરી પ્રભુ આજ્ઞા લઇને, ધર્મરાય ધસમશીયાજીરે;
પુણ્યઘોષણા બંભા સુણી સજ, સુભટ થયા રણરશિયા. રક્ષણ. ૫
દર્શન જ્ઞાન ચરણ તપ સેના, ચતુરંગી શુભ લીધીજીરે;
સ્યાદ્વાદ વાજી નય હસ્તી, સ્વારી શિલાંગરથ કીધી. રક્ષણ. ૬
ચરણ કરણ સિત્તરી દળ પાળા, મહાવ્રત પણ ઉમરાવોજીરે;
જ્ઞાનબિરૂદ બિરૂદાવળી બોલે, શાંતિ નેકી બજાવે. રક્ષણ. ૭
પંચ સમિતિ પચરંગી વાજાં, ધ્યાન જયંતી પતાકાજીરે;
ત્રણ ગુપ્તિની વ્યુહરચના કરી, ધર્મરાય થયા રાજી. રક્ષણ. ૮
દેહલપુર નગરીને ફરતો, મોહરાયનો ઘેરોજીરે;
જીવાજી સપડાયો તેમાં, ધર્મે પડાવ ત્યાં પ્રેર્યો. રક્ષણ. ૯
ધર્મરાય આવ્યો સુણી જીવને, આનંદ અંગ ન માયોજીરે;
મોહ ધર્મ સામો ધશી આવ્યો, મોટો જંગ મચાવ્યો. રક્ષણ. ૧૦
કષાય રૂપ ચતુરંગી સેના, પંચ વિષય વાજીંત્રોજીરે;
પાપસ્થાન અમીર ઉમરાવો, તેર કાઠીયા વિચિત્રો. રક્ષણ. ૧૧
રાગ દ્વેષ નેકી પોકારે, કૃષ્ણલેશ્યાદિક દળમાંજીરે;
અડમદ રૂપ હસ્તીપર બેશી, આવ્યો મોહ ત્યાં પળમાં. રક્ષણ. ૧૨
નિંદા ઈર્ષા ને કુલેશ્યા, કુંત નાળ કરવાળોજીરે;
વિકાર ગોળા યમના ડોળા, તૃષ્ણા નાદ વિકારો. રક્ષણ. ૧૩
કર્મપ્રકૃતિ શર ભાથામાં, ભાલા યમ જીભ જાણોજીરે;
માયાજાળ રચી વ્યુહરચના, મોહ મચ્યો મહીરાણો. રક્ષણ. ૧૪
ઉપશમશ્રેણી ક્ષાયકશ્રેણી, અપૂર્વકરણ ઈત્યાદિજીરે;

ધર્મરાયનું તોપખાનું તે, નાળ બંદુક ગોળાદિ. રક્ષણ. ૧૫
ક્ષમા ખડ્ગ ને શ્રદ્ધા ડંકો, દયા દાન સિંહનાદોજીરે;
જિન આજ્ઞા બીરૂદાવળી બોલે, સદ્દહણા અવિવાદો. રક્ષણ. ૧૬
જ્ઞાન ધ્યાન રૂપ ધનુષ્ય બાણથી, કર્મરિપુ સંહારેજીરે;
ધર્મરાજ સામગ્રી સજ કરી, આવ્યો જીવાજી વ્હારે. રક્ષણ. ૧૭



## ઢાળ ૫ મી.

દેશી કડખાની. ચંગ રણ રંગ મંગળ હુવા—એ રાગ.

દેહપુરિ પાદરે રોપી રણથંભને, બેઉ દળ ભીડીયાં સામ સામે,
સુભટ ભડભીર મહાવીર ધમશાણમાં, ઝુઝતા માંહોમાંહ્ય યુદ્ધ કામે;
યુદ્ધમાં ક્રુદ્ધ થઈ હાથ કરવાળ ધરિ, કાળ વિક્રાળ સમ સુભટ ઘુમે,
ચંગ રણ રંગમાં ઉભય દળ તત્પરા, જંગમાં આવીને ખૂબ ઝુમે. ૧
વાજી વાજી લડે ગજ થકી ગજ અડે, રથ રથી એકથી એક ભીડે,
પાયદલ સાથ પાળા લડે જોરથી, હાક સુણી રાંકને ભ્રાન્તિ પીડે;
કુંત શર નાળ કરવાળ લેઈ હાથમાં, ફેંકતા શત્રુપર કોઈ યોદ્ધા,
અધર દેઈ દંત રીસે કરી પીસતા, કાળ ભૈરવ સમા માનું ક્રોદ્ધા. ૨
પાદ પ્રહારથી ધરણિ ધ્રૂજાવતા, રાડથી પાડતા પહાડ ટૂંકો,
સુભટ શિર રણ પડે તોય તસ ધડ લડે, બિરૂદિયા કહે ન વીર માન મૂકો;
તિખી તરવાર ચપળા સમી ચળકતી, યુદ્ધમાં ખડખડે સામસામે,
નાળ જંજાળ ગોળા ઉડે જ્યાં ઘણા, માનું યમરાજ ડોળાજ ઠામે. ૩
ધર્મ આવ્યો ધશી મોહને કહે હશી, હજીય જીવાજીને જો તું છોડે,
તરત ઉઠાવી ઘેરો વળું વેગથી, જઈ મળું સ્વામીને જીવણ જોડે;
મોહ કહે મત કરો વાત જીવાતણી, એહ કેદી અનાદિથી મારો,

સમરમાં જય કરી છોડવો સુખ કરી, તારવો હોય તો આપ તારો. ૪
ધર્મ રાયે તદા મોહને મારવા, ખડ્ગ પોતે ક્ષમાનું ચલાવ્યું,
ધનુષ્ય ટંકાર કરી ધૈર્યતા આદરી, શાંતિશર વૃષ્ટિથી નભ છવાયું;
જ્ઞાન ગોળા ઉડયા સુભટ સમતા ચઢયા, ત્રાસથી મોહદળ જાય ભાગ્યું,
મોહ રથ ગત કર્યો જાય ભાગી પરો, આજ જીવાજીનું પુણ્ય જાગ્યું. ૫
ધર્મનો જય થયો પાપનો ક્ષય ભયો, એહ સિદ્ધાંત ધર્મે બતાવ્યું,
વિજય ડંકો કરી આણ જિનની ધરી, દેહપુર સર કરીને સુહાવ્યું;
કર્મબંધન થકી મુક્ત જીવો કર્યો, દેહ કારાગ્રહેથી મુકાવ્યો,
મહાવિદેહક્ષેત્ર જઈ જીવને સાથ લેઈ, સ્વામિમંધર ચરણમાં નમાવ્યો. ૬

---

### દોહરા.

પત્ર સકળ ઉપનય ભર્યો, વાંચો ધરી વિવેક;
અધ્યાતમ રસ સ્વાદનો, ઉપજે અનુભવ છેક. ૧
સકળ સ્વરૂપ સંસારનું, પત્ર કરાવે ખ્યાલ;
અથિર ગણી સંસારને, તજો મોહ જંજાળ. ૨
પત્ર ભણે પરભાતમાં, રહે ન ભવભય ફંદ;
લીલા લચ્છી સંપજે, કહે શુભ સાંકળચંદ. ૩

---

## શ્રી નેમિનાથ તથા રાજીમતિના બાર મહીના.

રાજીમતિ સતી પ્રભુને કહેરે, નેમ મારા પ્રાણ આધાર,
તોરણ આવી રથ ફેરવોરે, નહીં જદુકુળનો આચાર,
રથ વાળો પ્રભુ પાછા ફરોરે, સુણો પિઉડા ચતુર સુજાણ;
મેળો મળ્યો જુગતી જોડનોરે, ચાલો જાઇએ માંહેરા મંડાણ રથ૦ ટેક.

નવ ભવ નેહ નિવારીયોરે, સુણી પ્રભુ પશુનો પોકાર;
રાણીની વાણી ઉર ના ધરીરે, સુણો જદુકુળ શણગાર. રથ. ૨
શ્રાવણ છઠ્ઠે મન મોહનાંરે, મહેલી ગયા નિરધાર;
ઘન વરસે ઝરમર વાદળીરે, નયણે આંસુડાંની ધાર. રથ. ૩
ભાદરવો ગંભીર ગાજતોરે, નદીએ તડાતડ નીર;
પતિ મળવા નદી વહે વેગથીરે, પિઉડા ન જાણે પીડ. રથ. ૪
આસો માસે સુખડી ભલીરે, શેવ સુંવાળીની ટેવ;
ગોરી રમે જ્યમ ગોવિંદશુંરે, તેમ રમે દંપતિ દેવ. રથ. ૫
દશરાના દિન વહી ગયારે, આવી દીવાળી સુજાણ;
હજીય ન આવ્યો પિઉ આંગણેરે, ક્યાં કહું કર્મની કહાણ. રથ. ૬
કારતક માસે કેલિ કરેરે, સખી મારી પતિથી પ્રમોદ;
વેરણ લાંબી થઈ રાતડીરે, પિઉડા બિછાવું હું ગોદ. રથ. ૭
માગશરે લોક લગન કરેરે, તોરણ બાંધે છે દ્વાર;
વણ પરણે શા વાંકે તજીરે?, સુણો પિઉડા પ્રેમદા પોકાર. રથ. ૮
પોશે તે શોષ ઝાઝો પડેરે, ટાહાડ પડે વા વાય;
તમંરાં લાગે કટુ કાનનેરે, ઘડીય ન વિરહ વેઠાય. રથ. ૯
મહા માસે બેશીને માંહ્યરેરે; નિરખ્યો ન મ્હેં જગનાથ;
ચોરીમાં બેશીને નાવલેરે, ઝાલ્યો ન જમણો હાથ. રથ. ૧૦
રાજ વસંત ખીલ્યો ઘણોરે, ખીલ્યાં છે વનફળ ફૂલ;
ફાગણ હોરી ખેલે શિશુરે, ઉડાવે અબિલ ગુલાલ. રથ. ૧૧
કેળતણાં ઘર વિરચી રમેરે, દંપતિ ઉપવન વાટ;
બેશી સજોડે હિંચે હિંચકેરે, રંગે રમે છે ચોપાટ. રથ. ૧૨
ચૈતર માસે ચંપો ફૂલ્યોરે, ફુલી ઘણી ફુલ જાત;

મધુકર માલતિ વિરહે કરેરે, કેસુડે ઝંપાપાત. રથ. ૧૩
વૈશાખે આંબાવાડીયાંરે, ફળ ભારે લચકાય;
કોયલડી ત્યાં ટહુકા કરેરે, વિરહિણી સુણી અકળાય. રથ. ૧૪
જેઠ તપે ભૂતળ તાપથીરે, તેમ તપે વિરહિણી નાર;
ધરણીની વ્હારે ઘન ઉતર્યોરે, પણ નાવ્યો પ્રાણઆધાર. રથ. ૧૫
માસ અષાઢો વરસે ઘણોરે, ઝબુકે વિજળીયો ચોપાસ;
બપૈયો પેઉ પેઉ ઉચ્ચરેરે, મન મારૂં પિઉડાની પાસ. રથ. ૧૬
શ્રાવણ શુદી છઠને દિનેરે, સહસાવન પ્રભુ જાય;
દીક્ષાથી પંચાવન દિનેરે, નિરમળ કેવળ થાય. રથ. ૧૭
સતીય શિરોમણી રાજીમતીરે, સુણી આવ્યાં સખીયો સંગાથ;
હાથ ન ઝાલ્યો પ્રભુ ચોરીમાંરે, માથે મૂકો હવે હાથ. રથ. ૧૮
દીક્ષા પાળી કેવળ લહીરે, દંપતિ લહે શિવવાસ;
અવ્યાબાધ સુખ સંપજેરે, સાદી અનંત નિવાસ. રથ. ૧૯
જે ભવિ બારે મહિના ભણેરે, સફળ જનમ તસ થાય;
મહાવીર મંડળી દંપતિ નમેરે, સાંકળચંદ ગુણ ગાય. રથ. ૨૦

## કોશ્યા અને સ્થૂલિભદ્રજીનો સંવાદ.

### પૂનમ ચાંદનીનો રાગ. સાખી વગરનો સાદો.

ચાર ઘડીની અવધિ કરી પિઉ દરબારે ગયારે,
હજીય ન આવ્યા મારા છેલ છબીલા નાથ;
કોશ્યા વેશ્યા વિરહાનળથી વ્યાકુળ થઈ ઘણીરે. ૧
માળ અટારી ચડી ઘડી ઘડી ખડકીએ રહુ ખડીરે,
પિઉનો પ્રેમપંથ ભાળું ભરી નયણેં નીર;

વેરણુ રાત અને દુઃખ દેનારા દ્હાડા થયારે. ૨
મોહુન પ્રેમ મંત્રથી પ્રેમ ઘેલી પ્રેમદા કરીરે,
પિંડ સંસાર સ્વરૂપથી બુઝ્યા સ્થૂલિભદ્ર વીર,
દીક્ષા લેઇને દીધો ધર્મલાભ નૃપ મંદિરેરે. ૩
દીક્ષા શિક્ષા ગુરૂ આજ્ઞા લેઈ ચાતુરમાસમાંરે,
આવ્યા બોલ પાળવા મુનિ કોશ્યાને ઘેર;
થાળ ભરીને મોતીડે વધાવ્યા કોસ્યાએ મુદારે. ૪
રાજ પધારો આપણુ રમીએ રસભર રંગથીરે,
પ્રાણુજીવન માથાના મુગટ હૈયાના હાર;
પ્રભુ તમ માટે મેં માન્યાં બહુ દેવી દેવલાંરે. ૫
રૂપ કળા ભર જોબન ચપળા કે શું અપ્સરારે,
મૃગનયની વરસાવે હાસ્ય વિનોદનું પૂર;
વદનકમળમાં રસભોગી ભમરા મુંઝાઈ મરેરે. ૬
કટાક્ષ ભમર બાણુથી ઘાયલ થાય ભલા ભલારે,
પણુ મુનિ ધિરવીર સ્થૂળિભદ્ર ડગ્યા ન લગાર;
•મેરૂ ચળે પશ્ચિમ રવિ ઉગે પણુ મુનિ ના ચળેરે. ૭
કોશ્યા ઊઠ હાથ દૂર રહી દીલ ચાહે તે કરોરે,
કોશ્યા કરો પ્રતિજ્ઞા તો રહું ચાતુર માસ;
પરઠી ચિત્રશાળીમાં ભાગ્યશાળી જઈ ઉતર્યારે. ૮
ખટરસ ભોજન ચિત્રશાળી સુખ ચાતુરમાસનાંરે,
પરિચય હાવભાવ એ મદન દેવનાં શસ્ત્ર;
બ્રહ્મા વિષ્ણુ શંકર હુણાય પણુ મુનિ ના ડગ્યારે. ૯
આ સંસાર અસારે સાર સકળ સુલોચનારે,
પ્રત્યક્ષ ભવ મીઠો પરભવ દીઠો કેણે નાથ,

એ સુખ છતું તજી આ કાય કલેશ કયાં આદર્યોરે. ૧૦
સાર ન સંસારે શ્રી ધરમ પરમ આધારછેરે,
દુરગતિ પડતા જીવને ધારણ કરવા નાવ,
નરકની બારી મળક્યારી નારી કહી કારમીરે. ૧૧
યોવનરસ ઝીલો પછી લેઈશું દીક્ષા આપણેરે,
હું માલતીને પ્રભુ તું મધુકર મારો નાથ,
છેલ છબીલા છોડું ન છેડો હું જીવતાં લગીરે. ૧૨
જુવાની જાવાની ચાર દિવસની ચાંદણીરે,
ઘોર અંધારી રયણી પછી પસ્તાવો થાય,
કાચનો કુંપો પટક્યો કટકો કામ ન આવશેરે. ૧૩
પહેલાં તો પ્રભુ જ્ઞાનની ઝીણી વાત ન જાણતારે,
કોઇક ધૂતારો મળીયો ભોળવીયા રાજ,
કાચું હૈયું કરીએ કદીય ન મારા નાહલારે. ૧૪
પહેલાં સુંદરી મેં તુજ સંગે કાળ ગમાવીયોરે,
બાળક ધૂળમાં લોટી માથે ઘાલે ધૂળ,
પણ સમજ્યા પછી તે પાછો ધૂળમાં લોટે નહીંરે. ૧૫
રસભોગી રશીયા સજજનની પ્રીત ન વિસરેરે,
ખટકે દિવસ રાત બેધક જાણે તે વાત,
નિર્દય નાગર જાત ન જાણે પરની આપદારે, ૧૬
પ્રીત વધે રાગે સંસાર વધે અતિ રાગથીરે,
રાગ તજી નિરમમ થઈ સ્વ પર સમય સાવધાન,
તો ભવ દરીએ તરીએ વરીએ શિવવધુ વેગથીરે. ૧૭
શિવવધુ સંજોગી પરભોગીને કોણ ભોળવેરે,
એ અણુઘટતું ન કરો ચતુર શિરોમણી નાથ,

શોકલડીનું સાલ મને મનમાં સાલે ઘણુંરે. ૧૮
જાણે પણ જ્ઞાની શિવસુખ મુખથી નવ કહી શકેરે,
જગમાં વસ્તુ વિના શી ઉપમા દે જિનદેવ,
સ્વાદ ન જાણે ખાખરની ખીલી સાકર તણોરે. ૧૯
કળ બળથી ન વળ્યું તો છળે નાટકથી છેતરૂંરે,
ઢાંકયો પાવક પ્રકટે કોરા રહેશો કેમ ?
રંગ અનંગ અંગ ચેષ્ટાથી સ્થૂળીભદ્ર ના ચળ્યારે. ૨૦
નાટક ભવ ભવને ભજવીને વેષ વિવિધ કર્યારે,
માત પિતા સુત દુહિતા ઉલટ પલટ સંસાર,
કલ્યાણી એ મોહની મમતા કુડી વારીએરે. ૨૧
વહાલા નંદનૃપે તેડયા તમને દરબારમાંરે,
મારો મોહ તજી નવ જાતાં ચાલે જીવ,
પણ મેં કોલ લેઈને મોહન તમને મોકલ્યારે. ૨૨
કલ્યાણી તેં મોકલીયો તો મમ કારજ સર્યુંરે,
મારગમાં મળીયા સંભૂતિવિજય અણગાર,
સંજમ સમકિત આપ્યું તે દેવા અહીં આવીયોરે. ૨૩
સ્વામી સમકિત શુદ્ધ સ્વરૂપ કહી દેખાડીએરે,
કોશ્યા સમતાને ઘેર આવી બોલી બોલ,
નાથતણા પંથે ચાલે તે નાર પતિવ્રતારે. ૨૪
દ્વાદશ વ્રત સમકિતમૂળ શ્રાવકનાં મુનિ શિખવેરે,
નિરતિચાર પાળંતાં અલ્પ થાય સંસાર,
કોશ્યા સ્થૂળથી દ્વાદશ વ્રત શ્રાવકનાં આદરેરે. ૨૫
પ્રતિબોધી વેશ્યા ચોમાસું ઉતરે આવીયારે,
ગુરૂની પાસે દુઃકર દુઃકર કહે ગુરૂરાજ,

વેશ્યા ઘર ગળીકુંડે રહી વણુ ડાઘે નીકળ્યારે. ૨૬
ધન્ય ધન્ય સ્થૂળીભદ્ર ધન્ય કોશ્યાના અવતારનેરે,
કોઈ પર્વતપર કોઈ એકાંતે સાધે કામ,
પણ એ મુનિએ કામઘરે રહી કામને સાધીયોરે. ૨૭
શિયલ સોભાગી એવા મુનિ પરભાતે ધ્યાવતાંરે,
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ પ્રકટે સાંકળચંદ,
મંગળમાળા લચ્છિ વિશાળા સુખસંપદ મળેરે. ૨૮



## શ્રી નેમિનાથ રાજીમતિના સંવાદ–ગરબો.

### શામળીયા વહાલા રહો વેગળારે—એ રાગ.

વહાલા આઠ ભવાંતર પ્રીતડીરે, તજી જાવું ન સજ્જન રીતડીરે;
દયા આણો નગીના નેમરે. શામળીયા વાળો રથ સાહ્યબારે. ટેક.
કુડી પ્રિત અનાદિની વિષ ભરીરે, તે રીતે કરતાં દુઃખ દરીરે;
નિરાગીની નિરવિષ પ્રિતરે. કલ્યાણી મોહ તજો કારમોરે. ૨
પશુડાંનો પોકાર હૈયે ધરીરે, દયા રાણીની આણી ન ઢીલ જરીરે;
આવો પ્રેમ પટંતર કેમરે. શામળીયા. ૩
સર્વ ધર્મનું મૂળ કહી દયારે, સૌ જીવ સમાન કરો મયારે;
ભૂરી હિંસા એ લગ્ન નિમિત્તરે. કલ્યાણી. ૪
જાન જોડીને આવંતા જશ લહ્યોરે, પાછા વળવાથી ફજેતો થયોરે.
બોલ મોટાનો બોલ્યો ન જાયરે. શામળીયા. ૫
સંસાર વધે જે જાનથીરે, તે જાનથી શ્યો જશ માનનીરે;
જોડું શિવવધુ વરવાને જાનરે. કલ્યાણી. ૬
પ્રભુ રાજસભામાં લાજશોરે, તજી રાણીને કેમ તમે ગાજશોરે?,
નારી વગર શો નેહલો હોયરે?. શામળીયા. ૭

જે રાજને અંતે દુરગતિરે, તે રાજ્યસભા ન ઇચ્છું સતીરે;
નારી નેહુથી રાગ અથાગરે. કલ્યાણી. ૮
પ્રભુ પ્રેમ કલ્પતરૂ છેદીયોરે, તમે જોગ ધતૂરો રોપીયોરે;
મળ્યો ચતુર ગુરૂ પ્રભુ કોકરે. શામળીયા. ૯
અમે યોગ કલ્પતરૂ મન ધર્યોરે, પૂર્ણ પ્રેમ સ્વધર્મથી આદર્યોરે;
નિજ સ્વરૂપ ગુરૂ મમ જ્ઞાનરે. કલ્યાણી. ૧૦
કરી પ્રેમને નિરવાહે સહીરે, તે કોઈક વિરલા જગમહીંરે;
વીતરાગથી રાગ ન હોયરે. શામળીયા. ૧૧
પ્રેમઘેલી શું સમજો પ્રેમમાંરે, શુદ્ધ પ્રેમ સ્વધર્મની નેમમાંરે;
એનો કરશું સદા નિરવાહરે. કલ્યાણી. ૧૨
સખી કહેતી હતી વર શામળોરે, મેં જાણ્યો શ્વેત ગુણે મળ્યોરે;
સખી સાચી એ લક્ષણે થાયરે. શામળીયા. ૧૩
શિવવધુ સંજોગી અનેકથીરે, ન ઘટે ભોગવવી નેકથીરે;
જાય ટેક ને ન રહે વિવેકરે. શામળીયા. ૧૪
પણ રાગીથી રાગ જો કીજીએરે, તો પ્રેમરસ પ્યાલો પીજીએરે;
નિઃસ્નેહીથી સ્નેહનો છેહરે. શામળીયા. ૧૫
પાર આવે ન યુક્તિ કુયુક્તિનોરે, જો પાર લેવો હોય મુક્તિનોરે;
તો આદરો સંજમ સારરે. કલ્યાણી. ૧૬
ભવચક્ર વિષે ભુલાં ભમ્યારે, છેદન ભેદન બંધન ખમ્યારે;
જીભે કહેતાં ન આવે પારરે. કલ્યાણી. ૧૭
સુત માતપિતા ભગિની ત્રીયારે, એક બીજાથી સગપણ બહુ કીયારે;
આહા! ઉલટ પલટ સંસારરે. કલ્યાણી. ૧૮
કોઇ કોઇથી પ્રીત સગાઇ નહિરે, ઇંદ્ર જાળને સ્વપ્ન સમી સહીરે;
એક ધરમ પરમ આધારરે. કલ્યાણી. ૧૯

પ્રભુ નિષ્કારણ જગગુરૂ મળ્યોરે, મારો ભવોભવનો ફેરો ટળ્યોરે;
મટ્યો મોહ મહા અંધકારરે. પ્રભુજી આણા હું શિર ધરૂંરે. ૨૦
પ્રભુ ચોરીમાં હાથ ન આંપીએરે, દેઈ દીક્ષા કર શિર થાપીએરે;
હુંતો સંજમ લેઉં શ્રીકારરે. પ્રભુજી. ૨૧
સતી રાજીમતિ પ્રભુ હાથથીરે, લેઈ દીક્ષા શિક્ષા નાથથીરે;
વર્યા દંપતી શિવવધુ સારરે. પ્રભુજી. ૨૨
સાચો પ્રેમ એ દંપતીસમ કરોરે, જુઠો મોહ જગતનો પરિહરોરે;
જેથી પામો ભવજળ પારરે. પ્રભુજી. ૨૩
જે નરનારી ગુણ ગાવશેરે, તે પરમ મહોદય પાવશેરે;
સાંકળચંદ સમરે સવારરે. પ્રભુજી. ૨૪



## શ્રી સદ્‌ગુરૂની ગુંહળી.

હાંરે મારે આસો માસે શરદ પૂનમની—એ રાગ.

હાંરે મારે ગુરૂ ગુણું દરીયો ભરીયો નવિ છલકાયજો,
જ્ઞાન તરંગની લ્હેરો નિશદિન ઉછળેરે લોલ;
હાં. જ્ઞાનાદિક રયણે ગંભીર મુનિરાયજો,
પરિસહ નદીયોનાં પૂરથી તે નવિ ચળેરે લોલ. ૧
હાં. પંચ મહાવ્રત પંચામૃત ક્ષિરનિરજો,
પાવન કરતા નિજ પર કલિમલ પરિહરેરે લોલ;
હાં. ભવિજન પંખી આવી બેસે તિરજો,
શાંત સુધારસ પાન કરી ભવ ભય હરેરે લોલ. ૨
હાં. અડ પ્રવચન માતા પ્રવહણ નિરધારજો,
ચરણ કરણના ગહન થંભથી શોભતુંરે લોલ;

હાં. છકાય જીવ રક્ષણ કરી તારે પારજો,
પુણ્ય પવન સંયોગ થકી નવ શોભતુંરે લોલ. ૩
હાં. ગુરૂગુણ સાગર મનગાગર ન સમાયજો,
સ્હેજ માત્ર ગુણ ભક્તિ ભાવથી ઉચ્ચર્યારે લોલ;
હાં. શાંતદાંત ગીતારથ મહા મુનિરાયજો,
સત્તાવિશ ગુણ ગણુથી જેહ અલંકર્યારે લોલ. ૪
હાં. એવા મુનિને નમતાં નવનિધ થાયજો,
ભવફેરીની શેરીમાં જીવ નવી ભમેરે લોલ;
હાં. ગુરૂ પદપંકજ મન મધુકર લપટાયજો,
એવા ગુરૂને સાંકળચંદ સદા નમેરે લોલ. ૫



## વાર્ષિક મહોત્સવનું ગાયન.

### મંડપ રચ્યો આજ—એ રાગ.

જય જિનશાસન જગ તાજ, ઓચ્છવ કર્યો આજ; (૨)
વાર્ષિક ઓચ્છવ છે આજે, નૃત ગાનતાન ધ્વનિ ગાજે;
મંગળ વાજીંત્રો વાજે, દિશી બહેરી થઈ અવાજે;
મળી સર્વે જૈન સમાજે, પધારી કરી સાજ. ઓચ્છવ૦ ૧

આ રાજનગરમાં રાજે, મંદિર પ્રભુ ધર્મ બિરાજે;
ત્યાં ઓચ્છવ કીધો આજે, હરખે લઘુ જૈનસમાજે;
સિંહાસન સુંદર છાજે, ત્યાં બેઠા જિનરાજ. ઓચ્છવ૦ ૨

ભવિજન શ્રુત જ્ઞાન સમાણી, જગમાં વસ્તુ નહીં જાણી;
સ્થાપો શાળા ગુણ ખાણી, શુભ જ્ઞાન દાન દ્યો જ્ઞાની;

નિજ સફળ કરો સુકમાણી, વધારો રૂડી લાજ. ઓચ્છવ૦ ૩
ઓચ્છવ ગાયો આનંદે, રચી રચના સાંકળચંદે;
રહીએ જિનપદ અરવિંદે, ફરી ફરીએ નહીં ભવ ફંદે;
લઘુ જૈન સભા જિન વંદે, જય બોલો સકળ સમાજ, ઓચ્છવ૦ ૪

## જગત્માં કોણ જારી રહ્યું ?

રાગ કાફી—મહીનું મૂલ બતાવ એ રાગ.

જગમાં ન રહ્યું કોઈ જારી, રામ શંભુ કે મોરારી. જગ૦ ટેક.
જસ ઘર નોબત ડંકા વાગે, નાટારંગ થાય ભારી;
ગજ ઝુલે ને હય ખોંખારે, કાગ ઉડે તસ દ્વારી;
વિષમ ગતિ કાળની ન્યારી. જગમાં૦ ૧
છપ્પનપર જ્યાં ભુંગળ વાગે, ખર ભુંકે ત્યાં અપારી;
રાય હતા તે રંક બન્યા કઈ, શ્રીપતિ થયા ભિખારી;
ભિખારી થયા છત્રધારી. જગતમાં૦ ૨
પાતાળમાં પાયા નાંખીને, મહેલ બનાવ્યા અપારી;
કીર્તિસ્થંભ અવનિપર રોપી, માલિક ગયા વિસારી;
ખબર ન લે કોઈ દા' રી, જગમાં૦ ૩
સ્થાઈ નથી કોઇ વસ્તુ જગતમાં, તન ધન યોવન નારી;
સાંકળચંદ અમર આત્મા આ, ભજવે વેષ અપારી;
પ્રભુભજનથી ભવ પારી. જગમાં૦ ૪

# પ્રસ્તાવિક પ્રબંધ.

## સ્વર્ગસ્થ શ્રી વિજયાનંદ સૂરીશ્વર ( આત્મારામજી ) નું સંક્ષિપ્ત જીવન નિર્વાણ વૃત્તાંત.

ભવિ તમે વંદોરે ગિતારથ ગચ્છરાયા—એ રાગ.

ભવિ તમે વંદોરે શ્રી ગુરૂ આતમરાયા.
પાપ નિકંદોરે સફળ કરો નિજકાયા. એ ટેક.
શ્રી ગુરૂ દરીયા ગુણના ભરીયા, હૃદય કમળમાં ધરીએ;
પ્રહ ઉઠી ગુરૂના ગુણ ગાઇએ, રસના પાવન કરીએ. ભવી. ૧
દેશ મનોહર શ્રી પંજાબે, સુંદર લ્હેરા ગામે;
સંવત ભુવન ખંડ વસૂ ચંદ્રે, (૧૮૯૩) જન્મ સુગુરૂજી પાવે. ભ. ૨
બ્રહ્મક્ષત્રી પૂર્વાશ્રમ જ્ઞાતી, પામ્યા જગ વિખ્યાતી;
જનક ગણેશચંદ્ર કુળ દીવો, પૂર્ણ ચંદ્રસમ કાન્તી. ભવી. ૩
માતા રૂપદેવીના જાયા, દીત્તા નામ કહાયા;
જોદ્ધામલજીને સોંપીને, સ્વર્ગે તાત સિધાયા. ભવિ. ૪
પૂર્ણ ચંદ્ર ભક્તિ શશિ વર્ષે, (૧૯૧૦) જીવણરામજી પાસે;
ઢુંઢક મતમાં દીક્ષા લીધી, આતમરામ ઉલ્લાસે. ભવી. ૫
શ્રુતસાયરનું મથન કરીને, સાર સકળ મન ધાર્યો;
વ્યાકરણ ન્યાય તર્ક કંઠાગ્રે, કરી ઢુંઢક મત વાર્યો. ભવી. ૬
વિશ્નુચંદ્રજી આદે મુનિએ, ઢુંઢક ઋખને છોડયા;
સહસ્ત્રગમે ઢુંઢક પ્રતિબોધી, જિન શાસનમાં જોડયા. ભવી. ૭

દેશ વિદેશ વિષે વિચરંતા, ગુર્જરમાં ગુરૂ આવ્યા;
રાજનગરને પાવન કરીને, સંઘ સકળ મન ભાવ્યા. ભવી. ૮
યુગ્મ ભુવન ભક્તિ શશિ વર્ષે, (૧૯૩૨) બુદ્ધિચંદ્ર ગુરૂ પાસે;
જિન પ્રતિમા જિન સરખી જાણી, દીક્ષા લે ફરી ખાસે. ભવી. ૯
કુમત કુતર્ક હઠાવા ઉગ્યો, અભિનવ સૂર કળિકાળે;
ઢુંઢક પંથ નિવારી ગુરૂજી, જિનશાસન અજુઆળે. ભવી. ૧૦
ભવરણ તાપ તપિત ભવિજનને, શિતળ સુરતરૂ છાંયા;
જિન વચનામૃત પાન કરાવી, પ્રતિબોધે ગુરૂરાયા. ભવી. ૧૧
ન્યાયાંભોનિધિ બિરૂદ તે લીધું, સંઘે સૂરિપદ દીધું;
ખટદર્શન પંડિત પદ પામ્યા, કારજ સઘળું સીધ્યું. ભવી. ૧૨
એવા ગુરૂના નામ સ્મરણથી, જીતે ભવની બાજી;
સેવક સાંકળચંદ હૃદયમાં, ગુરૂભક્તિ રહી ગાજી. ભવી. ૧૩

---

## ઢાળ બીજી. સ્વર્ગવાસની.

અર્હણક મુનિવર ચાલ્યા ગોચરી—એ રાગ.

એહેવા મુનિવર ક્યાં મળશે હવે, શ્રી ગુરૂ આતમરામરે;
જંગમ તીરથ સુરતરૂ ક્યાં ગયો?, સંઘ સકળ વિશરામરે. એહેવા. ૧
શાસન સુબોરે ઉઠી ચાલીયો, જે સુવિહીત અણગારરે;
પરમતવાદીરે સિંહ શિરોમણી, નિરાધાર આધારરે. એહેવા. ૨
યુગ્મ બાણ ભક્તિ શશિ વર્ષમાં. (૧૯૫૨) ગુજરાંવાળા ગામેરે;
શુકલ અષ્ટમીરે પેહેલા જેઠની, કાળ કર્યો તે ઠામેરે. એહેવા. ૩
ક્યાં દિન ઉગ્યોરે આજ કષાયનો?, હીરો શુભ હરતાયોરે;
આજ અમંગળ જગમાં જાણીયો, કાળધર્મ ગુરૂ પાયોરે. એહેવા. ૪

પૂછ્યા પ્રતિઉત્તર કોણ આપશે?, સંઘ સાજ્ય કોણ કરશેરે?;
કરૂણાસાગર ક્યાં મળશે હવે?, ક્યાં જઈ સંશય ટળશેરે?. એહવા. ૫
ધર્મધુરંધર ધોરી ભાગીયો, જ્ઞાન દિવાકર ડૂબ્યોરે;
શાસનમાંથીરે સિંહ સિધાવીયો, સુરલોકે ગુરૂ પૂગ્યોરે. એહવા. ૬
આતમરામ સુનામ પ્રસિદ્ધ છે, આનંદવિજય સંવેગીરે;
શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરૂ, જગપંડિત સુવિવેકીરે. એહવા. ૭
ભવ અટવીમાંરે શિતળ સુરતરૂ, જળનિધીમાં જેમ ઝાઝરે;
અશરણ શરણ કૃપા કર મુનિવરૂ, આલંબન ગુરૂ રાજરે. એહવા. ૮
તે ગુરૂ નિશદિન સૌને સાંભરે, જે અતિશય ઉપકારીરે;
પદપંકજ મન મધુકર મોહી રહ્યો, સાંકળચંદ સંભારીરે. એહવા. ૯
પરભાતે ઉઠી ગુરૂગુણ ગણો, ધ્યાન ગુરૂનું ધારેરે;
આતમરામ રટણ જે નિત્ય કરે, દુરગતિ દૂર નિવારેરે. એહવા. ૧૦

---

## જૈનીયોની ઐકયતા થવાની યોજના.

### દોહરા.

જૈનોની ઉન્નતિ તણો, વિષય ઘણો ગંભીર;
પાયો ઉન્નતિ મેહેલનો, ચણો ઐકયતા વીર.
જૈનિબંધુની ઐકયતા, થાય હાલ શી રીત;
તે કારણને વર્ણવું, સુણો સજ્જન ધરી પ્રીત.
અમુક સાધુ શ્રાવક થકી, નથી કાંઈ મુજને દ્વેષ;
ધર્મ લાગણી ઉર ધરી, કહું કથન લવલેશ.

### હરિગીત છંદ.

જે રાજ્યમાં નહીં સલાહશાંતિ પ્રજામાં વિગ્રહ યથા,

રાજા યથા પ્રજા તથા એ નિયમ જાણો સર્વથા;
ગણુ એકના નિગ્રંથ મુનિમાં ઐકયતા દિસે કહીં,
તો જૈનીયોની ઐકયતાનો સર્વથા સંભવ નહીં. ૧
ધર્મોપદેશક સરળ તો સૌ સરળ સેવક જાણવા,
ધર્મોપદેશક વક્ર તો તસ વક્ર સેવક માનવા;
વક્તાતણું પ્રતિબિંબ શ્રોતા હૃદય દર્પણમાં સહી. તો. ૨
કોઈ આપચ્છંદી દ્રોહી ગુરૂના ગચ્છ મર્યાદા નહીં,
નહીં સંઘમાં કોઈ પૂછનારૂં સંઘઆણા કયાં ગઈ;
બોજારૂપે એ જૈનીયોપર કુગુરૂ કર્મ કથા રહી, તો. ૩
વળી દુરાચારી વેષધારી કૈક નજરે ભાળીએ,
પણ દૃષ્ટિરાગે અંધ બનીને ગચ્છથી નવ ટાળીએ;
વાગ્જાળી પંડિત આપ સ્તુતિ પર દોષ બોલે મદ વહી, તો. ૪
ગુરૂ એકના બહુ શિષ્યમાં પણ હાલમાં નહીં ઐકયતા,
લઘુ ગુરૂતણો ન વિવેક છેકજ મતમતે પાંડિત્યતા;
સંવત્સરોનાં ખામણાં અન્યોન્ય મુનિ ખામે નહીં, તો. ૫
નહીં સંઘનાયક ગચ્છનાયક વ્યવસ્થા નહીં હાલમાં,
કોઈ કોઇનું માને નહીં કળિકાળ આવ્યો ભાળમાં;
મુનિ ગૃહસ્થથી લાજે નહીં વળી ગૃહસ્થ પણ લાજે નહીં. તો. ૬
જો સાધુમંડળ ઐકયતા કરી દુરાગ્રહને પરિહરે,
પાછી શ્રાવકોની ઐકયતાની યોજનાઓ આદરે;
સંસારી ધાર્મિક બંધ બાંધે સંઘનાયક શિર લહી,
તો જૈનીયોની ઐકયતા ચઢતીકળા પ્રતિદિન સહી. ૭

માલિનો છંદ

અતિ રતિ સમ મારી, પંડિતોમાં ન સારી;

ભુલ ચુક કદિ ભારી, હોય તો લ્યો સુધારી.
પણ વિગત વિચારી, વાંચતાં લાભકારી;
ગુણિજન ગુણકારી, કોપકારી વિકારી. ૧

દોહરા.

સકળ સાધુ મંડળ મળી, કરો ઐકયતા આજ;
એ ગુણના અનુકરણથી, સુધરે જૈનસમાજ. ૧
જૈનીબંધુઓ ઐકયતા, કરો સકળ ભવિવૃંદ;
સાંસારિક ધાર્મિક સ્થિતિ, સુધરે સાંકળચંદ. ૨

---

## જૈનોન્નતિના વિચાર.

### હરિગીત છંદ.

સંસાર પારાવારનો નિસ્તાર કરવા ધારીએ,
ધાર્મિક વ્યવહારિક નૈતિક રીતભાત સુધારીએ;
દુ:ખદાઈ દુષ્ટ રિવાજ ટાળી સંપ કરીએ સર્વદા,
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની.સદા. ૧
ધરી દેહ દેશ સ્વજાતિની જરી દાઝ જેણે ના ધરી,
ધિ:ક જન્મ તે ધનવાનનો જનનિ વૃથા ભારે મરી;
નિજધર્મિને દ્રઢ ધર્મમાં કરી સાહ્ય કરીએ જો મુદા,
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની સદા. ૨
આભાસ તત્ત્વાતત્ત્વનો શ્રુતજ્ઞાનથી પ્રકટે ખરો,
તે જ્ઞાન કુથ્થા ખાય કરડી ખંત રાખી ઉદ્ધરો;
કરી જિર્ણચૈત્યોદ્ધાર ટાળો તીર્થની સૌ આપદા.
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની સદા. ૩

ધાર્મિક વ્યવહારિક આપો જ્ઞાન સંતતિને ભલું,
નીતિ સાથ શિક્ષણ આપીએ નિજ પુત્રીઓને નિર્મળું;
ભાવિ પ્રજાપર છાપ પડશે માત સદ્‌ગુણની મુદા,
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની સદા. ૪

વૃદ્ધ બાળલગ્ને દાટ વાળ્યો દેશ ને નિજ જાતમાં,
નિજ પુત્રી વેચે નીચ કાળ કસાઈ કુડા ઘાટમાં;
ભુંડાં ફૂટાણાં લગ્નટાણે ગાય નહિ ખ્હેનો કદા,
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની સદા. ૫

દિન એકના વાળુ વિષે લખલૂટ ખરચ ન વાવરો,
દીન જૈનબંધુ ઉદ્ધરો એ સ્વામિવત્સળ છે ખરો;
શ્રીમાન દીનનું ભાન લાવે હૃદય કોમળમાં મુદા.
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની સદા, ૬

કુસંપ કજીયા ભિન્નતા તજી એકતા સૌ આદરે,
કોન્ફરન્સ હેતુ સફળ કરવા અમલ આજ્ઞાનો કરે;
ધાર્મિક વ્યવહારિક બાંધી બંધ કરીએ કાયદા,
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની સદા. ૭

અન્યોન્ય ભ્રાતૃભાવથી સૌ મદદ ભાઇઓની કરે,
દીનબંધુને ધનવાન ધંધામાં લગાડી ઉદ્ધરે;
શુભ છંદ સાંકળચંદ ભાખે સંપથી સુખ સંપદા,
તો જાય અવનતિ થાય ઉન્નતિ જૈનબંધુની સદા. ૮

# જૈન બંધુઓને જાગૃત થવા વિનંતિ.

## ભુજંગીછંદ.

સુણો સર્વ શ્રોતાજનો સ્નેહ આણી, ધરો ધર્મનો ટેક કરવા કમાણી;
સદા ન્યાયને નીતિનો પક્ષધારો, ખરી વાતનો ખ્યાલ ચારો વિચારો.
કરો એક ભંડોળ ભારે અપારી, સીદાતા જનોની કરો સાહ્યસારી;
સ્વધર્મિં ઘણા દુઃખિં દેખો હજારો, ખરી૦ ૨
જુવો જ્ઞાન ભંડાર વિસ્તારવાળા, થયા જીર્ણ કુથ્થા ભખે છે ભુખાળા;
લખાવી સુધારી કરોને ઉદ્ધારો, ખરી૦ ૩
જુવો ગ્રંથ વિચ્છેદ પામે અથાગો, અરે જૈનીઓ ઉંઘથી આપ જાગો;
થતી જ્ઞાન આશાતનાને નિવારો, ખરી૦ ૪
ઉઘાડો તમે જૈન કોલેજ સારી, કરાવો સદા જૈનં અભ્યાસ જારી;
કરો બાળકોની સ્થિતિનો સુધારો, ખરી૦ ૫
કરો જૈનશાળા ઘણી ઠામ ઠામે, ધરો પુસ્તકો સંગ્રહસ્થાન કામે;
થશે લાભ જેથી અગાડી અપારો, ખરી૦ ૬
અહો જૈનબંધુ વદું શું વધારે, બધી વાત જાણો ન છાનું લગારે;
કરો આંખ આડા નહીં છેક ચારો, ખરી૦ ૭
કરે દાન કીર્તિ વિષે સર્વલોકો, ઘણું દ્રવ્ય ખરચાય છે થોક થોકો;
અકાળે થતી વૃષ્ટી આપે વિકારો, ખરી૦ ૮
ખરેખાત નીતિ તણો દ્રવ્ય સારો, વરે અલ્પને લાભ પામે અપારો;
પ્રતિષ્ઠા વધે બોલ બોલાય સારો, ખરી૦ ૯
સદા સુજ્ઞ ગ્રહસ્થો વિચારો વિવેકે, કરો જ્ઞાન ઉદ્ધાર નિજ ધર્મ ટેકે;
અરે મિત્ર મારા વિનંતિ સ્વીકારો. ખરી૦ ૧૦

# દેશોન્નતિના ઉદ્ગાર.

## હરિગીત છંદ.

બહુ તંતુથી બંધાય ગજ આલાનસ્તંભ વિષે યથા,
બહુ બુદ્ધિબળ ને એકતાથી કામ સૌ સીઝે તથા;
હિંદુ અને મોહોમેડન મળીને સંપ કરીએ સર્વદા,
તો જાય અવનતિ થાય ઉન્નતિ દેશની ચડતી સદા. ૧
દેશાભિમાને ધર્મના મત ભેદ જોવાના નથી,
ભારતનિવાસી ભ્રાતૃભાવે ઉન્નતિ કરીએ મથી;
નિજ દેશ દોલત દેશથી પરદેશ જાય ન જો કદા. તો૦ ૨
રમણિક વાડી વિશ્વની ભારતભૂમિ ફૂલી ફળી,
રસકસ ભરી છે ખનિજખાણી હિંદમાતા નિર્મળી;
પણ સંપ ને ઉદ્યોગથી દૂર થાય સઘળી આપદા. તો૦ ૩
ખટ દર્શનોના પંથ બહુ મતભેદ ઊંડા દેશમાં,
દેશોન્નતિના કંટકો સમ નડે ધર્માવેશમાં;
જો ધર્મગુરૂ કરી સંપ દે ઉપદેશ ઉન્નતિનો મુદા. તો૦ ૪
હુન્નરકળા નિજ દેશમાં શોધી નવા દાખલ કરો,
સૌ ચીજ પાકે દેશમાં કારિગરિથી ઉદ્ધરો;
દેશી સ્વદેશી માલ લ્યો પરદેશનો નવ લ્યો કદા. તો૦ ૫
દેશી બનાવટ જોઇ તેની નકલ પરદેશી કરે,
કરી ટાપટીપ તકલાદી ચીજો આપણી પાસે ધરે;
પણ દ્યો ઉત્તેજન દેશના કારિગરોને સર્વદા. તો૦ ૬
હુન્નરકળા પરદેશીઓ આ દેશથી શિખી ગયા,
પ્રતિબંધ ગમન વિદેશનો પશ્ચાત આર્યજનો થયા;

જો મોકલો કારિગરો પરદેશ હુન્નરમાં મુદા. તો૦ ૭
એકે કર્યું બીજો કરે ત્રીજો વળી તે આદરે,
ડૂબ્યા બધા નિજ બાપ ખાડે નવિન ધંધો ના કરે;
કરી શોધ હુન્નર યંત્ર યુક્તિ નવનવા કરીએ મુદા. તો૦ ૮
સો વાતમાંથી વાત સાચી માલ દેશી વાપરો,
રહે દેશનું ધન દેશમાં પરદેશી વસ્તુ પરહરો;✓
કહે છંદ **સાંકળચંદ** જેથી તુરત મળશે ફાયદા. તો૦ ૯



## કવિસ્વરૂપ.

### દોહરા.

દેવ ગુરૂના ગુણ ગણે, ભક્તિ મન ઉભરાય;
ભજન સ્તવન કીર્તન કરે, ઉત્તમ તે કવિરાય. ૧
મન વૈરાગ્ય વિષે રમે, વાણીમાં વૈરાગ્ય;
અધ્યાતમ પોષણ કરે, ધન્ય કવિ મહાભાગ્ય. ૨
સજ્જન સંત પુરૂષ તણા, ગાય સદા ગુણ ગ્રામ;
પર અપવાદ ન ઉચ્ચરે, તે કવિ વર ગુણ ધામ. ૩
ધાર્મિક સાર્વજનિક અને, નૈતિક રચે પ્રબંધ;
તે કવિની કવિતા તણી, પ્રસરે ઘણી સુગંધ. ૪
વિષય વાસના મન રમે, વાણી વિષય વિકાર;
પાઠકગણ વિષયી બને, તે કવિને ધિક્કાર. ૫
કંકરને મેરૂ કહે, કહે રંકને રાય;
ધિક્ક ધિક્ક એવા કવિ, પેટભરા કહેવાય. ૬

મૂર્ખ મૂકે ઇશ્વર વિષે, વિષય લિલા આરોપ;
જન પ્રવાહ અવળો વળે, કવિતા નહીં એ કોપ. ૭

---

## પાંચમી રાજનગરની કોન્ફરન્સમાં ગાએલાં ગીતો.

### દ્વિતીય દિવસ.

હરિગીત છંદ.

શ્રી શાંતિનાથ દયાનિધિ શ્રી સંઘમાં શાંતિ કરો,
આધિ ઉપાધિ વ્યાધિ વારી દ્યો સમાધિ સુધા ઝરો;
તુજ અનુચરો સૌ જૈનિબંધુ એકતાથી નિસ્તરે,
કર પ્રેરણા તેવી સદા વિભુ વિજય વસુધા વિસ્તરે. ૧

રાગ કાફી [ હોરી. ]

જુઓ જૈનિબંધુ વિચારી (૨)
બહુ તંતુથી થાય દોરડું, તેમ બહુની મતિ સારી;
તાળી પડે નહીં એક હાથથી, રથ ન ફરે એક આરી;
સંપ કરીએ સુખકારી. જુઓ૦ ૧
કુંભકરણની ઉંઘથી જાગો, દેશકાળને વિચારી;
સાંસારિક ધાર્મિક ને નૈતિક, સર્વ સ્થિતિ લ્યો સુધારી;
કુધારા કુચાલ નિવારી. જુઓ૦ ૨
સમય વિચારીને સંચરીએ, પકડયું પુંચ્છ નિવારી;
સુભટ પાંચશેં મૂર્ખ મળીને, સ્વાર્થ ન લીધો સ્વીકારી;
કર્યો અગ્રેસર ધારી. જુઓ૦ ૩

જો ધાર્મિક નૈતિક કેળવણી, દ્યો માતાને સારી;
તો ઉન્નતિ નિજ દેશ કોમની, દિન પ્રતિદિન વધનારી,
પ્રજા વીર ભાવી થનારી. જુઓ૦ ૪
કન્યાશાળા જૈનબાળાની, રાજનગરમાં સારી;
પ્રથમ સર્વથી સ્થાપી ભાવે, સ્થાપો બધે સુખકારી;
સ્વધાર્મિક વિદ્યા વધારી. જુઓ૦ ૫
જ્ઞાનોદ્ધાર કરો ભલી ભાતે, જીર્ણ ચૈત્ય ઉદ્ધારી;
સાંકળચંદ સ્વધર્મ બંધુની, સહાય કરો નરનારી;
સુજશ ધ્વજ જગ વિસ્તારી. જુઓ૦ ૬

---

## લાવણી.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ—એ રાગ.

સૌ જૈનબંધુઓ કરો એકતા આજે,
સાંસારિક ધાર્મિક સર્વ સુધારા કાજે;
વીરપુત્રો શાસન ઉન્નતિ કામે લાગો,
લઘુનંદન વીરના જૈનબંધુઓ જાગો. ૧
નિજ જાતિ ઉદ્ધરવા રચો પ્રબંધો સારા,
તજી હાનિકારક ચાલ કરો સુધારા;
ધાર્મિક નૈતિક સાંસારિક ચલવો આગો, લઘુ. ૨
છે દાઝ જાતિની કીડી કાગને ઉંડી,
થઇ મનુષ જાતિની દાઝ ન રાખો રૂડી;
ઉદ્ધરો નિજ બંધુ કરી પ્રયત્ન અથાગો, લઘુ. ૩
કરી જ્ઞાનોદ્ધાર સુ પુસ્તકશાળા સ્થાપો,

નીતિબોધ સહિત કેળવણી પ્રજાને આપો,
કરી સંપ સ્વધર્મિ વિજય સર્વથા માગો, લઘુ. ૪
ધરી દેહ સ્વજાત સ્વદેશ દાઝ નહીં ધારી,
નિજ ધર્મ ટેક વિણુ જનની ભારે મારી;
જય વીણા સાંકળચંદ સ્વધર્મની વાગો, લઘુ. ૫

---

## શ્રી જૈન કન્યાશાળાની બાળાઓએ ગાએલું ગીત.

### સર્વે સખીઓને શીખ દઉંરે—એ રાગ.

સ્ત્રી નીતિ શિક્ષણુ દ્યો સદારે, અમે બાળા ઉચ્ચરીએ;
ધાર્મિક વ્યવહારિક મુદારે, જૈનિ બંધુ ઉદ્ધરીએ.
જૈન શ્વેતાંબર સંઘનેરે, અમે વંદન કરીએ;
ધર્મરૂપી નૌકા વડેરે, ભવ સિંધુ ઉતરીએ.
બ્રાહ્મી સુંદરી સીતા સતીરે લોલ, પૂર્વે ભણેલી સૌ હતીરે લોલ;
કેળવણી નીતિ લેઈ ભલીરે લોલ, કીર્તિ કરી જેણે ઉજળીરે લોલ.
અભણુ મૂર્ખ માતાની સંતતિ, મૂર્ખ નિરૂદ્યમીરે લોલ;
સદ્ગુણી માતની દીકરી સદ્ગુણી, વહુ સાસુ સમીરે લોલ.

### સાખી.

કદી નીચ કોઈ નિવડે, નહીં કેળવણી દોષ;
નીચ સંગતનો દોષ એ, તજી કરીએ નીતિપોષ.

જૈન કન્યાશાળા ભલીરે લોલ, શ્રાવિકા શાળા નિર્મળીરે લોલ;
ધાર્મિક નૈતિક જ્ઞાનનીરે લોલ, સ્થાપો સુ વિજય નિશાનનીરે લોલ.
દેશની ઉન્નતિ જાતિની ચઢતી, સ્ત્રી શિક્ષણુ વિષેરે લોલ;
ધીર વીર બળ બુદ્ધિ નિધાન, પ્રજા પ્રરાક્રમી થશેરે લોલ.

શ્રી નીતિ શિક્ષણ ભાવે, સાંકળચંદ સુણાવે;
શ્રી સંઘને ભક્તિભાવે, મોતીડે બાળા વધાવે.
શ્રી નીતિ શિક્ષણ ઘો સદારે, અમે બાળા ઉચ્ચરીએ.

---

## તૃતીય દિવસ.

વસંતતિલકા છંદ.

શ્રી વીર શાસનપતિ સુપસાય કારી,
શ્રી સંઘમાં કર સદા સુખ શાંતિ સારી;
આ જૈન મંડળ વિષે ભર સંપ ભારી,
સાંસારી ધાર્મિક બધી કૃતિઓ સુધારી. ૧

વિમળા નવ કરશો ઉચાટ કે—એ રાગ.

આજે જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ઇચ્છા ફળીરે,
ધાર્મિક નૈતિક રચ્યા પ્રબંધો, ધર્મબંધુના વધ્યા સંબંધો;
કરી એકતા જૈની બંધુએ હળીમળીરે. આજે૦
જીર્ણ ચૈત્ય ઉદ્ધારો થાશે, પુણ્ય ક્ષેત્ર સાતે સચવાશે;
જ્ઞાનોદ્ધાર થશે અજ્ઞાન તિમિર ટળીરે. આજે૦
હાનીકારક રિવાજ ટળશે, જ્ઞાન દાન સંતતિને મળશે;
ધાર્મિક નૈતિક સ્ત્રીશિક્ષણ મળશે વળીરે. આજે૦
સહાય સિદાતા ભાઇની થાશે, ઉદ્યમ ધંધામાં જોડાશે;
કર્યું ફંડ સાધર્મિ દુઃખ દળવા હળીરે. આજે૦
જિનશાસનની ઉન્નતિ થાશે, વિજય વાવટો જગ રોપાશે;
ધરશે કીર્તિ છત્ર સુ ખટ દર્શન મળીરે. આજે૦
નગરશેઠ જગમાં પ્રખ્યાતા, સદ્ગુણિ ચીમનભાઈ વિખ્યાતા;

સ્વાગત મંડળ પ્રમુખ થયા મતિ નિર્મળીરે. આજે૦
શેઠજી જેસંગભાઈ મન ભાવી, આમંત્રી કોન્ફરન્સ વધાવી;
કરી કીર્તિ નિજપૂર્વજ સમ જેણે ઉજળીરે. આજે૦
ઇત્યાદિક ભાઇઓએ ભારી, તન મન ધનથી સેવા સારી;
કોન્ફરન્સ દિપાવી રાજનગર ભલીરે. આજે૦
જૈનબંધુ કોન્ફરન્સ વધાવો, સાંકળચંદ સ્વધર્મ દિપાવો;
સહજકલાનિધિ સંઘભક્તિ સફળી ફળીરે. આજે૦

## રાગ ધનાશ્રી.

ભારત જૈન સમાજ, મળીઓ ભારત જૈન સમાજ;
રાજનગરમાં જૈન શ્વેતાંબર, મહા મંડળ મળ્યું આજ. મળીઓ.
રાયબાહાદુર સીતાપચંદજી, નાહર સદ્ગુણતાજ. મળીઓ.
પ્રમુખપદે બિરાજી સૌને, આભારી કીધ આજ. મળીઓ.
મીડલસ્કૂલ ઔષધશાળા કરી, રાખ્યું નામ સદાજ. મળીઓ.
દુકાળમાં અન્ન વસ્ત્રદાનથી, રાખી ગરિબની લાજ. મળીઓ.
નેકટેક ધરી ધર્મ બંધુની, કરજો સારી સાજ. મળીઓ.
દ્રઢતા ધૈર્ય ધરીને બાંધી, પાણી પહેલાં પાજ. મળીઓ.
સંપબીજ રોપ્યું ફળવર્ધીમાં, સફળ ફળ્યું તરૂરાજ. મળીઓ.
ધિરવીર મતિમાન મહાજન, દક્ષ વિવેકી મળ્યાજ. મળીઓ.
સ્વપર વિચારોથી દૂર કીધા, હાનિકાર રિવાજ. મળીઓ.
સાંસારિક ધાર્મિક ને નૈતિક, સફળ થયાં સૌ કાજ. મળીઓ.
વીરબાળા વીર પુરૂષ પધારી, રાખ્યો રંગ સમાજ. મળીઓ.
ધર્મ પ્રભાવે વૈભવ પામ્યા, ઝાહોજલાલી સદાજ. મળીઓ.
સહાય સ્વધર્મિની કરી કરજો, શાસન ઉન્નતિ આજ. મળીઓ.

ધર્મ ટેક ધરી સંપ ઐકય કરી, સ્વપર સુધાર્યા કાજ. મળીઓ.
જાતિતણું કલ્યાણુ કરે જે, એવા નર વિરલાજ. મળીઓ.
આશિર્વાદ વદે **સાંકુળચંદ**, સુધરો જૈન સમાજ. મળીઓ.

—※—

## મહોટાનું મહત્વ.

[મહાશ્વેતા કાદમ્બરી] શું કહું કથની મારીરાજ—એ રાગ.

મહોટાનુ કહ્યું કરીએ રાજ, મહોટાનુ કહ્યું કરીએ;
કર્યું કરીએ તો નક્કી મરીએ રાજ. મહોટાનું કહ્યું. એ ટેક.
રાસલીલા રમ્યા ગોપી કનૈયા, આપણુને કેમ છાજે ?
સમુદ્ર મથ્યો ગોવરધન તોળ્યો, કેમ કરી શકીએ આજે રાજ ? મહો.
શંકર ભીલડી દેખી રાચ્યા, કરતાં કલંક લાગે;
કામને બાળી ભસ્મ કર્યો એણે, આપણો ગજ કયાં વાગે રાજ ? મહો.
બ્રહ્મા સાવીત્રીથી મોહ્યા, સુણુતાં કંપે કાયા;
મો'ટાની ગતિ મો'ટા જાણે, જગ બ્રહ્માની માયા રાજ. મહો.
પાંચ પતિને વરી પાંચાળી, સતી શિરોમણી કહાવે;
એ જોઈ અન્ય સ્ત્રી એમ કરેતો, રૌરવ નરકે જાવે રાજ. મહો.
સુણી ઘનગર્જના પ્રતિસિંહ ગાજે, વળે ન માથું પટકે;
લાગે વળગે એમાં ન ઘનને, મૃગપતિ થાકી અટકે રાજ. મહો.
ગિરિ મોટપ કરિ ન શકે સાંખી, મદભર હણુવા જાવે;
દાંત પડયા ગિરિને પાડંતા, ગિરિને કાંઈ ન થાવે રાજ. મહો.
આભથી બાથ ભિડાય ન ભાઇઓ, પૃથ્વિ મપાય ન કોટી;
સાગર જળ ઝીલાય ન કોઇથી, વાત મો'ટાની મો'ટી રાજ. મહો.
વ્યાઘ્રચર્મ ધરી રાસભ રાજા, પશુ પર રાજ્ય ચલાવે;

જાતિનું પોત પ્રકાશી મૂંકયા, પશુ મળી મારે વધાવે રાજ. મ્હો.
એ લૌકીક દૃષ્ટાંત વિચારી, મ્હોટા કહે તે કરીએ;
મો'ટાની કરણી જોઈ કરીએ, તો મુંઝાઇને મરીએ રાજ. મ્હો.
વેશ્યા ઘર વસી તસ પ્રતિબોધી, સ્થૂળિભદ્ર મુનિ મહાભાગ્યે;
વિણુદાગે ગળીકુંડથી નિકળ્યા, પત્તો આપણો કયાં લાગે રાજ? મ્હો.
પુનરલગ્ન પુત્રીનાં કરવા, જઘડુએ જ્ઞાત જમાવી;
અધુના સુણી જન નિંદે એણે, બાર દુકાળી નભાવી રાજ. મ્હો.
બળિયા સાથે બાથ ન ભરીએ, વાદ વડિલથી ન કરીએ;
હોડ ન કરીએ મો'ટા જનની, તસ પગલે અનુસરીએ રાજ. મ્હો.
દૈવે જેને મ્હોટા કીધા, તે હોય નિશ્ચે મ્હોટા;
આંકુળચંદ મ્હોટાનું કરતાં, દેખાઇએ અતિ ખોટા રાજ. મ્હો.



## એકગણું દાન ને સહસ્ત્ર ગણું ફળ.

### જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી—એ રાગ.

વિવેકી વીરા વાત વિવેકે વિચારો,
જૈનબંધુ દીન સાધરમીને, બાંહ્ય ગ્રહી ઉદ્ધારોરે. વિવેકી. ટેક.
સાત ક્ષેત્ર ભગવાને ભાખ્યાં, પુણ્ય ક્ષેત્ર તે કહીએ;
એકગણું એ ક્ષેત્રે વાવી, સહસ્ત્રગણું ફળ લહીએરે. વિ૦ ૧
એ સાતેમાં મુખ્ય ક્ષેત્ર બે, શ્રાવક શ્રાવિકા સાચાં;
જો એ ક્ષેત્ર સુકાઇ જાય તો, સાતે ક્ષેત્રો કાચાંરે. વિ૦ ૨
સાધુ સાધવી જ્ઞાન ચૈત્ય ને, જિનપડિમા એ પાંચે;
શ્રાવક શ્રાવિકા આધારે, રહે સદા વિણુ આંચેરે. વિ૦ ૩
મુખ્ય ક્ષેત્ર કરમાવા લાગ્યાં, સાધરમી મરે ભુખે;

જમીએ રમીએ પેટ પંપાળી, બંધુ રીબાઈ મરે દુઃખેરે. વિ૦ ૪
દર વેળા વસ્તીપત્રકમાં, ઘટે જૈનોની વસ્તી;
નિરઉદ્યોગિ ભુખમરાથી, મરે પડી બહુ કષ્ટીરે. વિ૦ ૫
ઉદ્યોગી શહેરોમાં કાંઇ કાંઈ, સાધરમી ભાઈ ભાગો;
ઘણાં ગામ ઉજ્જડમાં ન મળે, શ્રાવક ગોરો કાળોરે. વિ૦ ૬
અગણિત જિનમંદિર વગડામાં, ભાળો નજરે ભાઇ;
પૂજા કરનારો એક શ્રાવક, શોધ્યો ન મળે કાંઇરે. વિ૦ ૭
કાળે શ્રાવક વિણુ સૌ ક્ષેત્રો, લુપ્ત પ્રાય થઈ જાવે;
માટે ભાઇ એ ક્ષેત્ર સુધારો, ઉદય સાતનો થાવેરે. વિ૦ ૮
સોદાગર સોદો લેઈ આવ્યા, ખાલી હાથે જાશો;
દીનબંધુની ખબર ન લેશો, તો આખર પસ્તાશોરે. વિ૦ ૯
નિરાશ્રીત દીનબંધુ માટે, કરો એક ભંડોળ ભારી;
વિવિધ હુન્નરની શાળા ખોલો, શિખવો ધંધાદારીરે. વિ૦ ૧૦
શિખવી અમુક રકમ ધિરીને, ધંધે બંધુ લગાડો;
રોટલી આપી ભિખારી ન રાખો, વળે ન એથી દહાડોરે. વિ૦ ૧૧
નિરઉદ્યોગિ જનને ઉદ્યમ, અશક્તને અન્ન આપો;
વરો કરીને વિત્ત ન ખરચો, કષ્ટ કોમનાં કાપોરે. વિ૦ ૧૨
કીર્તિદાનમાં બંધુ અમારા, ખરચો થોકે થોકો;
યોગ્ય સ્થળે ખરચાય ન કોડી, ધનઘેલા કહે લોકોરે. વિ૦ ૧૩
જળ જાત્રાદિક વરઘોડા બહુ, શાસન ઉન્નતિ કાજે;
હેતુ છે શુભ અન્યમતિ કોઈ, થયો ન શ્રાવક આજેરે. વિ૦ ૧૪
મ્લેચ્છાદિક નીચ વર્ણ આપણા, પૈસાનું કરે પાણી;
પણ નિજ બંધુને ખપ લાગે, હોય જો સુકૃત કમાણીરે. વિ૦ ૧૫
જીર્ણ મંદિર છે ઘણાં ન ઉદ્ધરે, નવિન ચૈત્ય બંધાવે;

નભે પાંચ ત્યાં પચાસ ખરચે, કડીયા સલાટ ખાવેરે. વિ૦ ૧૬
ઈત્યાદિક ધાર્મિક પ્રણાળી, બંધ ન કરવી કાંઈ;
ખરચ કમી કરી નવિન કરો નહિ, ઉદ્ધરો સીદાતા ભાઈરે. વિ૦ ૧૭
કોણ સુણે ને ફિકર ન કોઇને, પર પિડા કોણ જાણે ?
કીર્તિમાં ખરચાય કરોડો, દીનની દયા ન આણેરે. વિ૦ ૧૮
ઘણી વાત અહીં કહેવાની પણ, મનની મનમાં રહેછે;
અર્થતણો કરી અનર્થ મુગ્ધો, શ્રદ્ધાભ્રષ્ટ કહે છેરે. વિ૦ ૧૯
બંધુ મારા નથી ભ્રષ્ટ હું, વિવેક રાખો એવો;
યોગ્ય સ્થળે ખરચાય રૂપૈયો, લાભ મળે લખ જેવોરે. વિ૦ ૨૦
સો વાતોથી વળે કશું નહિં, એક વાત સાંભળજો;
સાધરમી દીનબંધુનાં દુઃખ, હામ દામથી દળજ્યોરે. વિ૦ ૨૧
કીર્તિદાન બે દિન કોઈ ગાશે, ગુપ્ત દાન જાય સાથે;
**સાંકળચંદ** સાધર્મિ ઉદ્ધરજો, હાથે તે સંગાથેરે. વિ૦ ૨૨



# ઋતુવર્ણન.

## વસંતઋતુનું વર્ણન.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ.

સ્વારી ઋતુરાજ વસંતની વનમાં આવી,
દળ પાળા અગણિત ફાલ ફૂલ રૂપ લાવી;
રણથંભ રૂડો તરૂ [1]પલાશ ઉપર રોપ્યો,
ઋતુ રાજા લેવા રાજ શિશિરપર કોપ્યો. ૧
આંબે આવ્યા બહુ મો'ર કોયલો ટહુકે,

1 ખાખરાનું વૃક્ષ.

ઋતુરાજતણા ગુણ ગાન તાન નવ ચૂકે;
ફૂલ ભારે તરૂવર નમે વિનય કેમ ચૂકે,
જાઈ બકુલ મોગરો કુસુમ ભેટણું મૂકે. ૨
શિત તાપ ભેજ નહીં ઊડે ધૂળ આકાશે,
નિર્મળ નીર નવાણ ને નભ નિર્મળ ભાસે;
સામાન્ય [1]સમીર નહીં ઊનો ટાઢો ભારી,
સૌ ઋતુ વિશે ઋતુરાજ વસંત સુખકારી. ૩
ગાય હોરીં બાળગોપાળ મૃદંગ બજાવે,
કેસરીયા વાઘા કરી ગુલાલ ઊડાવે;
પ્રભુ ભજન કરે કોઈ સંત વસંત સુરાગે,
નીચ કાદવ ચોળી અંગ વદે ભૂંડું ફાગે. ૪
શણગાર સજે શુભ વસંતમાં વનમાળા,
જેમ લગ્ન સમે પાનેતર પે'રે બાળા;
ઉપવન વાડીમાં વસંત લીલા રમવા,
રાય રાણા શ્રીમંત જાય તાપ તન સમવા. ૫

---

## ગ્રીષ્મઋતુનું વર્ણન.

### રાગ ઉપરનો.

શો ગ્રીષ્મ ઋતુમાં [2]ભીષ્મ તપે છે [3]તરણી,
[4]કામુકિ કંથની વાટ જુવે નિજ ધરણી;
સર સરિતા જળ શોષાય વાય વા ઊનો,
ઊછળે સાગરજળ બન્યો જેમ દીવાનો. ૧

---

૧ પવન. ૨ આકરો. ૩ સૂર્ય. ૪ મેઘ.

ખોદે કાપે પણ તપે ન ધરણી માતા,
તે રૌદ્ર[1] રૂપ કરી તપે નેત્ર કરી રાતાં;
તન તાપ હરે તે વાયુ તપાવે જનને,
પરશેવાથી પરિતાપ થાય જન મનને. ૨

ગુલકંદ ને શીખંડ જમી થાય જન ટાઢા,
લીલાગર કેરી પીએ થાય પછી ગાંડા;
જળ ઊનું નદીનું થાય કુવાનું ઠંડુ,
ઊડું જળ કૂપમાં જાય કહે સૌ ઝંડુ.[2] ૩

રવિ કિરણ તપી પૃથ્વીના જળને શોષે,
જે તપવે તે આપી વર્ષામાં પોષે;
પંથી દુઃખે વહે પંથ જુવે તરૂછાંયા,
ઓઢી છત્રી બહુ લોક ઢાંકતા કાયા. ૪

વન વાડી છોડ સુકાય ખરો ઊન્હાળો,
માંકડ ચાંચડનું જોર વાય વંટોળો;
પંખી વાનર તરફડે પ્રાણ કોઈ છાંડે,
નહીં જોડા વગર ચલાય પાય ઊઘાડે. ૫

આંબા પીંપળ લીંબડા ફળે આ ટાણે,
રાયણ ટેટી તરબુજ મળે મન માને;
ચંપો જાઈ જુઈ મોગરો ફૂલ બહુ ફાલ્યો,
સૌ મીઠી કેરી જમી કરે રસગાળો. ૬

---

૧ બીહામણું. ૨ ઝડીઓ.



## વર્ષાઋતુનું વર્ણન.

રાગ કડખો. પ્રભાતી અથવા ઝુલણા છંદ.

ગ્રીષ્મનું ભીષ્મ બળ સૃષ્ટિમાં વિસ્તર્યું, [1]શુષ્ક મંત્રી વસ્યો સર્વ ઠામે;
મેઘરાયે પ્રજા પીડ જોઈ પ્રેરીયો, દૂત નૈઋત્ય વા [2]વિષ્ટી કામે;
શુષ્કની સુણી સલાહ ગ્રીષ્મ સમજ્યો નહીં, યુદ્ધની સર્વ સામગ્રી કીધી;
મેઘ સ્વારી ચડી ભૂમિપર પરવરી, [3]દર્દુરે ગ્રીષ્મને ખબર દીધી. ૧
પક્ષી માળા કરે કીડી ઈંડા ધરે, કંકુ સમ લાલ [4]કાચંડ થાવે;
વીજ ઈશાનમાં થાય જળ ખારમાં, કમઇ વેપારી નિજ ઘેર આવે;
ગ્રીષ્મના સુભટ સાથે અડચાં વાદળાં, સામ સામે ભીડચાં બાથ બાથે;
શસ્ત્રધારા ચમત્કાર [5]ચપળાતણા, મેઘરાજા ઝુઝે ગ્રીષ્મ સાથે. ૨
ગાજવિજ કાટકા તોપગોળા ઊડયા, બિંદુ ઝીણા કરા ભૂમિ વરષ્યા;
મેઘના સિપાઇનો નાશ ગ્રીષ્મે કર્યો, પી ગયા સર્વને શુષ્ક તરષ્યા;
ગ્રીષ્મનો મિત્ર રવિ ભીષ્મ તાપે તપ્યો, મેઘદળ ચૂરવા થાય રાતો;
મેઘમાળા રચી વ્યૂહ રચના રચી, ક્રોધ કરી મેઘજી થાય તાતો. ૩
ઘનઘટા ઘોર ચોમેર વિજ ગર્જના, તર્જના પવન તોફાની કરતો;
મોર બહુ શોર કરી નેકી પોકારતા, ખેંચી શર ઈંદ્રનું આભ ધરતો.
મુશળધારા ધરી જળજળાકાર કરી, શત્રુના સૈન્યપર છાપ દીધો;
વિજયના વાવટા રોપી લીલા બધે, ગ્રીષ્મના હાથથી દેશ લીધો. ૪
લોક છંટાય તે નાશભાગી કરે, કાયરો યુદ્ધમાં જેમ નાસે;
ખેસ કોઈ શીર ધરે છત્ર ઓઢી ફરે, વેષ ધરી નારીનો જેમ ત્રાસે;
લે'ર લિલા થઈ છોડ લીલા થયા, શુષ્કની છાવણી નાશ પામી.
સૃષ્ટિમાં વૃષ્ટિ અમૃતજળે ઉતરી, ધાન્ય ફળ ફૂલ તૃણની ન ખામી;

---

૧ સુકો. ૨ સલાહ. ૩ દેડકો. ૪ કાચંડો. ૫ વીજળી.

પ્રાણી સુખીયા થયા દુઃખ દળદર ગયાં, ધરણી માતા સજે લીલી સાડી.
મેઘરાજા પ્રતિપાળ છો સૃષ્ટિના, તુજ કૃપાથી ખીલે વિશ્વ વાડી;
જો કદી સૃષ્ટિમાં વૃષ્ટિ વરસે નહીં, દૃષ્ટિ વિણુ કષ્ટી સંસાર પાવે,
સકળ જળ સ્થળ વિષે શાંતિ તુજ મે'રથી, થાય સુખ મેઘરાજા પ્રભાવે. ૬

---

## શરદ્‌ઋતુનું વર્ણન.

### રાગ ઉપરનો.

વૃદ્ધ વર્ષા થઈ શરદ સ્થાપી ગઈ, આપ દ્વીપાંતરે[1] તીર્થ કરવા;
[2]જલદ ધીમો થયો શાંત સાગર ભયો, વા'ણુ જળપંથ લાગ્યાં વિચરવા;
સર સરિત નિર્મળા નિર્મળાં વાદળાં, વાય ધિમો ધિમો પૂર્વ વાયુ;
શ્વેત વાદળ કદા પંચરંગી યદા, કદી દિસે ઘનઘટાથી છવાયું. ૧
મેઘ ઘરડો થયો શરવડાં છાંટતો, ગગન ગતિ ધીમિ થઈ મંદ ગાજે;
[3]ભાનુ ખુલ્લો કદા મુખ ઢાંકે કદા, દાન ન્યુનતાથી દાતાર લાજે;
ચંદ્રમા નિર્મળો તેજ ભપકો ભલો, તિલક તે રાત રાણી [4]નિલાડે;
જ્યોત તારાગણો હાર હીરાતણો, રજની રાણી ધરી ઊર હસાડે. ૨
ધૂળ ધોવાઈ થઈ સ્વચ્છ ભૂ આ સમે, ક્યારીયો ફૂલ ફળથી ભરેલી;
ધાન્યના છોડની હાર ઊભી દીસે, હાર પલટણુ તણી વન ઊભેલી;
જાર ને બાજરી અડદ ચોળા વ'રી, મગ મઠાદિ કઠોળો નિપાવે;
ભાનુ તુળા સમિપ માનુ આવ્યો હવે, રાત દીન તોળી સરખાં બનાવે. ૩
જોઈ નિર્મળ નીરે સરિત સરને તિરે, [5]વિહગ બક હંસ ચકવાદિ આવે;
[6]નીલ સાડી તજે અટપટાની સજે, ભૂમિમાતા શરદના સ્વભાવે;
[7]કૃષિ વિહગ વારતા શબ્દ ઉચ્ચારતા, ધ્વનિ સુણી પંથીજન થાય રાજી;

---

૧ બીજા દ્વીપમાં. ૨ વરસાદ. ૩ સૂર્ય. ૪ કપાળ. ૫ પક્ષી. ૬ લીલી. ૭ ખેડુત.

[1]કદળી ફૂળ ને કમળ આ સમે ફૂલ ફળ, થાય ભીંડા વધે વ્યર્થ ગાજી. ૪
તાપ ચિત્રા તણો આકરો અતિ ઘણો, ભાગીયા ભાગલા મુકી નાસે;
ગ્રીષ્મની વા'ર કરી ભાનુ રૂઠયો ફરી, તાપથી પ્રાણીયો પૂર્ણ ત્રાસે;
[2]કૃષિ કરી કણથકી ખેડુ કમાય છે, વૈદ્યને શરદ આપે કમાણી;
નવલ નવરાત્રીમાં ગાય ગરબા સ્ત્રીયો, જાય દશરે શમી પુજન માની. ૫
શરદ પુનમતણો ચંદ્રમા નિર્મળો, તેજ અંબાર નભમાં પ્રકાશે;
નિરખવા ચાંદની જાય ટોળાં ભલાં, નારી ને નરતણા ત્યાં હુલાસે;
શરદ વિતી હુવે અંત ચોમાસનો, દૂધ સાકર પુંવા ખાય ખાસા;
શરદ વર્ષાતણી બેઉ રૂતુ મેઘની, સાંકળે સાંકળ્યા ચાર માસા. ૬



## હેમંતઋતુનું વર્ણન.

વિમળા નવ કરશો ઉચાટકે વે'લા આવશું રે—એ રાગ.

સૌને સુખકર ઋતુ હેમંત ભલી સોહામણીરે,
પ્રભાતમાં ઠંડક બહુ લાગે, સૂક્ષ્મ જીવ જંતુ સૌ ભાગે;
સ્વચ્છ રહે આકાશ ન ભૂ કાદવ કણીરે. સૌને. ટેક. ૧
નિર્મળ શશિથી [3]વ્યોમ છવાયું, મંદમંદ હિમાળો વાયુ;
દીવાળીની ઠામ ઠામ શોભા ઘણીરે. સૌને. ૨
હાટ ધરો શણગારે રંગે, શુભ શણગાર સજે સૌ અંગે;
આંગણુ બાળા રંગપૂરે [4]સ્વસ્તિક ભણીરે. સૌને. ૩
શેવ સુંવાળી મગદળ શાળી, સરસ રસોઈ જમે રસવાળી;
રાય રંક ઘરઘર દીવાળી સૌ ગણેરે. સૌને. ૪
બાળક આતશબાજી ખેલે, ઠામઠામ દીપમાળા મે'લે;

---

૧ કેળ. ૨ ખેતી. ૩ આકાશ. ૪ મંગળ.

વેંચે પાન ને ગોળ પૂજે [1]વહી તે ઘણીરે. સૌને. ૫
અનકુટનો ઓચ્છવ મંદિરે, થાય વિવિધ પકવાનો પૂરે;
વિક્રમ નવા વર્ષની થાય વધામણીરે. સૌને. ૬
લોક દેવદર્શનને કાજે, જાય મિત્રમંડળમાં આજે;
નરનારી મન આજ ખુશાલી છે ઘણીરે. સૌને. ૭
તંબુ સજ કરી રાજ સિધાવે, દેશ વિષે ફરવાને ભાવે;
મુનિ તપસ્વિ અન્ય સ્થાન [2]વિચરે ગુણીરે. સૌને. ૮
વેપારી વિદેશ સીધાવે, જાત્રાળુ જાત્રાએ જાવે;
પૂર્વ દિશે પરભાત શુક્ર તારો મણીરે. સૌને. ૯
જાણે ભાનુ ઉદયની લાવ્યો, વધામણી લેઈ શુક્રજ આવ્યો;
વાટ જુવે છે રવિની પદ્મનિ વિરહિણીરે. સૌને. ૧૦
ધાન્ય લણી ખેતરથી લાવે, ખળાં વિષે ખેડુ બહુ ભાવે;
કારતક મહિનામાં સૌ કણુ લે ઉપણીરે. સૌને. ૧૧
રાત્રી લાંબી ને દિન ટૂંકો, માગશર મહિને વખત ન ચૂકો;
ફૂલ હજારી શિતાફળી પાકે ઘણીરે. સૌને. ૧૨

---

## શિશિર ઋતુનું વર્ણન. રાગ ઉપરનો.

આવી શિશિર ઋતુ નિજ સખીને લેઈ ઉતાવળીરે,
ટાઢ સખીને સાથે લાવી, સૃષ્ટિને થરથર ધ્રૂજાવી;
સૌ મુખ નીકળે વરાળ સિત્કારાવળિરે. આવી. ટેક. ૧
પૈસાદાર [3]દુશાલા ઓઢે, ગરિબ ફાટી કંથા[4] પોઢે;
બળતી શઘડી લેઈ બેસે સૌ હળીમળીરે. આવી. ૨
ઝીણાં વસ્ત્ર તજી નર નારી, ડગલા ડગલી સજે સમારી;
પહેર્યાં બખ્તર શીતથી યુધ આશા ફળીરે. આવી. ૩

---

૧ ચોપડાપૂજન. ૨ જાય. ૩ શાલ. ૪ ગોદડી.

હોઠ હાથ પગ દીનના ફાટે, જાણે જખમ થયા યુદ્ધ વાટે;
શિશિર થકી યુદ્ધમાં હાર્યા તે બાહુબળીરે. આવી. ૪
પાક વસાણા ખાય ઉમંગે, ખાન સ્નાન જળ ઊનાં અંગે;
ઠંડુ જળ પીતાં તો દાંત પડે કળીરે. આવી. ૫
કપાસ ટાં'ડ સરવની ગાળે, તે રોષે હિમ કપાસ બાળે;
ઘઉં તલ સરશવ બાળે હિમ વંતાકડીરે. આવી. ૬
બરફ સર સરિતામાં જામે, અતિ ટાઢે પ્રાણી દુ:ખ પામે;
જળ સ્થળ નભમાં શિત પડે બહુ કળકળીરે. આવી. ૭
પત્ર ઝાડનાં ખરે રૂપાળાં, ઋતુ પાનખરના એ ચાળા;
જાણે વસ્ત્ર રહિત તરૂને કીધાં છળીરે. આવી. ૮
શિયાળીયાં રાત્રે બહુ બોલે, દિવસે કણીયા દાણા તોળે;
સુજની રજાઈ ઓઢે શ્રીમંતો ભલીરે. આવી. ૯
તેલ તાપને તળાઈ તરણી, તાંબુલ તેજાનો સુખકરણી;
શિત રતે સૌને પ્યારી રસવતી ગળીરે. આવી. ૧૦
ચણી બોર રાતાં બહુ શોભે, ઊભી બોરડીએ મન લોભે;
ચુંદડી ઓઢી ભીલડી જેમ ઉભી ભલીરે. આવી. ૧૧
ભૂ માતાની લીલી સાડી, ચૂરા કરતો શિત અનાડી;
પિશાચ લોહી ચૂસે તેમ નીર ચૂસે બળીરે. આવી. ૧૨
ઉભી શેલડી ચળકે કેવી, શત્રુભૂપના ભાલા જેવી;
શિતથી દીન મુખ કાળાં કાયા શામળીરે. આવી. ૧૩
જલદ તણો વૈરી શિયાળો, શિશિર અંતે હોય ઉન્હાળો;
ઉચાળા ભરીયા બહુ જીવ જંતુ મળીરે. આવી. ૧૪
તળાવ નદીનાં પાણી આછાં, વસંતની સૌને થઈ વાંછા;
સાંકળચંદ વસંત વિશ્વ વા'રે ચડીરે. આવી. ૧૫

श्री.

# પ્રાણીપોકાર.

## મંગળાચરણ.

### હરિગીત છંદ.

જય જગત જનનિ દયાદેવી અધમજન ઉદ્ધારિણી,
જય જગત્ જનમન રંજની ભયભંજની ભવ હારિણી;
જય પ્રાણીની તું પ્રાણદાતા માત શાતા કારિણી,
જય ભક્તવત્સલ ભગવતી ભવ ભ્રમણ ભાવઠ વારિણી. ૧
સદ્ધર્મ ભગિની સૌમ્યવદની શ્રીમતી મોટી સતી,
જય પતિત પાવન કારિણી પરમેશ્વરી જગ શાશ્વતી;
જય શિષ્ટજનની ઇષ્ટ દેવી સેવતાં દે શુભ ગતી,
જય જય જગત્ જન મન વશી દે દેવી મહા કારૂણ્યમતી. ૨
આ લોક ને પરલોકમાં મંગળ પ્રથમ પ્રાણીદયા,
હિંસા અમંગળ સ્વર્ગ [1]અરગળ ઘોર નરક તણી [2]પ્રિયા;
જીવતર અને સુખ [3]ઇષ્ટ જેવાં આપણે સૌ માનીએ,
સૌ પ્રાણી માને ઇષ્ટ તેવાં દુઃખ ન ઇષ્ટ પ્રમાણીએ. ૩
લઘુ ગ્રંથમાંથી તત્ત્વ શોધી દયા દીલમાં લાવશો,
તો થશે મંગળ પ્રાણીનું ને કૃતકૃત્ય તમે થશો;
વળી ગ્રંથ હેતુ સફળ થાશે તત્ત્વ અભિરૂચિ જાગશે,
હિંસા જશે જડમૂળથી ને દયાનો જય જય થશે. ૪

---

૧ બારણા પાછળની ભુંગળ. ૨ સ્ત્રી. ૩ વહાલાં.

દોહરા.

પ્રાણી વર્ગમાં સર્વથી, રાજા મનુષ્ય ગણાય;
કીડીથી [1]કુંજર લગી, માનવને વશ થાય. ૧
પ્રજા તણું પાલણુ કરે, તે રાજા કહેવાય;
પશુ પ્રજા છે આપણી, કેમ દુઃખ દેવાય?. ૨
પીડે ભૂખ તરશ થકી, પશુ પંખીને જેહ;
પાળી સંભાળે નહિ, નર નહિ રાક્ષસ તેહ. ૩
જે વણુ વાંકે પ્રાણીને, પીડા કરે અપાર;
પ્રાણુ હણે પળવારમાં, તે નર હિંસક ધાર. ૪
માંખ પાંખ પગ કીડીનો, સૌ કુદરતથી થાય;
મનુષ્ય મતિ ચાલે નહિં, તો કેમ નાશ કરાય?. ૫
કુદરતથી જે નિપજે, કુદરત કરે વિનાશ;
અધિકાર નહિં મનુષ્યનો, જીવનો કરવા નાશ. ૬
નાશ કરે પર પ્રાણુનો, કોપે દૈવ કરાળ;
અન્ન વસ્ત્ર ન મળે કદા, મરવું બૂરા હાલ. ૭
ભય નિદ્રા [2]મૈથુન ને, આહારાદિક જે શેષ;
સમાન પશુ માનવ વિષે, નરમાં ધર્મ વિશેષ. ૮
જાણે નહિ આચાર જે, ધર્માધર્મ વિચાર;
સમજે સાર અસાર નહિં, નર રૂપે પશુ ધાર. ૯
સુખ વાંચ્છક સૌ પ્રાણીયા, દુઃખ વાંચ્છક નહિ કોય;
જે દુઃખ સહીએ આપણે, તે દુઃખ સૌને હોય. ૧૦
મરણુ બિછાનું [3]સ્વજનનું, જોઈ આંસું રેડાય;
દારૂણુ પશુવધ જોઈ કેમ, કોરી આંખ રખાય? ૧૧

---

૧ હાથી. ૨ સ્રીસેવા. ૩ સગાં વહાલાં.

હૃદય આપણા પર પડે, મરણ સમે જે છાંય;
મ્હોત સમે તે છાંયથી, પ્રાણી માત્ર છવાય. ૧૨
ઘોર દુઃખોથી આપણે, મ્હોત સમે [1]ગમગીન;
કંપે છેલ્લા સમયમાં, પ્રાણી પર આધીન. ૧૩
છેલ્લી [2]ઉંઘમાં આપણે, ઇચ્છીએ આશિર્વાદ;
સકળ પ્રાણી માગે યથા, છેલ્લી ઉંઘમાં દાદ. ૧૪
હરે ફરે ચારો ચરે, કરે ધણીનું કામ;
નિર્દોષી પશુને હણે, તેના રૂઠયા રામ. ૧૫
ગગન વિહારી પંખીયો, તરૂપર કરે કલોલ;
વિના વાંક શાને હણો, ભરી છરા પિસ્તોલ? ૧૬
પાપી પેટ પટાવવા, ઘો નહિં પરને દુઃખ;
ભાજી પાલો અન્ન ફળ, ખાઈ સમાવો ભૂખ. ૧૭
અન્ન ફળો સોંઘાં મળે, મોંઘાં મધુ ને માંસ;
અન્ન નિરોગી સ્વચ્છ છે, રોગી ગંદું માંસ. ૧૮
નખ પંઝા જે પ્રાણીને, માંસ આહારી તેહ;
એ સાધન નહિં મનુષ્યને, વટલાવો શીદ દેહ ?. ૧૯
માણસ માટે કુદરતે, સરજ્યો અન્ન ફળ આહાર;
માંસ ભખે તજી અન્નને, નહિં માણસ આચાર. ૨૦
વિચાર શક્તિ બુદ્ધિમાં, માણસ શ્રેષ્ઠ ગણાય;
સ્વલ્પ જીભના સ્વાદથી, કેમ પર પ્રાણ હણાય? ૨૧
દેવી યજ્ઞ નિમિત્ત પણ, પશુનો વધ પ્રતિકુળ;
સકળ શાસ્ત્રમાં દાખવ્યો, દયા ધર્મ અનુકુળ. ૨૨
આપણને ફાડી કદી, શિકારી પશુ ખાય;

૧ બેચેન. ૨ પંચત્વ—ગગણ.

તિવ્ર દુઃખ કેવું પડે, એહ વિચારો ન્યાય. ૨૩
પાપ થકી આ પેટનો, કદી ન ખાડ પુરાય;
પ્રાણીનો વધ પરિહરો, અન્ને પેટ ભરાય. ૨૪
તત્ત્વાતત્ત્વ વિચારીને, સમજુ જન લ્યો સાર;
પાપ મૂળ હિંસા તજો, સુણી પ્રાણી પોકાર. ૨૫

---

## હરણનો પોકાર.

વહાલે અમૃત પાઈ ઉછેર્યાં વહાલાજીએ અમનેરે—એ રાગ.

સુણો પશુનો આ પોકાર દયા દીલ આણીરે,
નિરઅપરાધિ અમે રાંક હણો નહિં પ્રાણીરે;
વા'લું જન્મનું વન મૃગલાં કહે મૂકયું વિસારીરે,
તજી માત સમાન તૃણાંકુરની સ્થળી સારીરે. સુણો. ૧
તજી પંથમાં બાળ સહીત મૃગલી અમે રાંકેરે,
પણ પારધી મૂકે ન પુંઠ હણે વણ વાંકેરે;
લહે શરણું તરણું મુખ કે શસ્ત્ર નિવારેરે,
પુંઠ વાળીને ભાગતા શત્રુને ક્ષત્રી ન મારેરે. સુણો. ૨
અમે અશરણ તરણાં ભક્ષીએ શસ્ત્ર ન પાસેરે,
ડરી ભાગીએ ક્ષત્રી શિકારી હણે બહુ ત્રાસેરે;
કોઈ વીરલા ક્ષત્રી ક્ષત્રીનો ધર્મ પિછાણેરે,
થયા શૂરવીર કાયર નિર્બળને હણી જાણેરે. સુણો. ૩
પણ નિર્બળનું કરે રક્ષણ તે કુળદીવોરે,
ધન્ય ભારતવર્षી આર્યપુત્ર ઘણું જીવોરે;
સાર્વભૌમપતિ શહેન્શાહ અરજ સાંભળશેરે,
ઈન્સાફ અદલ સાંકળચંદ અમને મળશેરે. સુણો. ૪

હૃદય આપણા પર પડે, મરણ સમે જે છાંય;
મ્હોત સમે તે છાંયથી, પ્રાણી માત્ર છવાય. ૧૨
ઘોર દુઃખોથી આપણે, મ્હોત સમે [1]ગમગીન;
કંપે છેલ્લા સમયમાં, પ્રાણી પર આધીન. ૧૩
છેલ્લી [2]ઉંઘમાં આપણે, ઇચ્છીએ આશિર્વાદ;
સકળ પ્રાણી માગે યથા, છેલ્લી ઉંઘમાં દાદ. ૧૪
હરે ફરે ચારો ચરે, કરે ધણીનું કામ;
નિર્દોષી પશુને હણે, તેના રૂઠયા રામ. ૧૫
ગગન વિહારી પંખીયો, તરૂપર કરે કલોલ;
વિના વાંક શાને હણો, ભરી છરા પિસ્તોલ? ૧૬
પાપી પેટ પટાવવા, દ્યો નહિ પરને દુઃખ;
ભાજી પાલો અન્ન ફળ, ખાઈ સમાવો ભૂખ. ૧૭
અન્ન ફળો સોંઘાં મળે, મોંઘાં મધુ ને માંસ;
અન્ન નિરોગી સ્વચ્છ છે, રોગી ગંદું માંસ. ૧૮
નખ પંઝા જે પ્રાણીને, માંસ આહારી તેહ;
એ સાધન નહિ મનુષ્યને, વટલાવો શીદ દેહ?. ૧૯
માણુસ માટે કુદરતે, સરજ્યો અન્ન ફળ આહાર;
માંસ ભખે તજી અન્નને, નહિ માણુસ આચાર. ૨૦
વિચાર શક્તિ બુદ્ધિમાં, માણુસ શ્રેષ્ઠ ગણાય;
સ્વલ્પ જીભના સ્વાદથી, કેમ પર પ્રાણ હણાય? ૨૧
દેવી યજ્ઞ નિમિત્ત પણ, પશુનો વધ પ્રતિકુળ;
સકળ શાસ્ત્રમાં દાખવ્યો, દયા ધર્મ અનુકુળ. ૨૨
આપણને ફાડી કદી, શિકારી પશુ ખાય;

૧ બેચેન. ૨ પંચત્વ—ગગણ.

તિવ્ર દુઃખ કેવું પડે, એહ વિચારો ન્યાય. ૨૩
પાપ થકી આ પેટનો, કદી ન ખાડ પુરાય;
પ્રાણીનો વધ પરિહરો, અન્ને પેટ ભરાય. ૨૪
તત્ત્વાતત્ત્વ વિચારીને, સમજુ જન લ્યો સાર;
પાપ મૂળ હિંસા તજો, સુણી પ્રાણી પોકાર. ૨૫

---

## હરણનો પોકાર.

વહાલે અમૃત પાઈ ઉછેર્યા વહાલાજીએ અમનેરે—એ રાગ.

સુણો પશુનો આ પોકાર દયા દીલ આણીરે,
નિરઅપરાધિ અમે રાંક હણો નહિં પ્રાણીરે;
વા'લું જન્મનું વન મૃગલાં કહે મૂકયું વિસારીરે,
તજી માત સમાન તૃણાંકુરની સ્થળી સારીરે. સુણો. ૧
તજી પંથમાં બાળ સહીત મૃગલી અમે રાંકેરે,
પણ પારધી મૂકે ન પુંઠ હણે વણ વાંકેરે;
લહે શરણું તરણું મુખ કે શસ્ત્ર નિવારેરે,
પુંઠ વાળીને ભાગતા શત્રુને ક્ષત્રી ન મારેરે. સુણો. ૨
અમે અશરણ તરણાં ભક્ષીએ શસ્ત્ર ન પાસેરે,
ડરી ભાગીએ ક્ષત્રી શિકારી હણે બહુ ત્રાસેરે;
કોઈ વીરલા ક્ષત્રી ક્ષત્રીનો ધર્મ પિછાણેરે,
થયા શૂરવીર કાયર નિર્બળને હણી જાણેરે. સુણો. ૩
પણ નિર્બળનું કરે રક્ષણ તે કુળદીવોરે,
ધન્ય ભારતવર્ષી આર્યપુત્ર ઘણું જીવોરે;
સાર્વભૌમપતિ શહેન્શાહ અરજ સાંભળશેરે,
ઈન્સાફ અદલ સાંકળચંદ અમને મળશેરે. સુણો. ૪

## ઘેટાંનો પોકાર. રાગ ઉપરનો.

કહે ઘેટાં સુણો સૌ સજ્જન અરજ અમારીરે,
શું લેશો સ્વર્ગનું રાજ્ય રાંકને મારીરે;
કોઈ દેવીને બહાને ભોગ અમારો આપેરે,
હા ! હિંદુ નિર્દય થાય ગળાં અમ કાપેરે. સુણો. ૧
પણ ધર્મ સકળનું મૂળ અહિંસા ભાખીરે,
જીવ હિંસાથી બહુ પાપ શાસ્ત્ર સૌ સાખીરે;
પણ કળિયુગમાં કર્યા શાસ્ત્ર શસ્ત્ર દુર્મતિએરે,
એ શસ્ત્રથી પશુ વધ થાય જશે શી ગતિએરે ? સુણો. ૨
પણ શાસ્ત્ર અર્થ અનરથ કરી શસ્ત્ર ન કરીએરે,
ગયો આર્યધર્મ ધરબોળ દયા ગઈ દરીએરે;
થાય બકરીઇદ અમે રાંક ન મરવાની મરજીરે,
બકરાંપર ચાલે જોર સુણે કોણ અરજીરે ?. સુણો. ૩
નથી કાંઈ બગાડયું તૃણભક્ષી અમે પ્રાણીરે,
દહીં દૂધથી પોષીએ તમને માલીક જાણીરે;
અમે ટાઢે મરીને ટાળીએ ટાઢ તમારીરે,
ઉન આપીને સૌની સેવા બજાવીએ સારીરે. સુણો. ૪
ઉપયોગીને હણતાં હાથ હૃદય કેમ ચાલેરે ?
એ ન્યાય વિચારો નરપતિ ક્ષત્રી આ કાળેરે;
નવરાત્રીને દશરામાં પશુનો વધ અટકાવોરે,
એવી આણ દયાપ્રતિપાળ પ્રજામાં ફેલાવોરે. સુણો. ૫
પૂર્વે મહારાજ અશોકે દયા ફેલાવીરે,
પશુ રક્ષણશાળાઓ ઠામ ઠામ બંધાવીરે;
માનવ પશુ માટે ઔષધશાળાઓ સ્થાપીરે,
ચૌદમાં મુખ્ય એ ફરમાનથી કીર્તિ વ્યાપીરે. સુણો. ૬

વળી અકબરશાહે દયાપડહ વજડાવ્યોરે,
પ્રતિ વર્ષે અમુક દિવસ પશુવધ અટકાવ્યોરે;
દેશ અઢારમાં મહારાજા કુમારપાળેરે,
કર્યો જીવ વધનો પ્રતિબંધ દયાપ્રતિપાળેરે. સુણો. ૭
આર્યધર્મસ્તંભ રક્ષક દેશી મહારાજારે,
ખરા ક્ષત્રી ધર્મના જાણુ ન્યાયમાં તાજારે;
નિર્દોષીને હણતાં પુરૂષાર્થ ન છાજેરે,
દયાપ્રતિપાળકના ગુણ સાંકળચંદ ગાજેરે. સુણો. ૮

## ગાયનો પોકાર.

હાંરે કાંઇ આસો માસે શરદ પૂનમની રાતજો—એ રાગ.

હાંરે કાંઈ ગાય કહે સૂણો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ જો,
ભારતવર્ષી રાજા રજવાડા મળી જો;
હાંરે કાંઇ બ્રાહ્મણનું રક્ષણ કરી લ્યો સંભાળ જો,
ગૌરક્ષા નવ થાય ન ગૌહત્યા ટળી જો. ૧
હાંરે કાંઇ વર્ષો વર્ષે કતલ ક્રોડની થાય જો,
ગૌ વિણ કયાંથી જગજીવન બળદો થશે જો;
હાંરે કાંઈ બળદ વિના ખેતીનો નહિં ઉપાય જો,
ખેતી વિણ આ ભરતભૂમિ રંડાઇ જશે જો. ૨
હાંરે કાંઇ રાજા મહારાજા તાજા છો આપ જો,
મહાજન સાજન જગજન અમપર ઝૂઝતા જો;
હાંરે કાંઇ ગાયને ગૌપુત્રોનો એ પરતાપ જો,
ભૂખ તરશ વેઠી દહીં દૂધ ઘી દૂઝતા જો. ૩
હાંરે કાંઈ મૂળ છેદતાં ફૂળ ઉત્પન્ન નહિં થાય જો.
ગાય બળદ ઉપયોગી પ્રાણી ટકાવીએ જો;

હાંરે કાંઈ ગાયને દીકરી જ્યાં દોરે ત્યાં જાય જો,
દેશોન્નતિ માટે ગૌવધ અટકાવીએ જો. ૪
હાંરે કાંઈ બ્રિટીશ રાજ્યનો ન્યાય તાજ છે આજ જો,
ન્યાય અમારો માગો રાજન મહાજનો જો;
હાંરે કાંઈ ભારતભૂમિનું ગૌધન સૌ શિરતાજ જો,
તે ઘટતાં ઘટશે વૈભવ દેશ રાજ્યનો જો. ૫
હાંરે કાંઈ એક ગાય જીવે ત્યાં લગી આધાર જો,
ઘણા જણોનું જીવન ઉત્પન્ન ફાયદો જો;
હાંરે કાંઈ નાશ કરે તેનો એક જણ એકવાર જો,
નહિ એ વ્યવહારિક કે કુદરત કાયદો જો. ૬
હાંરે કાંઈ ઉત્પાદક પશુ પ્રાણી કરતાં નાશ જો,
ભંગ થાય વ્યવહારિક કુદરત કાયદો જો;
હાંરે કાંઈ ન્યાય પ્રબંધથી શિક્ષા થાય ન ખાસ જો,
પણ કુદરતથી શિક્ષા થાય ન વાયદો જો. ૭
હાંરે કાંઈ પ્રાણી હત્યાથી બુરૂં પરિણામ જો,
બજાવીએ જન સેવા જીવતાં લગી ભલાં જો;
હાંરે કાંઈ હાડ ચામ મુવા પછી આવે કામ જો,
પ્રાણી ઘાતક પ્રત્યક્ષ પાતક પુતળાં જો.
હાંરે કાંઈ આર્યધર્મથી વિપરીત ગૌવધ થાય જો,
ધર્મ શાસ્ત્ર કહે દેવ ગાય દિલમાં વસે જો;
હાંરે કાંઈ દાદ સુણાવો ધર્મ વિરૂદ્ધ અન્યાય જો,
શ્રી સરકાર ન્યાય ગાયને આપશે જો. ૯
હાંરે કાંઈ કરી કાયદો ગૌવધ કરશે બંધ જો,
આર્યજનો સૌ સંપી અરજ ગુજારશો જો;

હાંરે કાંઈ દેશોન્નતિ થાશે ને પુણ્ય પ્રબંધ જો,
સાંકળચંદ કહે કૃષિકર્મ ઉદ્ધારશો જો. ૧૦

---

ચાલો સાહેલી ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં સૌ મળીને—એ રાગ.

સુનીએ અરજી (૨) ગાય કહે અમ દુઃખની કહાણી દિલ ધરીએ,
દેશની હાની ગૌવધે માની, ન્યાય ગાયનો હિંદુ ઇસ્લામી કરીએ.
ગૌબ્રાહ્મણ પ્રતિપાલધિરાજા, ક્ષત્રી ધર્મ ઉરમાં ધરીએ;
દહીં દૂધ ઘીથી પેટ પ્રજાનું, અમે ભૂખ વેઠી ભરીએ;
અમ પુત્રો જીવન ખેતીનાં, તે વિણુ જગ ભૂખે મરીએ. સુનીએ. ૧
જીવતાં સુધી ચાકરી કરીએ, મરીને પગપૂજન કરીએ;
એ ઉપકાર અમાપ અમારો, રાજા પ્રજા ન વિસરીએ;
અન્ન, ફુલ ફૂળ, મેવા, મીઠાઇ, અમે સકળ ચિજ ઉદ્ધરીએ. સુનીએ. ૨
પાલક ઘાતક પાલણુ કરીએ, મારે તો માથું ધરીએ;
જયોર્જ ફીફ્થ શહેનશાહ હિંદના, સુણી અરજી દીન દુઃખ હરીએ;
ગૌવધ પરિહરી રક્ષણુ કરીએ, સાંકળચંદ કૃષિ સુધરીએ. સુની. ૩

---

દોહરા.

બાળકને પય પાનથી, ઉછેરીએ ભલી ભાત;
તે કારણુથી ગાયને, લોક કહે ગૌમાત. ૧
અદલઘંટ સુણી અકબરે, કર્યો [1]ગાયનો ન્યાય;
ગૌવધ થાય ન હિંદમાં, એવો કર્યો ઉપાય. ૨
રાજ્ય તજી વ્રજમાં વસ્યા, વાસુદેવ ધરી વહાલ;

---

૧ અકબરશાહનો અદલઘંટ ગાયે વગાડયો, તે ઉપરથી ગાયનો ન્યાય કરી શાહે હિંદમાં ગૌવધ બંધ કર્યો હતો.

ગરિબ ગાયના કારણે, પ્રભુ થયા ગોપાળ. ૩
તે શ્રી કૃષ્ણ સ્વરૂપ છો, આર્ય ક્ષત્રી મહારાજ;
ન્યાય થાય નહિં ગાયનો, સુણે ન કોઈ અવાજ. ૪

## પાડાનો પોકાર.

સાંભળને તું સજની મારી, રજની કયાં—એ રાગ.

[1]મહિષ કહે સુણો અરજી મારી, હું ઉપયોગી પ્રાણીજીરે;
પખાલ વહી પીવરાવું પાણી, ભોંય ખણું હળ તાણી. ૧
હિંસા તજીએજીરે, હિંસા નરક નિવાસ, પાપ [2]વરજીએજીરે. ટેક.
ભાર વહન કરૂં ગાડું ખેંચું, ભૂખ તરશ બહુ સાંખીજીરે;
મુજ [3]મહિષીનાં દહીં દૂધ ઘીથી, જીવે આલમ આખી. હિંસા. ૨
તે મહિષી ઉત્પાદક પ્રાણી, અમ વિણ કોઈ ન દીસેજીરે;
મૂળ છેદીને ફળ કેમ ખાશો, ન્યાય કરો વણ રીસે. હિંસા. ૩
પણ નિર્દય ઉપકાર ન જાણે, અમને હોંશે મારે જીરે;
નિજ સ્વાર્થે દેવીના બહાને, ક્રૂર થઈ સંહારે. હિંસા. ૪
મરકી રોગ નિવારણ કારણ, ભોગ અમારો આપેજીરે;
પાપ થકી સુખ શાંતિ ન મળે, ઉલટો વ્યાધિ વ્યાપે. હિંસા. ૫
[4]જાતર આદિકમાં નિર્દયજન, રીબવી રીબવી મારેજીરે;
ધગધગતો શળીયો માથામાં, ઘોચી પ્રાણ વિદારે. હિંસા. ૬
રૂધિરપાનથી મસ્ત થઈ કરે, તિલક કપાળે કાનેજીરે;
ઘર ઘર લોહીના છાપા મારે, રક્ત અને [5]મદ્યુપાને. હિંસા. ૭
જીવ બચાવા બહુ તરફડીએ, જોર ન ચાલે કાંઇએજીરે;
ખંડખંડ શસ્ત્રે કરી નાંખે, એ દુઃખ જોયું ન જાએ. હિંસા. ૮

---

૧ પાડો. ૨ તજીએ. ૩ ભેંસ. ૪ મેલડીની બાધા. ૫ દારૂ પીને.

[1]સમી પૂજનમાં મહા પૂજન એમ, દશરાને દિન હોવેજીરે;
પશુ વધથી પૂજન ફળ ન મળે, માંસ રૂધિરથી ધોવે. હિંસા. ૯
કોઈ કોઈ સુધરેલા રાજ્યે પણ, [2]અંધ પરંપરા ચાલેજીરે;
રૂધિર માંસનો કાદવ કરીને, ઘાણ પશુનો વાળે. હિંસા. ૧૦
પરને દુઃખ દઈ સુખની ઇચ્છા, ઘેલો પણ નવ રાખેજીરે;
દુઃખ દઈ પરને દુઃખીયા બનીએ, શાસ્ત્ર સકળ એમ ભાખે. હિંસા.૧૧
બહુ મહારાજાએ નિજ રાજ્યે, દયાપડહ વગડાવ્યોજીરે;
ધન્યવાદ એવા નરપતિને, પશુનો વધ અટકાવ્યો. હિંસા. ૧૨
ભારતભૂષણ સૌ મહારાજા, આર્ય ક્ષત્રીમાં છાજેજીરે;
માત સમાન દયાને વહાલી, ગણજ્યો એક અવાજે. હિંસા. ૧૩
નવરાત્રીને દશરા દિવસે, પશુના જાન બચાવોજીરે;
અધર્મ ધર્મના બહાને નિપજે, તે અધર્મ અટકાવો. હિંસા. ૧૪
ન્યાયે જોતાં નિર્દોષી પશુ, હણતાં કલંક લાગેજીરે;
પશુ વધથી વધ થાય આપણો, ન્યાય સાંકળચંદ માગે હિંસા. ૧૫

## પશુ સમાજનો પોકાર.

લાવણી, મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ.

કોઈ સ્થાને પશુ સમાજ મળ્યો એક વેળા,
સુખ દુઃખની વાતો કરે પરસ્પર ભેળા;
પર આધીન આપણે દુઃખ થકી ન વિરામ્યાં,
પૂર્વે પરને દુઃખ દઈ ગતિ આ પામ્યાં. ૧

હરણ—કહે મૃગલો જન્મ સ્થાન તજ્યું મેં વહાલું,
તજી મૃગલી વનમાં તજ્યું તૃણાંકુર થાળું;

---

૧ ખીજડાના ઝાડનું પૂજન. ૨ દેખાદેખી.

ચરીએ તૃણ ડરીએ શસ્ત્ર ન રાખું પાસે,
પણ તજી ક્ષત્રી નિજ ધર્મ હણે બહુ ત્રાસે. ૨

**ગાય**—કહે ગાય ન ખાઉં હરામ ધણીનું ખાવું,
બમણું ત્રમણું આપું દહીં દૂધ ઘી નાખું;
હું બળદ પુત્ર આપું જગજીવન દોરી,
તોય કસાઈ લે મુજ પ્રાણ ન મૂકે કોરી. ૩

**બળદ**—કહે બળદ સહી ભૂખ તરશ ખેંચીએ ગાડું,
કરૂં ખાતર ખેતી બોજ રોજ ઉપાડું;
નહિ [1]ઘરનો કે ઘાટનો ફેરવું [2]ઘાણી,
જગજીવન છું નવ નીરે ચારો પાણી. ૪

**ઘોડો**—કહે ઘોડો મજલો મજલ મને દોડાવે,
થાકું પણ નહિ વિશ્રામ તગડ તગડાવે;
ભાડુતીયા પૂરી ચંદી ન દે લે ભાડું,
યુદ્ધમાં પહેલો મરી માલીકને જીવાડું. ૫

**ગધેડો**—કહે ગદ્ધો બોજ ગજા ઉપરાંત ઉપાડું,
ચાલું સીધો પણ મારે ડફણું જાડું;
પીઠ ઉપર ચાંદાં પડે બોજ પણ નાંખે,
માંદો કે ઘરડો થઉં રખડતો રાખે. ૬

**કુતરો**—કહે [3]શ્વાન ન નિદ્રા કરૂં હરામ ન ખાઉં,
ટુકડા ખાઈ પહેરેગીરની ફરજ બજાવું;
કરૂં કાશદનું હું કામ બાળ ખેલાવું,
પણ મ્હોત કમ્હોતે મરૂં હડેધુત થાઉં. ૭

**પાડો**—કહે પાડો પખાલ વહન કરી કરૂં ખેતી,

---

૧ ઘાણીનો બળદ ઘરનોએ નહિ ને ઘાટનો નહિ. ૨ ઘાંચીની ઘાણી. ૩ કુતરો.

મુજ મહિષી દહીં દૂધ ઘીથી જીવન દેતી;
પણ નિર્દય દેવી દ્વાર ભોગ મુજ આપે,
જાતર નવરાત્રી દશરાને દિન કાપે ૮

**ઘેટાં**—કહે ઘેટાં ખમીએ ટાઢ જગતની ટાળી,
દહીં દૂધ ઘી ને ઊન દઇએ બદલો વાળી;
પણ કૃતઘ્ન ખાવા માંસ ગળાં અમ કાપે,
જાતર નવરાત્રી યજ્ઞ મીષે [1]બળી આપે. ૯

**ઊંટ**—કહે ઊંટ મુસાફરી કરૂં બોજ બહુ [2]લાદી,
નહિ ધાન ધણીનું ખાઉં લીમડા આદિ;
પણ યુદ્ધમાં ગઢ તોડવા પ્રાણ લે મારો,
રણમાં જળ માટે હણે પ્રાણ મુજ પ્યારો. ૧૦

**હાથી**—કહે **હાથી** હું દરબાર દીપાવું દાના,
યુદ્ધમાં મુજથી જય થાય ન પ્રાક્રમ છાનાં;
લઘુ અંકુશ વશ રહું મનુષ્ય ન અંકુશ રાખે,
રમણિના ચુડલા કાજ હણે વણ વાંકે. ૧૧

ઇત્યાદિક પશુ સમાજ દુઃખ બહુ દાખે,
મુખ બોલે નહિ પણ હાય અવાચક નાંખે;
પશુ દેશ પ્રજા રાજાનો ખરો ખજાનો,
પશુ ફળફુપ બાગ સુ **સાંકળચંદ** મજાનો. ૧૨

## પક્ષી સમાજનો પોકાર.

માજી તું પાવાની પટરાણી કે કાળી કાળકારે લોલ—એ રાગ.

મહાજન રાજન અરજ સુણો ઉચ્ચરે પક્ષી મળીરે લોલ,

૧ યજ્ઞમાં હોમવું. ૨ ઉપાડીને.

વનફળ ચરીએ ગગન વિચરીએ રહીએ હળી મળીરે લોલ;
નિરઅપરાધી કરીએ કલ્લોલ વૃક્ષ ઘટા વિષેરે લોલ,
પણ પિસ્તોલ ગલોલથી મારે રસના રસ મીષેરે લોલ.　૧
ઠામ અમારો ફેડી લે ઇંડાં બચ્ચાં હરીરે લોલ,
જાળ રચી તરૂપર ઉંઘતાં બાંધે બંધન કરીરે લોલ;
અમને પકડી શૂળ પરોવી છેદે પાંખનેરે લોલ,
મરડી નાખે ડોક અનાડી મારે લાખનેરે લોલ.　૨
ચૂસે લોહી અમારૂં નિર્દય હિંસક પશુ સમારે લોલ,
કાળ સમાન વિના અપરાધે કોપે કારમારે લોલ;
પણ અમે કોઇનું કાંઈ બગાડયું નથી ન બગાડીએરે લોલ,
કલોલ કરીએ રમીએ બાગ બગીચા વાડીએરે લોલ.　૩
કોયલ મધુર સ્વરે પંચમરાગે લલકારતીરે લોલ,
ટહુક ટહુક [1]સહકારે કરતી [2]ધ્વની ઉચ્ચારતીરે લોલ;
મીઠું બોલી મેના પોપટ આનંદ આપતાંરે લોલ,
વિધ વિધ પંખી કિરરર કિરરર કરી [3]આલાપતારે લોલ.　૪
થેઇ થેઇ નાચે મોર ચકોર લલિત ટહુકા કરેરે લોલ,
હંસ [4]યુગલ જઈ માનસરોવર [5]મુક્તાફળ ચરેરે લોલ;
સૌને દઈ આનંદ અમે આનંદે મ્હાલીએરે લોલ,
વસ્તીમાં નવ કરીએ ભીડ ગગનમાં ચાલીએરે લોલ.　૫
તમ વૈભવમાં ભાગ ન લેઇએ સંતોષે રહીરે લોલ,
[6]આલમથી નહિં વેર ઝેર રહીએ સુખ દુઃખ સહીરે લોલ;
તો શું વેર પુરાતન અમ સાથે કહો નરમણીરે લોલ,

---

૧ આંબો. ૨ વાણી. ૩ રાગથી ગાવું ૪ નરમાદાનું જોડું. ૫ મોતી. ૬ દુનીઆ.

સબળ કર્યા શું દૈવે નિર્બળને હણવા ભણીરે લોલ.
પણ છે ન્યાય સર્વનો સરખો પ્રભુ દરબારમાંરે લોલ,
લાંચ શીફારસ ત્યાં નહિં ચાલે કે સરકારમાંરે લોલ;
બુલબુલ પંખી નાહક મારે પીંછાં કારણેરે લોલ,
તે પીંછે નિજ તન શોભાવે બાળક પારણેરે લોલ. ૭
પણ વૈભવ સૌભાગ્ય સ્વરૂપ કુદરતથી તમ વિષેરે લોલ,
પૂરવ પુણ્ય પસાય મળ્યું તો શું પીંછે થશેરે લોલ;
ભેંશ હણે વાધરડી માટે તે મૂરખ ભણ્યોરે લોલ,
પીંછાં સાટે પંખી હણતાં નિજ આત્મા હણ્યોરે લોલ. ૮
એકને દુ:ખ દેઈ બીજો સુખ લે નહિં પ્રભુ કાયદોરે લોલ,
વણ વાંકે અમને હણતાં શો તમને ફાયદોરે લોલ;
પાપ તણાં ફળ કડવાં ખાશો નહિં કાંઈ વાયદોરે લોલ,
કરણી પાર ઉતરણી કર્મનો મર્મ અજ્ઞાયદોરે લોલ. ૯
તરૂપર પ્રહ ભેળાં થઇએ સાંજે છૂટાં પડેરે લોલ,
પુણ્ય પાપ બે સાથી સ્વજન ન કોઇ વહારે ચડેરે લોલ;
દૈવે પંખી કર્યાં અમને માનવ થઈ તમે હસોરે લોલ,
અમને મારી દેણ પતાવા તમે પંખી થશોરે લોલ. ૧૦
પરદેશે કોઈ દેશી મળે તો રાગ ઘણો ધરોરે લોલ,
તમે અમે એક સ્વદેશી છતાં શો પ્રેમ પટંતરોરે લોલ ?;
ગીત તમારા ગુણના ગાઇએ તરૂ ડાળે ચડીરે લોલ,
મધુર સ્વરે સત્કાર તમારો કરીએ ઘડી ઘડીરે લોલ. ૧૧
રોગ ઉપદ્રવ મરકીની બદબો જે ઉછળેરે લોલ,
વળી અન્ન ફળ ફૂલ મૂળના રોગ અમારાથી ટળેરે લોલ;
ફરજ બજાવી સ્વચ્છ હવા કરી સેવા સારીએરે લોલ,

એ ઉપકાર ભૂલી અપકાર કરી કેમ મારીએરે લોલ. ૧૨
વિહંગ વિશ્વની શોભા ને ઉપયોગી છે ઘણુંરે લોલ,
હણતાં કોપે દૈવ કરાળ કરો રક્ષણ મુદારે લોલ;
દયા કરો નિર્બળ **પશુ પંખી ને માનવ** તણીરે લોલ,
**સાંકળચંદ** અહિંસા શ્રેષ્ઠ સકળ શાસ્ત્રે ભણીરે લોલ. ૧૩

## જળચરનો પોકાર.

બડો ચતુર પેલો ટોપીવાળો, રેલવે ગાડી ચલાવીરે—એ રાગ.

મચ્છ કહે અમે બહુ ઉપયોગી, અમને નહિ તમે મારોરે;
નદી તળાવ અને દરીઆમાં, બદબો ચરીએ ચારોરે. મચ્છ ૧
ગલીચ પદારથ ભક્ષણ કરીને, ચોકખું પાણી કરીએરે;
તે નિર્મળ જળ જીવન જગનું, કેમ ઉપકાર વીસરીએરે ? મચ્છ ૨
અમને મારી ઘટાડશો તો, જળમાં બિગાડ થાશેરે;
પાણી બગડતાં હવા બગડશે, રોગાદિક વધી જાશેરે. મચ્છ ૩
અમને મચ્છી જાળે પકડી, કાંઠા ઉપર ફેંકેરે;
મચ્છી બજારમાં જઈ વેચે, અમને જીવતાં શેકેરે. મચ્છ ૪
પણ ઉપયોગી જળચર પ્રાણી, જળ સંગાથે પ્રીતિરે;
જળથી દૂર થતાં તરફડીએ, સજ્જન મિત્રની રીતિરે. મચ્છ ૫
અન્ને પેટ ભરાય તમારૂં, મનુષ્ય શિકારી ન પ્રાણીરે;
અમે જીવી ઉપકાર કરીશું, સ્વચ્છ હવા ને પાણીરે. મચ્છ ૬

### દોહરા.

પશુ–પંખી જળચર બધાં, વાચા વગર ગણાય;
શું પોકાર કરી શકે ? પ્રશ્ન સ્વભાવિક થાય. ૧
સુખ દુઃખ વેધક જીવ સૌ, દુઃખથી ડરે અપાર;
નિજ નિજ ભાષાંમાં ભણે, દુઃખ સુખનો પોકાર. ૨

## અપંગ અને અનાથ મનુષ્યોનો પોકાર.

વહાલા વેગે આવોરે, દયા દિલ લાવોરે—એ રાગ.

દયા દિલ લાવોરે, અપંગ બચાવોરે, ધર્મ એ ધનવાનનો–હોજી.
દયા વિના તો જાશે અમારા પ્રાણ. ધર્મ. ટેક.

અમે દુઃખી સુખીયા તમે, ન્યાય સૂચવીએ હાલ,
દાન ન દીધું પૂરવે, બુરા થયા હવાલ,
દયા નહિ લાવો તો નથી કાંઈ દાવોરે. ધર્મ. ૧

ખોડાં ઢોરો પાળવા, કરી પાંજરાપોળ,
અપંગ જનને પાળવા, નથી કોઈ ભંડોળ,
મુંગાં બહેરાં અંધાંને નભાવોરે. ધર્મ. ૨

અમે અપંગો રખડતાં, દેખો ઠામો ઠામ,
રક્ષણશાળા નવ મળે, નહિ આવે ધન કામ,
દુઃખીયા જનનાં દુઃખડાં સમાવોરે. ધર્મ. ૩

અન્ન ન ખાવા પહેરવા, વસ્ત્ર ન રહેવા ગેહ,
કંપે કાયા ટાઢથી, તાપે દાઝે દેહ,
દિલના દાના દાઝ ધરાવોરે. ધર્મ. ૪

સેજ ભૂમિને આભનો, પીછોડો અમ જાણ,
પવન આહાર કરી કહાડીએ, ભૂખમરાથી પ્રાણ,
રક્ષણશાળા રૂડી બંધાવોરે. ધર્મ. ૫

અમે તિવ્ર દુઃખ વેઠીએ, તમે ભોગવો સુખ,
અરે ન લાવો ઉરમાં, શું મલકાવો મુખ,
ઔષધશાળા દીનની ઉઘડાવોરે. ધર્મ. ૬

બાળાશ્રમ વૃદ્ધાશ્રમો, વિધવાશ્રમ વિશ્રામ,
ઠામ ઠામ પુણ્યાશ્રમો, સ્થાપી રાખો નામ,

લક્ષ્મીપતિ લ્યો લક્ષ્મીનો લ્હાવોરે. ધર્મ. ૭

સમાન મનુષ્ય અમે તમે, તમે સુખી અમને દુઃખ,
પણ કુદરતનો કાયદો, સૌને વહાલું સુખ,
એકલપેટો તજીએ સ્વભાવોરે. ધર્મ. ૮

મહેનત કાંઈ ન નિપજે, અમે અશક્ત અપંગ,
અન્નદાન ને સ્થાન ઘો, વસ્ત્ર ઓઢવા અંગ,
અરજી સાંકુળચંદ સુણાવોરે. ધર્મ. ૯

## અજામેધ યજ્ઞ.

બોકડાની ફરિયાદ, ધનપાળની વકિલાત, રાજાભોજનો ન્યાય
અને નિર્દોષ પ્રાણીનો છૂટકારો.

### ચોપાઇ.

રચ્યો યજ્ઞ મંડપ એક બેશ, યજ્ઞ સ્તંભ રોપ્યો સુ પ્રદેશ;
અગ્નિકુંડ તે વચ્ચે કર્યો, પુષ્પ વાસ ચોદિશ વિસ્તર્યો. ૧
કેળ સ્તંભ રોપ્યા ચોપાસ, દશ વીશ બ્રાહ્મણ બેઠા પાસ;
વેદમંત્ર વાણી ઉચ્ચરે, પણ જીવ હિંસાથી નવ ડરે. ૨
મધુ યવ ઘૃતના કુંભા ભર્યા, પચરંગી ધાન્યો પાથર્યા;
ટીલાં ટપકાં નાઈ ધોઇ કર્યાં, પુસ્તક વિપ્રે કરમાં ધર્યાં. ૩
યજ્ઞ સ્તંભ બાંધ્યો બોકડો, પાછળ એક અસિ લેઇ ખડો;
જાય ત્યાં થઈ ભોજ ભૂપાળ, સાથે પંડિત છે ધનપાળ. ૪
છાગે નિજ ભાષામાં ભણી, અરજી ભોજ ભૂપતિ ભણી;
રાજા પૂછે હે ધનપાળ, છાગ વદે શી વાત રસાળ. ૫
પંડિત કહે સુણો પૃથ્વીપાળ, છાગ કહે સુણ અરજ ભૂપાળ;
નોધારાનો તું આધાર, તું જગનો છે જીવણહાર. ૬
અદલ ન્યાય આલમનો થાય, મને આપ મહારાજા ન્યાય;

પ્રાણ હણે મારો છળ બળે, મને વિપ્ર સ્વર્ગે મોકલે. ૭
નથી સ્વર્ગનું મારે કામ, સ્વર્ગ સકળ મારે આ ઠામ;
બહુ નારીનો હું ભરતાર, પુત્ર પુત્રીનો નહિ મુજ પાર. ૮
તે સઘળાનો કરી વિજોગ, વિપ્રો આપે મારો ભોગ;
નિર્બળ નિરઅપરાધી રાંક, નથી અમારો કાંઇએ વાંક. ૯
કસાઈ નિર્દય લે મુજ જાન, વિના વાંક પકડે મુજ કાન;
કાંકરો મૂકી સૌ વનસ્પતિ, આરોગું સંતોષી વૃત્તિ. ૧૦
કોઈ ન હોમે યજ્ઞે વાઘ, રાંક અમે હોમે સૌ છાગ;
જીવહિંસાથી જો ફળ થાય, પાપ બિચારૂં તો ક્યાં જાય ? ૧૧
પાપ યજ્ઞથી સ્વર્ગે જાય, યાજ્ઞિક પુત્ર પુત્રી હોમાય;
હોમે સ્ત્રી માતાદિક હણી, નથી સ્વર્ગની મુજ માગણી. ૧૨
પંડિત કહે ભૂપતિ મહાભાગ્ય, અરજ કરે છે એવી છાગ;
દયા ભૂપના મનમાં વસી, ન્યાય બુદ્ધિ વળી ચિત્તમાં ઠસી. ૧૩
છોડાવ્યો બકરો તત્કાળ, હોમાવ્યાં વરી ધાન્ય રસાળ;
તિલકમંજરીમાં એ વાત, ત્યાંથી મૂકયું આ દૃષ્ટાંત. ૧૪

## ઉપસંહાર અને કવિ કથન.

### ચોપાઇ ત્રિતાળી.

સુણો જીવદયા પ્રતિપાળ, આ અરજી દયાની દયાળ;
સુખ વાંચ્છક છે સૌ પ્રાણી, દુઃખ વહાલું ન બુરી હાની. ૧
જીવવું ઈચ્છે સૌ પ્રાણી, મોત ઈચ્છે ન દુઃખી અજ્ઞાની;
દેવી ભક્ત ને નિર્દય જાત, કરે યજ્ઞમાં પશુનો ઘાત. ૨
ઘોર પાપ કરે ધર્મ બહાને, એને સજ્જન અધર્મ માને;
થાય પશુ વધથી રળિયાત, જાણે જમરાજા સાક્ષાત. ૩
કરે માંસ રૂધિરનો યાગ, તેથી થાય જો પુણ્ય વિભાગ;

તો પાપની શી ગતિ થાશે ?, એવા યજ્ઞથી નરકે જવાશે. ૪
ચાર વર્ણમાં ઉત્તમ જાત, બ્રાહ્મણ જગમાં પ્રખ્યાત;
અમે બ્રહ્માના મુખથી ઉદ્ધરીયા, ઋષિપુત્ર અમે ગુણધરીઆ. ૫
દેઈ દક્ષિણા લાડુ જમાડે, જાય વૈકુંઠ આવે ન આડે;
એવો દાવો આલમ પર રાખે, અર્થ વેદનો વિપરીત ભાખે. ૬
તત્વાર્થ ન પૂરો વિચારે, અજ યજ્ઞમાં હોમવા ધારે;
પણ અજનો અર્થ છે એવો, જેનો જન્મ ફરી નહિ તેવો. ૭
ત્રણ વર્ષનું વરી જે હોય, જેને વાવતાં ઉગે ન સોય;
તે અજશબ્દે ઓળખાય, નહિ જન્મ તે અજ કહેવાય. ૮
એવું વરી અજ નામથી હોમે, પણ છાગ ન યાગમાં હોમે;
જેને વાવતાં ઉગે જે ધાન્ય, તે હોમવું શાસ્ત્રે અમાન્ય. ૯
બીજ ઉત્પાદક પશુ જાત, ઘટે યજ્ઞ મિષે કેમ ઘાત ?
અથવા અજ ઇંદ્રિયો કહીએ, વશ કરવાની આહુતિ દેઇએ. ૧૦
દુરવૃત્તિ પશુ કાબુમાં રાખો, પશુ જાતિથી વૈર ન દાખો;
બ્રહ્મ જાણે તે બ્રાહ્મણરાય, બ્રહ્મમાં સૌ જીવ સમાય. ૧૧
તો સૌ જીવ પર સમભાવ, રાખો નિજ સમ પરમાં ભાવ;
દયા યજ્ઞમાં સત્યનો સ્તંભ, જ્ઞાનકુંડ રચો અવિલંબ. ૧૨
કર્મ કાષ્ટ તપાગ્નિ જલાવો, હોમી કષાય સમતા લાવો;
એવો ધર્મયજ્ઞ મન સ્થાપો, હિંસાને જલાંજલી આપો. ૧૩
દુરવૃત્તિને દ્યો દેશવટો, આર્ય ધર્મને લાગે ન બટો;
દયા ધર્મનો દાવો ધરાવો, છો બ્રાહ્મણ કરૂણા લાવો. ૧૪
નથી અમરપટો કોઈ લાવ્યો, કરી પાપ ન કોઇએ ફાવ્યો;
હાથે કરતા નથી દ્વિજ પાપ, ઉપદેશ ન દ્યો એવો આપ. ૧૫
મૂઢ લોહીનાં તિલક કરે છે, શેષ વહેંચીને પેટ ભરે છે;

દેવી ભોગ જો પશુનો માગે, છુટો છાગ મૂકો દેવી આગે. ૧૬
દેવી મારીને ભક્ષણ કરશે, અથવા ચૂશી લેશે તો મરશે;
પણ જીવતો જો પશુ આવે, તો દેવીને ભોગ ન ભાવે. ૧૭
દેવી જગતની માતા કહાવે, પ્રાણી માત્ર પુત્ર તસ થાવે;
માની નજરે થાય સુત ઘાત, નહિ કોપે તો નિર્દય માત. ૧૮
દેવી માંસ રૂધિર નહિ ખાય, દોષ દેવીને દેતાં અન્યાય;
કહો વાસનાના ભૂખ્યા દેવ, વાસ કતલખાનામાં સ્વમેવ. ૧૯
હાડ માંસ રૂધિર જ્યાં રેડાય, તે તો અપવિત્ર ધામ ગણાય;
એવાં અપવિત્ર ધામ નિવાસી, દેવ દેવાયતન જાય નાસી. ૨૦
તેની દંતકથા એક જાણો, વૃદ્ધ પુરૂષ પરંપરા માનો;
પૂર્વે જગદમ્બાનો વાસ, સિંધ નગરઠઠ્ઠામાં નિવાસ. ૨૧
દાંતા રાણાના પૂર્વજ આજા, હતા નગરઠઠ્ઠાના રાજા;
યવનોએ નગર લૂંટી લીધું, પછી કામ ત્યાં કૂડું કીધું. ૨૨
નાંખ્યાં કૂવામાં હાડને ચામ, કર્યું અપવિત્ર રૂધિરથી ધામ;
તજી અપવિત્ર ધામ અંબાજી, આવ્યાં પવિત્ર આરાસુરે માજી. ૨૩
એવાં માત પવિત્રની સામે, પશુ વધ ન ઘટે દેવી ધામે;
હાડ માંસ રૂધિરનું ન કામ, થાય અપવિત્ર દેવીનું ધામ. ૨૪
ક્રૂર પશુવધથી મા અંબાજી, થાય ભક્ત ઉપર નારાજી;
પુષ્પ ધૂપાદિ પૂજા પ્રતાપે, માજી મોં માગ્યું ફળ આપે. ૨૫
પણ દેવી બહાને ખોટું કરવું, હાથે હત્યા કરી પેટ ભરવું;
અહા ! કળી નિર્દય થઈ બેઠો, આર્ય ધર્મ પાતાળે પેઠો. ૨૬

## કવિ કથન.

વ્હાલા વેગે આવોરે, દયા દિલ લાવોરે, ભીડ મારી—એ રાગ.

વારૂ મારા વીરારે, દયા ધર્મે ધીરારે, હિંસા ન કરો પ્રાણીની—હોજી.

પરને પિડતાં આપણા પ્રાણ પિડાય. હિંસા. ટેક.

પશુપર ભાર ભરે અતિ, નિરે ન પાણીચાર,
રીબવી મારે ઘાતકી, તે રાક્ષસ અવતાર.

નિર્દય મૂકે ઢોર રખડતાં લે હાય. હિંસા. ૧

પશુ-પંખીને માનવી, પ્રભુની પ્રજા સમાન;
એક પિડે બીજી પ્રજા, તોડે પ્રભુ ફરમાન.

પ્રાણ પશુના માણસથી ન હણાય. હિંસા. ૨

આશા યૌવન આઉખું, સૌને વ્હાલાં હોય;
સરખો હક જીંદગી તણો, છીનવી શકે ન કોય.

જે સરજે તે પ્રાણ હરે એ ન્યાય. હિંસા. ૩

હરે ફરે ચારો ચરે, કરે ધણીનું કામ;
નિરઅપરાધીને હણે, તેના રૂઠયા રામ.

માંખ પાંખ પગ કીડીનો નરથી ન થાય. હિંસા. ૪

શરણું તરણું મુખ લહે, શસ્ત્ર ન રાખે પાસ;
અવધ્ય શત્રુ છતાં કહ્યો, ક્ષત્રીધર્મ છે ખાસ.

નિર્બળ અશરણ પશુડાં તરણાં ખાય. હિંસા. ૫.

માંસ અર્થ મનુએ કર્યો, "માં" મને "સ" તે ખાસ;
મને ખાય તેનુંજ હું, ખાઈશ નિશ્ચે માંસ.

અન્ન ફૂળ ભાજીપાલાથી પેટ ભરાય. હિંસા. ૬

માંસાહારી કહે પ્રાણીના, અમે ન લઇએ પ્રાણ;
માંસ કસાઇને ઘેરથી, જઈ લઇએ વેચાણ.

તો અમને શું હત્યાનું પાપ ગણાય. હિંસા. ૭

પણ દે મત, મારે, અને, કડકા, કરે ઉઠ્ઠંઠ;
વેચે, લે, રાંધે, વહે, ખાય, ઘાતકો આઠ.

મનુ મહારાજે મનુસ્મૃતિમાં કહ્યો ન્યાય. હિંસા. ૮
વિચાર બળ બુદ્ધિ વિષે, માણુસ જાત શ્રીકાર;
પ્રાણીનો વધ પરિહરો, તજો માંસનો આહાર.
કહે સાંકુળચંદ પ્રાણીને કરજ્યો પસાય. હિંસા. ૯

રાગ મરશીયો.

હાય ! હાયરે મારે પશુને હત્યારા, માંસ માટે લે પ્રાણ એના પ્યારારે;
હાય ! હાયરે મારે પશુને હત્યારા. ટેક.
પશુ રાજા પ્રજાનો ખજાનો, આલમનો એ આંબો મજાનો;
ફૂળ દહીં દૂધ ઘીનાં દે દાનોરે. હાય. ૧
પાપી ફૂળદ્રુપ પશુઓને કાપે, પશુ વિના પિડાય દેશ પાપે;
દક્ષ વૃક્ષ રાખીને ફૂળ માપેરે. હાય. ૨
ભ્રમર માલતી મકરંદ ચૂસે, પુષ્પ પિડે ન પિંડ નિજ તોષે;
પશુ પાળી સુજાણુ દેહ પોષેરે. હાય. ૩
દુનીયાની દોલત ગાય માતા, એના પુત્રો ખરા અન્ન દાતા;
કરી ખેતી આપે સુખ સાતારે. હાય. ૪
કરે ખાતર ખેડ જળ ઝીલી. કણુ કાઢે કણુસલાં પીલી;
ભરે કોઠીઓ ભાર વહી લીલીરે. હાય. ૫
એવા જગ પ્રતિપાલક ધોરી, એની જન્મદાતા ગાય ગોરી;
એને મૂકે કસાઈ ન કોરીરે. હાય. ૬
પશુ માત્ર તરશ ભૂખ સહેતા, સાત્વિક મલાઈ ઘી દેતા;
ટાઢ વેઠીને દે ઊન ઘેટાંરે. હાય. ૭
એને મારે તો માથું ધરે છે, હાથ ઝાલે ન રાંક ડરે છે;
હાય નાંખી નિસાસે ઝુરે છેરે. હાય. ૮
ભાજીપાલો ને અન્નફૂળ જાણો, દહીં દૂધ મલાઈ ઘી માનો;

સાદો સ્વચ્છ ખોરાક મજાનોરે. હાય. ૯
એમાં પોષણુ સત્ત્વ છે સારૂં, માંસ દુર્ગંધમય છે નઠારૂં;
રોગ રક્તપિતાદિ કરનારૂંરે. હાય. ૧૦
તનદુરસ્તીનાં તત્ત્વ માંસે, નથી ડૅાકટર કહે છે ઉલ્લાસે;
અન્ન ખોરાક કુદરતી ભાસેરે. હાય. ૧૧
બળે મડદું આવે ગંધ જેવી, માંસ ભુંજતાં બદબો તેવી;
ઓકાવે ખાધું ધાન એવીરે. હાય. ૧૨
જાય સંડાસમાં માંસાહારી, બદબોથી કરે છે ઓકારી;
નાક આડું ધરે વસ્ત્ર ભારીરે. હાય. ૧૩
મળમૂત્ર વિષ્ટા ધરનારૂં, ગુરદામાં થઇને વહેનારૂં;
એવું માંસ ભખો ન નઠારૂંરે. હાય. ૧૪
અન્ન ફળો મેવાને મીઠાઈ, મળે માંસથી સોંઘા ભાઈ;
સ્વચ્છ સ્વાદિષ્ટ ને સુગંધાઇરે. હાય. ૧૫
ગીધ શ્વાન વાયસને પ્યારો, મલિન માંસનો દુર્ગંધી ચારો;
નથી આહાર માણુસને એ સારોરે, હાય. ૧૬
વિવેકી વીરા પશુ પાળો, તજી માંસ ભખો ભાજીપાલો;
મેક ટેકે સાંકળચંદ ચાલોરે. હાય. ૧૭

અલબેલીરે અંબેમાત જોવાને જઇએ—એ રાગ.

જીવદયા ધર્મનું મૂળ, હિંસા નવ કરીએ;
હિંસાથી પ્રભુ પ્રતિકૂળ, પાતક પરિહરીએ. ટેક.
જેવો જીવ આપણુને વહાલો, વહાલો સૌને તેવોરે;
નિરઅપરાધી પશુનો ઘાતક, પ્રત્યક્ષ રાક્ષસ જેવો. હિંસા. ૧
દેવીને બહાને બળી આપે, પાડાને ઘેટાનોરે;
પણ દેવી રીઝવવાને કોઈ, ભોગ ન દે બેટાનો. હિંસા. ૨

સહેજ શરીરમાં કાંટો વાગે, અરે બાપ ઉચ્ચરીએરે;
કદી અચાનક જખમ થાય તો, ઝુરી ઝુરી મરીએ. હિંસા. ૩
પ્રાણીને હણતાં ઘાતકને, શસ્ત્ર શરીરમાં વાગેરે;
તિવ્ર વેદનાથી દિલ કંપે, કુટે રડે બહુ રાગે. હિંસા. ૪
દહીં દૂધ ઘીનાં ઝાડ પશુ છે, જે આપણને પાળેરે;
એવાં ઉપકારીને હણતાં, અરે હાથ કેમ ચાલે ? હિંસા. ૫
પુત્ર કલત્ર નિમિત્ત કોઈ બાધા, પશુના બળીની રાખેરે;
પશુ વધથી કદી પુત્ર ન જીવે, પાપ તણાં ફળ ચાખે. હિંસા. ૬
કળિયુગમાં પશુનું બળી ન ઘટે, કોપે દેવી કુઠાઠેરે;
શ્રીફળ કોળાદિકને હોમો, ભાખ્યું ચંડીપાઠે. હિંસા. ૭
પર પોતામાં ભેદ ન રાખો, જીવ સર્વનો સરખોરે;
જે દુઃખ વેદે જીવ આપણો, તે દુઃખ પરને પરખો. હિંસા. ૮
પણ દુનિયાનો અવળો ધારો, પર પિડા ન વિચારેરે;
સતી બળતી પોકાર કરે જન, જે અંબે ઉચ્ચારે. હિંસા. ૯
ખસી પડે કે કોઇને વાગે, પ્રેક્ષક હસી હસી રાચેરે;
રાંક બિચારો મરે દેડકો, કાગ કૂદે ને નાચે. હિંસા. ૧૦
પર ઘર બળતું દેખી ખળજન, વહાર મિષે જઈ લૂંટેરે;
પણ પોતાનું ઘર સળગે તો, છાતી માથું કૂટે. હિંસા. ૧૧
હિંસાનું મૂળ ને ફળ કડવાં, કોપે દૈવ કરાળરે;
હસતાં બાંધે રોતાં ન છૂટે, ભોગવવાં નિરધાર. હિંસા. ૧૨
નિર્દય કોઇકે એક ઉંદરડી, બોળી ઉના જળમાંરે;
તરફડતી દેખી તે રીઝયો, પ્રાણ તજ્યો એક પળમાં. હિંસા. ૧૩
ભાવી ભાવે બે ત્રણ દિવસે, પુત્ર મુવો તસ પ્યારોરે;
છાતી કૂટે ને શિર પીટે, રડતાં ન રહે વાર્યો. હિંસા. ૧૪

સંત પુરૂષ તે વેળા તેને, હિત શિક્ષા દેઈ તોષેરે;
ઉંદરડીનાં માત પિતાને, કેવું દુઃખ થયું હોશે. હિંસા. ૧૫
પાપ તણું ફળ પ્રત્યક્ષ ભાળી, બોલ્યો મુખ સંભાળીરે;
હણું હણાવું નહિ કોઈ જીવને, હવે ગાંઠ મેં વાળી. હિંસા. ૧૬
આપ વીતી એમ જાણે જ્યારે, પ્રકટે નિજ પર ભાનરે;
સાંકળચંદ સકળ પ્રાણીમાં, સરખા જીવ સમાન. હિંસા. ૧૭

## શ્રી વીર જન્મ જયંતી પ્રસંગે ગાવાનાં ગીતો.

[ શું કહું કથની મારી રાજ.—એ રાગ. ]

વીર જન્મની જયંતી રાજ, વીર જન્મની જયંતી.
શુભ ઉજવીએ જયવંતી રાજ, વીર જન્મની૦—ટેક.
ચૈત્ર શુકલ ત્રયોદશી દિન વીરજી, જન્મ્યા શ્રી જિનરાયા;
ઘરઘર તરીયાતોરણ બાંધ્યાં, ધવળમંગળ વરતાયા રાજ–વીર૦ ૧
રોમ રોમ વિકસિત ત્રીસલાદે, સિદ્ધારથ ઊલસાયા;
ક્ષત્રીકુંડમાં મંગળમાળા, દિગ્કુમરીએ હુલરાયા રાજ–વીર૦ ૨
સુરગિરિપર સુરપતિએ મળીને, જન્મમહોત્સવ કીધો;
ક્ષીરોદકથી ન્હવણ કરાવી, લાખેણો જશ લીધો રાજ–વીર૦ ૩
પૂરવે જેમ સુરપતિએ કીધી, જન્મ જયંતી પ્રભાળી;
નિકટ મહા ઉપકારીની કરીએ, પ્રતિવર્ષે પુણ્યશાળી રાજ–વીર૦ ૪
ભક્તિ સ્તુતિ ગુણકીર્તન ગાઇએ, ધ્યાન પ્રભુનું ધરીએ;
શાસનપતિ શ્રીમહાવીરજિનની,જયજય મુખ ઉચ્ચરીએ રાજ–વીર૦ ૫
ગુણનિધિના ગુણ ગાતાં ચઢીએ, ગુણસ્થાનકની શ્રેણી;
અનુક્રમે સ્વર્ગ ને અપવર્ગ વરીએ,જોશુભ રહેણીકહેણી રાજ–વીર૦ ૬
બોધપ્રસારક મંડળ કુસુમે, વીરજયંતી વધાવે;
વીરપણું વીર અમને આપો, સાંકળચંદ ગુણ ગાવે રાજ–વીર૦ ૭

## સખી સંવાદ.

[ પાણીડાં ભરવા હું ગઈતીરે—એ રાગ. ]

પ્રશ્ન—સખી મંગળમાળારે, ક્યાં વરતી આજે ?;
આહા ! છત્રીશ વાજાંરે, વાજે ગયણ ગાજે.
મુક્તાફળ સ્વસ્તિકરે, પૂરી શુભ રંગોળી;
મળ્યો મહાજન મેળોરે, સોહાગણની ટોળી.

ઉત્તર— સાખી.
રાજનગર રળીયામણું, જૈનપુરી છે આજ;
વીરજયંતી ઉજવે, હરખે જૈનસમાજ.

પ્રશ્ન—વીર તે કોણ મારૂતીરે, વીર વિક્રમરાયા;
કોણ શત્રુ વિદારણરે, જન્મ્યા રાણી જાયા ?.

ઉત્તર—નહિ મારૂતી વિક્રમરે, શત્રુ મિત્ર સમભાવે;
વીતરાગ વિજેતારે, ભવરણ જય પાવે.

સાખી—ભવિજન મનકજ બોધવા, ઉગ્યો અભિનવ ભાણ;
ચૌદરાજ ચૂડામણી, જન્મ્યો ચતુરસુજાણ.
એની જન્મ જયંતીનીરે, થાય છે આજ વિધી;
સુરપતિએ પૂરવેરે, સુરગિરિપર કીધી.
એવા જગ ઉપકારીરે, વિસરે ન મન ચંગે;
એના ગુણગણ ગાતાંરે, પ્રકટે ગુણ અંગે.

કોરસ—જયવંતી જયંતી વધાવીએ સખી મોતીડેરે;
ફળ્યો સુરતરૂ આંગણ આજ, વુઠયા ઘન દુધડેરે.
વહાલા બોધપ્રસારક મંડળે આનંદેરે;
વધાવી જયંતી આજ સાંકળચંદેરે.

સખી મંગળમાળારે, ક્યાં વરતી આજે ?;
આહા ! છત્રીશ વાજારે, વાજે ગયણુ ગાજે.

રાગ સોરઠ.

વહાલા વીર લઘુ નંદન અધમ દશા થઇ આપણીરે,
ક્યાં ગઈ ઉન્નતિ અધુના ?, આવી પડતી પાપણીરે; ટેક.
વીરશાસન સુલતાન ધિરાજા, શ્રેણિક ચેડાદિક મહારાજા;
ગયો સમય સુખનો વહી આજ ન કોઈ ધણીરે. વહાલા૦ ૨
સંપ્રતિ રાજ સમયની મોઝા, જૈન ધર્મના ડંકા તાજા;
જૈનોમય ભારત ક્યાં આજ પ્રજા ગણીરે ?. વહાલા૦ ૩
પ્રતિબોધક કુમાર નરિંદા, કળિકાળ સર્વજ્ઞ સુરિંદા;
જાહોજલાલી હેમસૂરિ વારે ઘણીરે. વહાલા૦ ૪
જઘડુ વિમળ ધનાદિક શ્રેષ્ઠિ, અગણિત કોટ્યાધિપની અસ્તિ;
ક્યાં ચઢતી ક્યાં આજની દશા દયામણીરે ?. વહાલા૦ ૫
હતી ઘણા જૈનોની વસ્તિ, આજ રહ્યા મુઠ્ઠિભર અસ્તિ;
કાળેકાળે ઘટતી વસ્તી આપણીરે. વહાલા૦ ૬
ક્યાં પ્રાચીન અર્વાચીન વેળા ? જોતાં આવે આંસુ રેલા;
કારણુ તપાસતાં ભૂલો થઈ છે ઘણીરે. વહાલા૦ ૭
પૂર્વે શ્રાવક ક્ષત્રી સોની, કણુબી કુંભારાદિક જૈની;
આજ વણિક કુળ ધર્મ પડયો પારસમણીરે. વહાલા૦ ૮
રહ્યો ધર્મ નહીં શૂરા સાથમાં, ગયો રંક કંગાલ હાથમાં;
વણિક રંક કર કેમ રહે ચિંતામણીરે ?. વહાલા૦ ૯
બહુ મતભેદ પડ્યા જિન ધર્મે, વિપરીત આચારાદિક કર્મે;
ક્લેશ કુસંપથી પડતી થઈ અતિ આપણીરે. વહાલા. ૧૦
બાળલગ્ન ને વૃદ્ધ વિવાહો, હાનિકારક રિવાજ રાહો;

ઉન્નતિ ક્રમના પંથે ભીંત આડી ચણીરે. વહાલા૦ ૧૧
મુનિગણુ વિચરી દેશવિદેશે, અન્ય કોમને જો ઉપદેશે;
વીર વિચાર તણી તો સૌ સુધરે અણીરે. વહાલા૦ ૧૨
ગૃહસ્થ મુનિમંડળ થઈ ભેળા, પૂર્ણ વિચાર કરે એક વેળા;
ગચ્છભેદ તજી રચે પ્રબંધ પ્રભામણિરે. વહાલા૦ ૧૩
પ્રસરે ધર્મ સ્વ અન્ય કોમમાં, ક્લેશ કુસંપ ન રહે રોમમાં;
ભાવી ઉન્નતિની સાંકળચંદ માગણીરે. વહાલા૦ ૧૪

## શાસનપ્રેમી વીરપુત્રોને જાગૃતિની જરૂર.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ.

ક્યાંવીરશાસનપતિક્યાંશ્રેણિકમહારાજા?,ક્યાંસંપ્રતિકુમારભૂપ હેમસુરિતાજા;
ક્યાંવિમળવસ્તુજગડુધન શ્રેષ્ઠિઅથાગો, એક દિન અભ્યુદયથશે પ્રયત્ન ન ત્યાગો.૧
અહા ! ઉદયકાળ વહી ગયો પડતી કેમ આવી?ફરી તપાસ ઉદ્યમકરો સુધરવા ભાવી;
આપત્ત વેળા લમણે કર દઇ નવ ભાગો, એક દિન૦ ૨
સુખદુઃખ અસ્તોદય ભરતીઓટ પ્રમાણે,ઘટમાળ સમો સંસાર વિબુધજન જાણે;
વળી શાસન ઉન્નતિ થશે જૈનીઓ જાગો, એક દિન૦ ૩
દુપસહસૂરિ તક અવિછિન્ન સુશાસન રહેશે,ઉન્નતિ અવનતિમાંધર્મનીઝરણાંવહેશે;
શુભ સમય ફરી આવશે ધૈર્ય નવ ત્યાગો, એક દિન૦ ૪
નિજ કોમ કુટુંબમાં કરો એકતા આજે,જ્યાં સંપજંપ ત્યાં વાસ લક્ષ્મિનોછાજે;
ધાર્મિક વ્યવહારિક નૈતિક ચલવો સાગો, એક દિન૦ ૫
નિજ સંતતિપર સંસ્કાર ધર્મના સ્થાપો,વ્યવહારિકનીતિમયકેળવણી શુભ આપો;
વીરપુત્રો શાસન ઉન્નતિ કામે લાગો, એક દિન૦ ૬
આધારભૂત શુભ સ્ત્રી કેળવણી આપો,નિજ સંતતિપર પડશે માતાની છાપો;
તસ ખોળે ખેલતી પ્રજા થશે મહાભાગ્યો. એક દિન૦ ૭
તજી હાનિકારક ચાલ કરો સુધારા, વૃદ્ધ બાળ લગ્ન જડમૂળથી ઉખેડો પ્યારા;
કન્યાવિક્રયથી પડતી પડઘો વાગ્યો, એક દિન૦ ૮

લખલૂટ ખરચ કરી ન્યાતવરા ન જમાડો,સાધરમી નિરાશ્રિનફંડ અખંડ ઉઘાડો;
સુખી સાધરમી તે સ્વામીવત્સલ સાચો, એક દિન૦ ૯
ધનવાન ને બુદ્ધિવાન વર્ગ મળી ભેળા, સ્થાપો હુન્નરશાળા બોર્ડિંગ સવેળા;
નિજ ધર્મિ નિર્ધન અભણુની આપદ ભાંગો, એક દિન૦ ૧૦
શ્રુતજ્ઞાન સમાન ન અવર તરવા કોઇ બીજું,અજ્ઞાન તિમિર દૂર થાય નેત્ર એ ત્રીજું;
તે જ્ઞાનોદ્ધાર કરી ભાવિ ભાવઠ ભાંગો, એક દિન૦ ૧૧
શુભ ચૈત્રશુકલ ત્રયોદશી દિવસે પ્રાતઃ પર્વે, વીરજન્મજયંતી ઉજવો ગુણુ ગાઇ હર્ષે;
તજી કાયરતા વીર પાસે વીરતા માગો. એક દિન૦ ૧૨
ધરી ધૈર્ય ઢાલ કરવાલ ક્ષમા કર ધારી, સદ્વર્તન કવચ ઉદ્યમ વાજી અસ્વારી;
યાહોમ કરી ભવરણુ રંગે જય માગો, એક દિન૦ ૧૩
ભરી ભારત જૈનસમાજ પ્રબંધો બાંધો, કરી સંપ એકતા આજ કાજ નિજ સાધો;
જયવાદ્ય નાદ સાંકળચંદ જગમાં વાગો, એક દિન૦ ૧૪

## મનહર છંદ.

માત પિતા બે'ન ભાઈ પુત્રનો જુઠી સગાઈ;
પ્રિયા દુ:ખદાઈ સાચી ધર્મની સગાઈ છે.
સંસારે ન સાર કાંઈ જર જોરૂની લડાઈ;
સ્વાર્થની સગાઇ ભાઇ વિશ્વમાં ફેલાઇ છે.
મોહરાજાની ભવાઇ જુવો ઠામ ઠામ ભાઇ;
જુઠી જે કમાઇ તે તો અંતે દુ:ખદાઈ છે.
સાથે નહીં આવે કાંઈ કરી લે ભલાઈ ભાઇ;
આ કાવ્યકલ્લોલ ગ્રન્થ અતિ સુખદાઇ છે.

## હરિગીત છંદ.

આ આદિ મંગળ મધ્ય મંગળ અંત્ય મંગળ ગ્રન્થ છે,
જિન ભક્તિ સ્તુતિ વૈરાગ્ય તે શિવમાર્ગનો શુભ પંથ છે;

કરી મનન આ શુભ ગ્રન્થ ભવિજન આત્મને નિજ ઉદ્ધરો,
મન ઉદધિમાં કલ્લોલ કાવ્યથી વહે શાંત સુધા ઝરો.

માલિની છંદ.

તન ધન ચળ જાણી, સત્ય કીજે કમાણી;
સુણિ જિનવર વાણિ, આદરો ધર્મ પ્રાણી. ૧
જગજન હિતકારી, કાવ્ય કલ્લોલમાળા;
ભણી ગુણિજન પામો, લચ્છિ લીલા વિશાળા. ૨
વિભુ નવનિધિ આપો, અષ્ટ મા'સિદ્ધિ સ્થાપો;
ભવ ભય હરિ તાપો, પાપ સંતાપ કાપો. ૩

—✻—

## ઉપસંહાર.

સાદી લાવણી–મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ.

આ ગ્રન્થ નીતિ ભક્તિ વૈરાગ્ય પ્રબંધે, ગુંથ્યો પ્રસ્તાવિક વિવિધ પ્રબંધ સંબંધે;
પાઠકગણુ જ્ઞાન સુધારસ પાનથી રીઝો, તો સફળ યત્ન કર્તાનો ગણી ગુણુ લેજો.૧
સજ્જન જન હંસ સમાન સારથી રાચે, તજી નીર ક્ષીરનું પાન કરે મન સાચે;
પણુ દુર્જન છિદ્ર ગવેખે ચારણી વેષે, તજી કાગ દ્રાખ દુર્ગંધ ઉપર જઈ બેસે. ૨
આ કૌસ્તુભ કાવ્ય ન શોભે એવા પાસે, ગુણુ ગ્રાહ્ય ઝવેરી કાજ રચ્યો ઉલ્લાસે;
કવિતા કામનિમાં ગુણુ ને દોષ કહ્યા છે, ગુણુ ગ્રહણુ કરે ગુણી દોષથી દૂર રહ્યાછે.૩
જો ભીંત કરી હોય સાફ ચિત્ર તો શોભે,મજબુત પાયા વિણુ મહેલ જરી નવ થોભે;
તેમ નીતિ વિના ભક્તિ કેવળ બકભક્તિ,માટે આ ગ્રન્થે આદ્ય નીતિની જુક્તિ. ૪
સંસાર સુધારો સ્ત્રી સુધરે તો જાણો, ઘરશાળા ગુણુમણી માળા બાળા માનો;
સ્ત્રીનીતિ આગ્રંથે આદ્ય મુકી તે માટે,પછી સામાજીકનીતિ બોધ રચ્યોભલી ભાતે.૫
નીતિ સહિત ભક્તિથી ભવસાયર ઝટ તરીયે,પ્રભુભક્તિ કરતાં ભવ ફેરી નવ ફરીયે;
ભિન્નભિન્ન રાગમાં ભક્તિ સ્તુતિ ઉચ્ચારી, મોટાના ગુણુ ગાતાં પ્રકટે ગુણુ ભારી. ૬

પારસમણી સ્પર્શથી લોહ કનક થઇ જાવે,પ્રભુભજન સ્તવનથી આત્મા ઉજ્વળ થાવે;
ભલી ભક્તિ સાથ વૈરાગ્ય વાસના આવે, તો સોનું અને સુગંધ ઓળખે ભાવે. ૭
મળશુદ્ધિ વિના ઔષધનો ગુણ નવ લાગે, વૈરાગ્ય વિના તેમ ભક્તિ હૃદય ન જાગે;
મહાયત્નથી વિવિધ વિષય વૈરાગ્યે ગુંથ્યા, સુણીઉપજેનહિવૈરાગ્ય રામ તો રૂઠ્યા. ૮
ઉત્પત્તિ સ્થિતિ ને લય સકળ વસ્તુ પ્રાણીનો,કોઇ સ્થાઇ ન અનિત્ય સંસારબોધજ્ઞાનીનો;
જુવો મહેલ ઝરૂખા ગાજે ગગન સંગાથે, એ મૂકી માલિક ગયા ન ગયું કાંઇ સાથે.૯
જે ગયા ન ફરી તે મળ્યા ખબર કાંઇ નાવી, અહા ! શું સંસાર સ્વરૂપ ન મિથ્યા ભાવી;
એ સકળ વસ્તુ વૈરાગ્યપ્રબંધે દાખી, વૈરાગે પાપ ન બાંધે અપ્પા સાખી. ૧૦
આધ્યાત્મિક પ્રકટે જ્ઞાન વૈરાગ્ય પ્રબંધે, વાંચો વૈરાગ્ય પ્રબંધ વિવિધ પદ્યપ્રબંધે;
જેમ જેમ કરી મનથી મનન જુવો ફરી ધારી,તેમતેમઅનુભવરસસ્વાદચાખશોભારી;
જ્યાં સુધી વૈરાગે ન વળી મતિ સાચી, ત્યાં સુધી જાણી સૌ સોગટડી કાચી;
ફરીફરી માનવભવ અવસર ન મળે આવો, કર સુકૃત કરણી લે નરભવનો લ્હાવો. ૧૨
પછી પ્રસ્તાવિક પ્રબંધ રચ્યો આ ગ્રંથે, સમાજ સુધારો થતાં વળે શુભ પંથે;
નિજ કુટુમ્બ કોમને દેશસુધારો કરવા, સંક્ષેપે કહી બધી વાત પ્રજા સુધરવા ૧૩
અધુના થઇ અવનતિ ઉન્નતિ કેમ કેમ થાવે ', એ કારણ દાખ્યાંસાદાંસરળસ્વભાવે;
ઋતુવર્ણન આદિક વિષય ગોઠવ્યા જેમાં, અથથી તે ઇતિ સુધી રંગ ભંગ નહિએમાં.
આ ગ્રન્થ ગુંથ્યો ઇત્યાદિક વિવિધ વિષયથી,મતિસ્વલ્પસહિતમહાપૂર્વપુરૂષઆશયથી;
રવિ શશી પ્રકટે ત્યાં લગી આ ગ્રંથ પ્રકાશો, સાંકળચંદ પાડકધર જયકમળા વાસો.

